


| | | | |
|---|---|---|---|
| ૪ | કલ્યાણયાત્રા | દર્શક | ૧-૮-૦ |
| ૫ | સુખદુઃખનાં સાથી | પન્નાલાલ પટેલ | ૨-૮-૦ |
| ૬ | આશાવરી | રમાકાંત ગૌતમ | ૨-૦-૦ |

બારમું

આનંદ ગ્રંથાવલિ

પુસ્તક બારમું

# કાટનાં માળખાં

: લેખક :

રતિલાલ શ્યામજી ત્રિવેદી

: પ્રકાશક :

આર. આર. શેઠની કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

શ્રી. જયંતિલાલ રતિલાલ ત્રિવેદીને

જેમણે મારા જીવનને ઘડવામાં
વાત્સલ્યભર્યો સાથ આપ્યો છે.

રતિલાલ



# અજાણી ધરતી ભણી–

મારા જીવનનાં ઘણાં વર્ષો મેં ગામડાંમાં ગાળ્યા છે. ગામડાંમાં મેં જે જોયું છે તેને આ કથામાં વર્ણવાનો પ્રયાસ કર્યો છે.

ગામડાંનાં જીવન ઉપર આપણા સાહિત્યમાં ઠીક ઠીક કથાઓ લખાઈ છે. આપણા ગ્રામજીવનની નવલકથાઓમાં મારી આ કથાથી કાંઈ નાવિન્ય ઉમેરાશે તો હું મારા પ્રયત્નને સફળ માનીશ.

સાહિત્યના કોઇપણ ક્ષેત્રમાં મેં અત્યાર સુધી કોઇપણ રીતે પદ સંચાર કર્યો નથી : એટલે એ રીતે કોઈ અજાણી ધરતીમાં પગ મૂકતાં જે કાંઇ સંકોચ થાય તેવા સંકોચ સાથે હું મારી આ કથાને વ્હેતી મૂકું છું.

મારા આ પ્રયત્નને મીઠી નજરથી જોઇને પુસ્તક રૂપે પ્રગટ કરવા માટે શ્રી ભુરાલાલ રણછોડદાસ શેઠનો (આર. આર. શેઠની કું. વાળા) હું ઋણી છું; અને મારા પ્રયત્નમાં અનેક વિધ સહાયતા કરવા માટે પ્રો. મુરલી ઠાકુરને પણ કેમ ભૂલી શકું? આ કથા લખવાની પ્રેરણા કરનાર મારા નાના ભાઈ જેવા ચંદ્રકાન્ત ત્રિવેદીને પણ કેમ વિસરી શકાય?

મુંબઇ
૭-૫-૪૩

રતિલાલ ત્રિવેદી

૧

સવારની ગાડી રંગપુરના સ્ટેશને ઊભી રહી. રંગપુરનાં નાનાં સ્ટેશનમાં ગાડી એકાદ મિનિટ જ અટકતી. ભાગ્યે જ કોઈ તેમાંથી ઊતરતું. આજે પણ જ્યારે તે અટકી ત્યારે કોઈ ઊતરનાર હશે નહિ એમ ધારી ગાર્ડે ગાડી અટકવાની સાથે જ ચેતવણીની સીટી બજાવી.

અકુદરતી ઉતાવળથી સેકન્ડ કલાસના ડબ્બામાંથી એક મુસાફરે સામાન બહાર ફેંક્યો અને ઝડપથી ગાડીમાંથી ઊતરી પડ્યો, બિસ્તરો જે દશામાં ગાડીમાં પાથરેલો હતો તે જ રીતે ગોટો વાળીને બહાર ફેંક્યો. એક નાનકડી ચામડાની બેગ ફેંકાયાને લીધે પ્લૅટફૉર્મ ઉપર ઊંધી વળી ગઈ. બીજી બે ચાર વસ્તુઓ પણ પ્લૅટફૉર્મ ઉપર આવી પડી હતી અને વેરણછેરણ પથરાયેલી પડી હતી.

મુસાફર સફાળો ઊંઘમાંથી જાગ્યો હોય એમ લાગતું હતું. દુનિયાદારીમાં ન ચાલી શકે તેવા લાંબા વાળ ચારે તરફ ચીબરીના

માળા જેવા તેના વદન ઉપર ઊડી રહ્યા હતા. તેણે પહેરેલા ઊજળા કપડાં સારી રીતે ચોળાયેલા હતા, કોટ તેણે ગોટો વાળી હાથમાં જ રાખ્યો હતો.

ડબ્બામાંથી બહાર નીકળીને તેણે એક ઊડતી નજર ડબ્બામાં નાખી, કંઈ બાકી રહી ગયું હોય તો જોવા માટે. સ્ટેશન માસ્તર અને સાંધાવાળા આ વિચિત્ર જણાતા મુસાફર તરફ જોઈ રહ્યા. એકાદ સાંધાવાળાએ આવી, અડધા ઊંઘતા મુસાફરની સ્થિતિ જાણે કે તે સમજી ગયો હોય તેમ ડબ્બામાં ચડી બધું તપાસી લીધું, અને હાથમાંની લીલા રંગની ધજા, એન્જિનમાંથી વળુંભીને જોઈ રહેલાં ડ્રાઇવરને બતાવી. ગાડી ઊપડી.

મુસાફરે સૌથી પહેલું કામ સ્ટેશન ઉપરના નળમાંથી પાણી લઈ મોઢું ધોવાનું કર્યું. તેણે સાંધાવાળાને ચાની પૂછપરછ કરી. આવા સ્ટેશનમાં ચા મળવી મુશ્કેલ હતી. ખિસ્સામાંથી બીડી કાઢી ચેતાવી અને વેરણછેરણ પડેલા બિસ્તરા ઉપર બેસી નીરાંતે ધુમાડાના ગોટા કાઢવા શરૂ કર્યા.

આવી અનિયમિત રીતે વર્તનાર મુસાફર સ્ટેશન માસ્તર અને સાંધાવાળાઓને મન કુતૂહલનો વિષય બનતો જતો હતો. અનેક મુસાફરો ગાડીમાંથી ઊતરી ઘેર જવાની ઉતાવળમાં લાગતા; જ્યારે આ માણસ હજુ શાંતિથી પ્લૅટફૉર્મ ઉપર બેસી રહ્યો છે. નથી સામાન ઠીક કરતો કે નથી ઉઠવાની વૃત્તિ દેખાડતો.

આખરે સ્ટેશનમાસ્તર કંટાળ્યા. 'મેઘજી, પેલા મિસ્તરને પૂછ કે તેમને ક્યાં જવું છે ? ને ટિકિટ માગી લે,' સાંધાવાળાને તેમણે બૂમ મારી કહ્યું. માસ્તરને કામ પતાવી જલદી ઘેર જવું હતું, મુસાફરને કાને માસ્તરના શબ્દો પડ્યા. બાજુમાં પડેલો કોટ ઊંચકી, ટિકિટ કાઢી મેઘજીને આપી, અને એક નાનો સવાલ પૂછ્યો, 'અહીંથી રંગપુર કેટલું થાય ?'

'આ રહ્યું. ત્રણ ગાઉ.'

'ગાડું મળશે ?'

'હા. ચાલો હું ગોઠવણુ કરી આપું.'

મેઘજીએ મુસાફરનો સામાન ઉપાડવા માંડ્યો. મુસાફર જે રીતે ગાડીમાંથી ઊતર્યો હતો તે જ રીતે સાંધાવાળાની સાથે સ્ટેશનની બહાર નીકળ્યો.

સ્ટેશનની બહાર કંપાઉન્ડમાં એક ગાડું ઊભું હતું. સાંધાવાળાએ ગાડાવાળા સાથે નક્કી કરી ગાડામાં સામાન મૂક્યો, અને મુસાફરને સલામ કરીને ઊભો રહ્યો. મુસાફરે ખિસ્સામાં હાથ નાખ્યો. રૂપિયો નીકળ્યો. તેણે સાંધાવાળાના હાથમાં મૂકયો. 'છૂટું નથી સાહેબ.'

'કંઈ નહિ લઈ જાવ.'

શબ્દો અને બોલવાની રીત સાંધાવાળાને આસપાસના પ્રદેશમાં કોઇ દિવસ ન સંભળાયા હોય તેવા જણાયા. રૂપિયો આપનાર મુસાફર તરફ જોઈને તેને આશ્ચર્ય થયું. ફરીથી તેણે મુસાફરને સલામ કરી અને ગાડું ઊપડયું.

સ્ટેશનની ઓશરીની કોર ઉપર રૂપિયો ખખડાવતાં ખખડાવતાં સાંધાવાળાએ માણુસ–માણુસના અનેક પ્રકારો માટે પોતાની રીતે વિચારી જોયું. ઘર તરફ ઉતાવળથી જઈ રહેલાં સ્ટેશન માસ્તરે સાંધાવાળાના હસતા મોઢા તરફ જોઈ પૂછ્યું, 'કાં, શું કમાયો ?'

'રૂપિયો એક. મારો વા'લો કો'ક રંગીલો જુવાન લાગ્યો. ભારે માણુસ, સા'બ.'

'શું કહ્યું ! એક રૂપિયો ! ગાંડો લાગ્યો ગાંડો, અને નહિતર કો'ક ભરાડી ' આટલી મજૂરી માટે રૂપિયો આપનાર માણુસ વ્યવહારની

રીતે દુનિયાદારી વાળો ન જ ગણી શકાય એવી માસ્તરનાં કહેવાની મતલબ હતી. હસતાં હસતાં તેમણે ઘરનો રસ્તો પકડ્યો.

ખૂબ તડકો થયો ત્યારે મુસાફરનું ગાડું રંગપુરને ઝાંપે આવ્યું.

એક નાની નદી બે ઊંચી ભેખડોની વચ્ચે કોઈ પણ જાતનો કવિતા ઉપજાવે તેવો દેખાવ કર્યા સિવાય વહી રહી હતી. નદીની ઊંચી ભેખડો ઉપર વડલાના અને આંબલીના અસંખ્ય ઝાડવાઓ ઊભાં હતાં. ગાડામાં બેઠા બેઠા મુસાફરે આ બધા તરફ જોયા કર્યું.

'ક્યાં લઉં ભાઈ?' ગાડું ઘણીવાર ઊભું રહ્યું છતાં મુસાફરે કાંઈ કહ્યું નહિ એટલે કંટાળીને ગાડાવાળાએ આખરે પૂછ્યું.

સ્ટેશનથી રંગપુરનાં ઝાંપા સુધીમાં એકાદ બે સવાલોના જવાબમાં માથું હલાવ્યા સિવાય ગાડાવાળો મુસાફરને કોઈપણ જાતની વાતચિતમાં ઉતારી શક્યો નહતો.

ગાડાવાળાના સવાલનો મુસાફરે બહાર ફરતી નજર સંકેલી લઈ ટૂંકો જવાબ આપ્યો 'દયાશંકર ગોરને ત્યાં.' આ શબ્દે ગાડાવાળો ચોંકયો હોય તેમ લાગ્યું.

'તમારું નામ બાપા ?'

વળી પાછો ટૂંકો જવાબ મળ્યો. 'ચંદુલાલ.'

'હેં !' ગાડાવાળાથી ઊંચે અવાજે આશ્ચર્ય બતાવાઈ ગયું. 'ચંદુ – ચંદુભાઈ અરે મારા બાપ; ઓળખી પણ ન શક્યો.' તેણે નેજવું કરી મુસાફર તરફ મીટ માંડી. મુસાફર શાંતિથી બીડી સળગાવી રહ્યો હતો.

અલી ડોસો હવે ઘરડો થયો હતો. છેલ્લાં ત્રીશ વર્ષથી લાગલાગટ તેણે અનેક મુસાફરોને સ્ટેશનથી રંગપુરમાં આણ્યા હતા.

રંગપુરમાં અલી ડોસો જૂના માણસ તરીકે ઓળખાતો. તેને બધા ઓળખતા, તે બધાને ઓળખતો. ગામમાંથી પરદેશ કમાવા જતા અનેક જુવાનોને બે શિખામણના શબ્દો આપી તેણે વિદાયો આપી હતી. અને પરદેશથી આવતા અનેકને તેણે મીઠી ભાષામાં વધામણા પણ આપ્યાં હતાં. પરંતુ આજે આ ચંદુ—ચંદુલાલ કેમ ઓળખાયો નહિ? તેણે આંખો ચોળી ફરીથી મુસાફર સામે જોયું. મુસાફર શાંતિથી ધુમાડા કાઢી રહ્યો હતો.

તેણે ગાડું ગામમાં લીધું. ભયંકર તાપમાં સારું યે ગામ સુમસામ પડયું હતું. રસ્તામાં એકાદ રખડતા ઢોર સિવાય કોઈ સામું મળ્યું નહિ.

એક જીર્ણ મકાન પાસે ગાડું અટકયું.

'ચંદુભાઈ, લ્યો ઘર આવ્યું,' અલી ડોસાએ ગાડીમાંથી ઊતરી ખડકીની સાંકળ ખખડાવી, 'એ...દયાકાકા...ખડકી ઉઘાડો. આપણો ચંદુભાઈ આવ્યો છે.....'

કંઇ જવાબ મળ્યો નહિ. ફરીથી અલીએ જોરથી બારણું ભભડાવ્યું. થોડીવારે અંદરથી કંઈ વાત સંભળાઇ. બારણું અડધું ઊઘડયું, લાજનાં ઘૂમટામાં અર્ધા દેખાતા અને અર્ધા ઢંકાયેલા મુખમાં એક સ્ત્રીએ આવી બારણું ઉઘાડયું.

'કોણ છે? કોણ...અલીકાકા!'

'હાં...બેટા ગોદાવરી આપણો ચંદુભાઈ આવ્યો છે.'

સ્ત્રીએ મુસાફર તરફ એક નજર નોંધી અને બારણું પૂરું ઉઘાડી નાખ્યું. વીજળીનો આંચકો લાગે અને ખંચકાય તેવા ભાવ ઉઘાડનાર સ્ત્રીનાં મોઢાં ઉપર દેખાયા.

નિર્જીવ—જૂના પુરાણાં ઘરમાં ચંદુ દાખલ થયો. ફળીમાં દાખલ થઇને તેણે એક ઊડતી નજર નાખી, ફળિયું ચોખ્ખું અને સારું

હતું. ફળીમાં પૂર્વાદા મુખનાં બે ઓરડા અને ઘરની બાજુએ ઢોર બાંધવાનું નાનું એકઢાળિયું, જેવાંને-તેવાં પૂર્વવત્ ઊભાં હતાં. માત્ર ભીંતોમાં કોક જગ્યાએ માટી ઊખડી ગઈ હતી. અને ક્યાંક પાણીનો મારો લાગીને પછીત ધોવાણી હતી.

ઓસરીમાં પગ મૂકી, સ્વાર્થવિહીન મનુષ્યની માફક તેણે એક પાટ ઉપર બેઠક લીધી.

'કોણ આવ્યું છે, બેટા ગોદાવરી,' ગોઠણ સુધીની પોતડી જ માત્ર જેનું વસ્ત્ર છે, એવા એક વૃદ્ધ ઓરડામાંથી લાકડી ઠોકતા બહાર નીકળ્યા. તે દયાશંકર ગોર હતા. ગોદાવરીના અને ચંદુના બાપા.

જવાબ મળ્યો નહિ. ગાડાંમાંથી સામાન સારતા અલીડોસાએ ગોદાવરી અને ચંદુ તરફ નજર કરી. નીચે મોઢે ચંદુ પાટ ઉપર બેઠો હતો. બારણાની બારસાખ ઝાલીને ગોદાવરી પગવતી જમીન ખોતરતી શાન્ત ઊભી હતી.

'કેમ કોઈ બોલ્યું નહિ ? જાણમાં ગાડું ખખડ્યું ને? કોણ છે ? મહેમાન છે કોઈ ?'

આ ઘરમાં ઘણાં વર્ષોથી કોઈ મહેમાન આવ્યું હોય તેમ ગામનાં કોઈ માણસને ખ્યાલમાં ન હતું. ભરચક લત્તામાં નિર્જીવ જેવા લાગતાં ઘરમાં રડ્યું ખડ્યું કોઈક જ આવતું.

'એ હાં, દયાકાકા, આપણો ચંદુભાઇ છે.' અલી ડોસાએ જવાબ વાળ્યો.

'કોણ ચંદુ' ડોસાએ ધીરે ધીરે ઓશરીની થાંભલી ગોતી કાઢી આધાર મેળવ્યો હતો.

'એ....આપણો ચંદુ.' અલીડોસાએ સામાન એક તરફ ગોઠવી જવાબ આપતાં આપતાં ચંદુ સામે જોયું.

ખોળામાં મૂકેલા કોટમાંથી પાકીટ કાઢી પૈસા કાઢતાં ચંદુએ થાંભલી પકડી ઊભેલા વૃદ્ધ પિતાને નિહાળ્યા. તેણે રૂપિયો કાઢી અલીડોસાના હાથમાં મૂકયો.

'ના ભાઈ, કાંઈ નહિ.'

'કેમ ?' ટૂંકું વાકય ચંદુના મુખમાંથી નીકળ્યું.

'ચંદુભાઈ, આપણો જૂનવાણી સંબંધ, આજ ઊઠીને હું હવે દયાકાકાના દીકરા પાસેથી પૈસા લઈશ ?' ઓશરીનું પગથિયું ઊતરતાં ઊતરતાં તેણે છેલ્લું વાકય પૂરું કર્યું. 'ઠીક. અલાબેલી દયાકાકા.' ખડકીનાં બારણાં ખેંચી અલીડોસો બહાર નીકળ્યો.

'ગોદી...ગોદાવરી....શું ખરેખર આપણો ચંદુ....ચંદુડો આવ્યો છે ?' બોલતાં બોલતાં ડોસા થાંભલી પાસે ઓશરીની કોર ઉપર બેસી ગયા. તેના મોઢામાંથી એક મોટો નિસાસો સરી પડ્યો.

થોડી પળો–સ્મશાનની નિરવતા અને શાન્તિ ચોરેકોર પથરાઈ ગઈ. કોઈ બોલ્યું નહિ, જાણે કે કાંઇ બોલવા જેવું જ ન હતું.

આખરે પાટ ઊપરથી ઊઠી ચંદુએ ઓરડામાં પ્રવેશ કર્યો–બન્ને ઓરડા ફરી વળી જે અદાથી તે ઊઠયો હતો તે જ અદાથી પાછો પાટ ઉપર આવીને બેઠો.

'બા કયાં છે ? ગોદુ.'

તેણે એક ચિત્તે ગોદાવરી તરફ નજર નાખી. તેની નજરે ગોદાવરીનું માથું અને મોઢું પડ્યાં. તેના માથા ઉપર કેશ નહતાં–કપાળમાં કંકુ ન હતું–હાથ અડવા હતા.

'વિજયા કયાં છે ?' ચંદુ ગોદાવરી તરફ જોઈ રહ્યો. તેણે ગોદાવરીની આંખ આંસુથી છલકાતી નિહાળી. ડોસાને જોરથી નાક છીંકતાં સાંભળ્યા.

ફરીથી ઊઠી તેણે ઓશરીમાં આંટા મારવા શરૂ કર્યા.

આ નીરવતા, આ શાન્તિ, આ ભેદ કોણ જાણે ક્યારે ઊકલશે? કોણ ઉકેલશે?

પાણીનો લોટો લઈ તેણે અત્યંત શાન્તિથી મોઢું ધોવા માંડ્યું. સામેના ઘરની પછીતના જાળિયામાંથી કોઈ સ્ત્રી એકી ટશે દયાકાકાની ઓશરીમાં નજર માંડી રહી હતી.

'કોણ આવ્યું છે? ગોદી!' બહારથી આવનાર એક જુવાન માણસે સવાલ કર્યો.

'કોણ? મહેષ! આવ ભાઈ, આપણો ચંદુભાઈ આવ્યો છે. તારો ગોઠિયો.'

'ચંદુભાઈ?' ધોતિયાના છેડાથી મોઢું લૂછી રહેલા ચંદુ તરફ એકી ટશે મહેષ નિહાળી રહ્યો.

તેણે એક ગૌર વર્ણના કસાયેલા યુવકને મુખ ઉપરની વ્યગ્રતા છુપાવતો અને હાસ્યને જાણે કે મહાપરાણે બહાર ખેંચી કાઢતો હોય તેમ હસતો જોયો.

'મહેષ!' છેવટે ચંદુના મુખમાંથી શબ્દો નીકળ્યા. 'ઓળખી શકે છે?' તેણે મહેષ ઉપર પૂરી નજર નાખી.

સુકલકડી દેહે, ભીનાવાને, છોભીલા બની ગયેલા મહેષને, ચંદુએ માથાથી પગ સુધી નિહાળ્યો.

પગની નીચે સર્પ કચરાતાં માણસ જેવી રીતે નાસવા છૂટે તેવા આંચકા સાથે મહેષે બારણા તરફ દોટ મૂકી.

પછવાડે શબ્દો સંભળાતા રહ્યા. 'મહેષ મહેષ...બેટા મહેષ શું થયું...' દયાશંકર ગોરનો ઘાંટો ભયંકર મધ્યાહ્ને અનેકને અડચણ કરી રહ્યો.

## ૨

અલીડોસો ઘેર પહોંચી, બળદને ખીલે બાંધી, નીરણ કરી, દાઢી પસારતો લાંબે રાગેથી અલ્લાહને પોકારતો હતો. આજ તેનું દૈનેયું સુધર્યું ન હતું. ગાડીમાં ઘણી વખત કોઈ ઊતરતું નહિ ત્યારે તેને આવા અનેક અનુભવ થયા હતા, પણ કોઈ ઊતરે ત્યારે આવી રીતે ખાલી હાથે પાછો ફર્યો ન હતો.

પરંતુ તેના દિલમાં કમાણીની ચિંતા ન હતી. તેને માત્ર કાંઈ પણ લાગ્યું હોય તો ચંદુના આવાગમનની ચિંતા હતી.

'બેટા મરિયમ, પાણી લાવજે દીકરી.' અલીડોસાના કુટુમ્બમાં એક દીકરી મરિયમ, પોતાની જેવા જ બુઝર્ગ ફાતમાબાઈ–તેની બીબી અને મરી ગયેલી મોટી દીકરીનો દીકરો રમજાન હતાં. અલીડોસા એક્કા હાંકતાં અને કંઈક કમાતા. રમજાન પોલીસ ખાતામાં સિપાઈ હતો. તેને ૧૫–૨૦ રૂપિયા મળી રહેતા. ડોસાનું ગાડું ગબડ્યે જતું.

મરિયમને બદલે ડોસી પાણીનો કળસ્યો લઈ ને ડોસા પાસે આવ્યાં. ડોસા મહાવિચારમાં ગરકાવ હતા. ડોસી ઘણાં વર્ષોથી ડોસાના સહવાસમાં ડોસાને ઓળખી ગયા હતા, કોઇ ગરીબગુરબું મળ્યું હોય, ગાડીમાં કો'ક માંદું જોયું હોય. તો લાગણીવાળા અલીડોસા આકુળવ્યાકુળ થઈ જતા. ડોસીએ પાણી આપતા ડોસાની વ્યાકુળતા નિહાળી.

'કાં જમાદાર, આજ કોઈ છડીયું મળ્યું નથી લાગતું?' ડોસી રોજ ડોસાને જમાદાર કહીને જ સંબોધતાં.

'ખુદા હાફીજ.'

'તેમાં આટલા હાંફળાહાંફળાં શું કામ છો ?' ડોસી બોલતા ત્યારે જાણે કે તેના મોઢાંમાંથી પડતી વાણી કોઈ મૌલવીનાં ધર્મોપદેશ જેમ ધીરે ધીરે– હીન દુનિયાના ઉદ્ધાર માટે પડતી હોય તેમ વહેતી. ' એને હજારોની ચિંતા છે. આજનું સારું કાલ વાળી દેશે, તેમાં મુંઝાયે શું દિ' વળે?'

ડોસાને જાણે આ વાણી સાંભળવી ગમતી હોય તેમ શાન્ત ચીત્તે બેસી દાઢી પસાર્યા કરી.

'હવે તો ઠાલા રોજ ધક્કા ખાવ છો. કો'ક દિન ગયાં તો પણ શું થઈ ગયું ? રમજાન તો બચારો રોજ ના કહે છે. 'અમ્મા મારા દાદાને ના કહો ને; હવે ખુદા આપણને છાશરોટલો આપે છે. ઘરડે ઘડપણ શા માટે ઘોડા કરવાં?'

'અરે પણ કોણ કહે છે છડીયું મળ્યું નથી? અને હું ક્યાં કોઈના કહેવાથી જાઉં છું? મારે મન તો એ એક જાતનો શોખ છે. રમજાન બિચારો કેવો લાયક છે તે હું કયાં નથી જાણતો.' વાત આડી ઊતરી પડશે અને રખેને કદાચ ડોસીની

સાથે રમજાન અને મરિયમ પણ ભળી જાય તો વળી કોઈકવાર ઊભી થાય છે એવી ભાંજગડ ઊભી થશે, એવી બીકે ડોસાએ વાત અડધેથી જ કાપી. ઘણી વખત રમજાન મરિયમ અને ફાતમાબાઈ મળી ડોસાને હવે ગાડું મૂકી દેવાનું સમજાવતા, પરંતુ ડોસા આડાતેડાં કરી છૂટી જતાં. ગાડું છોડવાનો વિચાર હજી તેમનાથી થઈ શકતો નહતો.

'અરે હું એમ કહેતો હતો, આજ તો એક છડીયું મળ્યું અને મારી આંખોએ મને ધોખો દીધો. ઘરનાં ઉમરા સુધી હું ઓળખી જ શકયો નહિ.'

'કોણ હતું ?'

'આપણા દયાનો ચંદુ.'

'કોણે કહ્યું !' ડોસીના મોઢા ઉપર આશ્ચર્ય હતું.

'કેમ ન ઓળખ્યો ? ચંદુ—ચંદુડો. દયાશંકર ગોરનો ચંદુડો. માળો ઓળખાણો જ નહિ. છેક ઝાંપે આવીને પૂછયું ત્યારે જ ખબર પડી.'

'ચંદુ કયાંથી ?' ડોસીનું આશ્ચર્ય વધતું જતું હતું. 'અરે કોઇ બીજું તો ન હતું ને ? જો જો કો'કને બદલે કો'કને ઠસાડી બેસતા નહિ.'

'અરે એવી તે ભૂલ થાય. ઘેર જઈ છેક દયાના હાથમાં મૂકીને હાલ્યો આવું છું. ગોદી પણ પહેલાં તો ઓળખી શકી નહિ. છોકરાં છે. મોટાં થાય એટલે બધું ફરી જાય. માળો ભારે સાજો નરવ્યો છે. પરદેશમાં આવું શરીર રહ્યું તો કોઈનું સાંભળ્યું નથી.'

મરિયમ–માબાપની વાતની થોડીક છેલ્લી કડીઓ સાંભળી રહી હતી, તેને કુતૂહલ થયું.

'કોણ આવ્યું છે અમ્માજાન ?' ગામમાં કોઇ પણ ઊતરે તેની દરેક માહિતી માગવાની મરિયમને નાનપણથી ટેવ હતી. ડોસો રોજ દીકરીને હોંશથી બોલાવીને વાત કરતો.

'દયાકાકાનો ચંદુ.'

'કયા દયાકાકા ?'

'દયાશંકર ગોર જ વળી. બીજો કોણ દયાકાકો ગામમાં છે !'

'ચંદુ ક્યાંથી ?'

'ખુદાને ખબર'

મરિયમ પાસેથી રમજાન અને રમજાન પાસેથી વાત ધીરે ધીરે ગામમાં પહોંચવા લાગી. દસ વર્ષથી ગુમાઈ ગયેલો, દયાગોરનો ચંદુ, ગામમાં પાછો આવ્યો હતો. અનેક કુતૂહલ પ્રિય વ્યક્તિઓ, દયા-ગોરના ઘર સામે પણ કદી ન જોનાર વ્યક્તિઓ દયાગોરનાં ઘરની આજુબાજુ ફરવા લાગી.

ચંદુ ગામમાં આવે એ વાત–ઘણાને વિસ્મયજનક, ઘણાને આઘાતજનક અને ઘણાને કંઈક નવું નિહાળવા મળશે એમ ધારી કુતૂહલ પ્રિય લાગતી હતી. ઘણા વયોવૃદ્ધો દસ વર્ષ પહેલાના બનાવને નજર સામે લાવવા પ્રયત્ન કરવા લાગ્યા. ધૂળમાં દટાઈ ગયેલી વાત જાણે કે ગઈ કાલે બની હોય તેવી રીતે તાજી આંકણીએ અંકાવા લાગી. ચંદુડો. લબાડનો સરદાર. રાત લઇને ભાગેલો. અરે ભાગેલો તો ખરો પણ સાથે ગીરજાશંકરના દીકરાની વહુ ગોમતીને લઇ ગયેલો–રખડેલ. ક્યાંથી પાછો આવ્યો છે ? વળી પાછું ગામમાં નવાજૂનું કરશે હરામજાદો. વાતને ચસ ચડાવવા કંઈક ગામનાં હિતેચ્છુઓ ટોળે વળી, ચંદુના ભૂતકાળના ઈતિહાસને ઉખેડી રહ્યા હતા.

દુનિયાની કડવી મીઠી ચાખી સ્થિતપ્રજ્ઞ બનવાની તૈયારી કરતા કંઈક વળી એવી પણ વાત કરતા, 'હોય, દુનિયા એવી જ છે. જુવાની જાળવવી એ તો મુશ્કેલ વાત છે. કોને ખબર છે કોની જુવાની કલંકરહિત હશે. મૂકો વાતને.' કંઈક વળી એવી પણ દલીલો કરતાં, સાળાને હવે બરોબર સીધો કરવો જોશે. હરામજાદો ગામની વહુ દીકરીને ભગાડી જાય અને પાછો ગામમાં પગ મૂકી શકે? સાળાને પૂરો જ કરવો. આ જન્મે ખોડ ભૂલી જાય.

નાના ગામમાં બનાવો બનતાં જ નથી, બને છે ત્યારે તેનું મહત્ત્વ ખૂબ જ વધી જાય છે. કામધંધો ખીલીએ ચડી જાય છે. એકને એક વાત અનેક રીતે ચર્ચાય છે.

## ૩

અલીડોસાએ ગામમાં ઘણા વર્ષ ગાળ્યાં હતાં. તેણે ચંદુના આવાગમનની સાથે જ આ કલ્પના કરી હતી. જરૂર આજે કંઇ નવું બનશે. કોઈ દિવસ ગામની બજારમાં વગર કામે તેણે આંટો માર્યો ન હતો. આજે તે લાકડી-લઈ દયાકાકાના ઘરની પાસેથી નીકળવાની ઇચ્છાને રોકી શકયો નહિ.

ગામડાં અને તેની વસ્તીને તે ઘણા વર્ષથી જાણતો હતો. આ ગામડાંમાં કેળવણીનો અભાવ હતો. રોજની ઝીણી ઝીણી ચર્ચાઓ હતી. નાની નાની વાતો ભયંકર પરિણામો નીપજાવતી. ખૂન અને મારામારી એ સહજ વાતનાં પરિણામો હતાં. નાની સરખી બોલાચાલી થઈ અને લાકડીઓ ઊડી જ હોય. છાશવારે કોઈ કોઈની વૈરીને ભગવી જતું. ગામમાં કોઇક રૂપાળી કોળણ વહુ બનીને આવતી કે ગામની કો'ક જુવાન દીકરી વહુ બનીને ગામમાંથી નીક-ળવાની હોય એ વખતે ગામનો કો'ક ગરાશીઓ-કો'ક વરણાગિયો-એના શીલ એના કૌમાર્યની પછવાડે પડયો જ હોય.

જમીનના બે તસુ ટુકડા માટે કે પાણીના એકાદ ધોરિયાના વહન માટે પેઢીધર વૈર રોપાતાં અને એ વૈર પ્રણાલિકાવાદની જેમ ચાલ્યે જ જતાં. એકાદ બે વર્ષે એકાદ બે માનવીનો ભોગ આવી તકરારો નિરંતર લીધા જ કરતી.

આવાં નાનાં ગામડાંઓમાં જુદા જુદા અનેક તફ્ફાઓ પડે છે. કો'ક અમલદારની ઓથ ગોતે છે, કો'ક વળી સમાજનો આશરો લ્યે છે. કંઈક ઉલ્કાપાતો, કંઈક મેલી રમતો, કંઈક ભયંકરતાઓ ગામડાંને હંમેશાં ભરડો લઈ રહે છે.

એ ગામડાંની આદરભાવના–નિખાલસતા–ભેરુબંધી એ બધું ગઈ કાલની વાત બની ગયેલ છે. ગામડું જાણે ભયંકર અને વધુ ભયંકર–મેલી વિદ્યાના કોઈક તાંત્રિકના દાવ જેવું–બનતું જાય છે; ત્યાં વ્યભિચાર પ્રસરતો જાય છે; મદિરા માઝા મૂકતી જાય છે; ચા આવી છે. ત્યાં જુગાર જામી પડ્યો છે, ત્યાં નિત્યનાં કાવાદાવા છે, ત્યાં ભૂખમરો આવતો જાય છે. માતા વસુધા જાણે ત્રાસી ગઈ છે. જ્યાં ધરતી હંમેશાં ધાર્યાં ધાન્ય આપતી, જ્યાં મેહુલા માગ્યાં વારી સિંચતા, જ્યાં સુરભીમાં હિલોળા ઊડતા, જ્યાં જુવાનો ધર્મ અને ફરજને માટે માથાં વાઢી આપતા, જ્યાં કોઈ પ્રલોભન ન હતું–માત્ર ખેતી હતી, હલકભર્યે કંઠે ગાજતાં ભજનો હતાં, મીઠા સૂરે નાચતા અને નચાવતા રાસડા હતા, અભરે-ભર્યાં ઘી હતાં, દૂધની નદીઓ હતી, એવાં આ ગામડાં કયે માર્ગે ક્યાં જઈ રહ્યાં છે? વિધિની વિચિત્રતા તેમને દોરી જઈ રહી છે, કે કૂડિયાં માનવીનાં પાપ તેને આ ગતિએ ધકેલી રહ્યાં છે, કે પછી પ્રલયનો વંટોળિયો ચડ્યો છે?

અલી ડોસો ઘણા દસકા જોઈ ચૂક્યો હતો. ગામડાનો તેણે અનેક રંગ બદલતો ચિતાર નિહાળ્યો હતો; તે ગામડાને પૂરેપૂરી રીતે

ઓળખતો હતો. તેને આજ લાકડી લીધા વગર છૂટકો ન હતો. ચંદુ ગામમાં આવ્યો છે એ વાત શું સર્જાવશે તે તેણે સમજી લીધું હતું.

દયાગોરની પછીતે એક ટોળું બેઠું હતું. અલી ડોસાએ છેટેથી આ ટોળાને નિહાળ્યું, તેની વૃદ્ધ આંખો ખેંચાણી. રંગ પારખવાની શક્તિ જૂના જમાનાના અનુભવી માણસમાં પુષ્કળ હતી. ધીરે ધીરે તે દયાશંકરના ઘરની પાસે આવ્યો.

'કોણ બેઠું છે ત્યાં ?' ડોસાએ તેજવું કર્યું. કાંઈ જવાબ મળ્યો નહિ. 'કેમ ભા, ડોસાને કોઈ જવાબ પણ આપશો નહિ? આટલી બધી નફરત !'

'અલીકાકા, ઈ'તો અમે છીએ.' ટોળામાંથી એક જાડા જેવા માણસે જવાબ આપ્યો. 'તમે કાંઈ વખત વગરના આ રસ્તે—અટાણે ?'

'મનમાં થયું લાવ ગામમાં આંટો મારી આવું. હવે ક્યાં ઝાઝો વખત ગામમાં ફરવું છે? કઈ ઘડીએ આંખ મીંચાઈ જશે, અલ્લા જાણે ! જૂની માયા છે. કોઈક વાર આવો ઉધામો ઊપડે છે. શેરીએ શેરી ફરી લેવાની ઇચ્છા થઈ આવે છે.' ડોસાએ જવાબ વાળ્યો, 'તીકુ, હવે અમારે તો બહોત ગઈ અને થોડી રહી.' તેણે સવાલ પૂછનારને સંબોધ્યો.

તીકુ—ત્રિકમલાલ લુહાણો આ ગામમાં મહત્ત્વનો જુવાન ગણાતો. ઘણું ખાઈને અને ખૂબ ઊંઘીને તેણે શરીરને ગોળમટોળ બનાવ્યું હતું. ગામની અનેક પ્રવૃત્તિઓમાં તીકુ હંમેશ ઊભો રહેતો. તેણે દોલતનો ઝાઝો લોભ રાખ્યો ન હતો. બાજુના શહેરમાંથી બકાલું અને ઘરવખરીનો સામાન લાવીને તે વેચતો; તેમાંથી તેનું ગાડું નભ્યે જતું. બાકીનો વખત આવી અનેક પ્રવૃત્તિઓમાં ગાળતો. કજિયાઓ કરાવતો અને પછી તેમાં પંચ બની ચુકાદાઓ પણ આપતો. ગામમાં કંઈ મહત્ત્વનું ન બન્યું હોય તો કેમ બનાવવું

તેની કળા તેને વરી હતી. તેને સૌ કોઈ ઓળખતું. કોઈ તેનો વિશ્વાસ ન કરવો તે જાણતું, છતાં કોણ જાણે કેમ પણ તીકુને પ્રવૃત્તિ મળી જ રહેતી.

આજે રીંગણાં વેચતાં વેચતાં તેને કાને વાત આવી, ચંદુ આવ્યો છે. તેણે રીંગણાંની પોટકી બાંધી માથે ફાળિયું વીંટી બજારનો રસ્તો પકડયો. તેણે મથુર સોનીને ગોતી કાઢયો, જમના ઢુંઢને બોલાવ્યો, માલિયા કોળીને અને કાનિયા દરજીને કામેથી ઉઠાડયા.

આ બધા ચંદુની હેડીના હતા. ચંદુની સાથે રમ્યા હતા. અનેક હુતાશણીમાં ડાંડિયાની રમઝટ બોલાવી હતી; અનેક નોરતામાં રાસની ઝડીઓ વરસાવી હતી.

તેણે દરેકને બોલાવી ચંદુડો—દયા ગોરનો ચંદુડો આવ્યો છે તેના ખબર આપ્યા.

જોતજોતામાં ગામમાં વાત પ્રસરતી ગઈ અને સૌ કોઈ ભેગા મળવા માંડયા—જુવાન જુવાનોમાં, વૃદ્ધો વૃદ્ધોમાં અને સ્ત્રીઓ ઘરેઘરમાં.

તીકુએ અને તેની ટોળીએ સીધો દયા ગોરના ઘરનો રસ્તો લીધો. 'તીકુભાઈ, સાળાને તગડી જ મૂકીએ.' કાનિયો દરજી દરેક વાતમાં આવો રસ્તો પસંદ કરતો. સાપ મરે નહિ અને લાકડી ભાંગે નહિ. 'ના તીકુ, સાળાને એમ ને એમ હાડકાં કૂણાં કર્યા વગર જવા જ દેવો નથી.' માલિયો કોળી હંમેશાં આમાં જ માનતો. 'અરે ભાઈ શું કરવું તે વિચારો, પછી થઈ રહેશે. પહેલાં એની પાસે જવાબ માગો—એ હતો કયાં—રાંડ ગોમતી કયાં છે.' તીકુને બધી વિગતો જાણવાની જિજ્ઞાસા હતી.

ધીરે ધીરે જુવાનિયા દયાગોરની ખડકી પાસે આવીને અટકયા અહીં તો આવ્યા. કમાડ કેમ ઉઘડાવવું ?

તીકુએ બધાને શાન્ત રહેવા કહ્યું. ખડકીમાં કાંઇ વાત થતી હોય તો સાંભળવા માટે તેણે બારણા ઉપર કાન માંડયો. ઘરમાં બધું સૂમસામ હતું, રોજની જેમ–દશ વર્ષથી હતું તેવું જ. આખરે બધા રસ્તો ખોળવા ઘરની પછીતને અઢેલીને બેઠા, ત્યાં અલી ડોસા નીકળ્યા. 'હેં અલી કાકા ! તમે એને ગાડામાં બેસાડી લઈ આવ્યા ?' તીકુએ ડોસાને સીધી વાતમાં ઉતારવા પ્રયત્ન કર્યો.

'કોને બેટા ?' ડોસાએ અજ્ઞાનતા બતાવી.

'ચંદુડાને.' તીકુને વાત કેમ કરવી તે આવડતું.

'હાં ચદુને, ચંદુ. હા–માળું, છેક ઝાંપે આવીને જ જણાયું કે આ ચંદુ છે. શું બદલાઈ ગયો છે ! ઘણો ગરવો બની ગયો છે.'

'બસ અલી કાકા ! તમે ઊઠીને આમ ગામને નીચું જોવડાવશો ?' તીકુએ ડોસાની વાત અડધેથી કાપી.

'કાં ? એમાં ગામને શું નીચું જોવું પડયું–ગામનો કોઈ દીકરો –ઘણે વર્ષે પરદેશથી હાયવરાળ ઠાલવતો–મા–મા કરતો ઘેર આવે તેને હું ગાડે ન બેસારું ? એને ઘરે ન પહોચાડું ?? શી વાત કરે છે તીકુભાઈ, તું ય ભાઈ ભારે રમૂજી !'

'અલીકાકા, પણ તમે એટલું એ ન સમજ્યા કે ગાડે બેસનાર કોણ છે ? ગામનો દુશ્મન ગામની આબરૂને ભાંગી ભૂકો કરનાર, નાલાયક ! એને આ ગામમાં પગ મૂકવાનો શો અધિકાર છે ?'

'કાં ભાઈ, એણે એવડું શું કરી નાખ્યું છે ?' અલીએ કંઠને વધુ ને વધુ મીઠો કર્યો.

'તમે જાણે, કાકા, કેમ કાંઈ જાણતા નથી ! ગામની વહુદીકરીને ભગાડી જાય અને પાછો ગામમાં પગ મૂકી શકે ? દીકરો સાજો-નરવો જઈ રહ્યો.' માલિયા કોળીએ તીકુને પડખે ચડી જવાબ આપ્યો.

'અરે માળા ! ગાંડા છો બધા. એ જૂની વાત–હવે એનું આજે શું ? ગઈ વાતને વળી કોઈ સંભારતું હશે ? હશે, જેના મુકદ્દરમાં જે લખ્યું હોય તે થઈ રહે છે. એનું વળી આજ શું છે ? ગારો તે કોઈ ચૂંથતું હશે ?' અલી ડોસા ખૂબ તૈયાર થઈ ને આવ્યા હોય તેવો તેનો જવાબ હતો.

'તો તો પછી કાલ કોઈ બીજીને ઉપાડશે ! ગામનાં માન આબરૂ ન સાચવે એવાને ગામમાં શું કામ રહેવા દેવા જોઈએ ?' કાનિયાથી રહેવાયું નહિ.

'એવી ઝીણી નજરે જોવાની શી જરૂર છે ? હોય–માણુસ છે. જુવાની છે જ એવી. જુવાનીની આડો પડદો રહે એ જ સારું. કોણુ જાણે કે શું હશે ? હું તો જૂના જમાનાનો માણુસ. અમે જુવાન હતા ત્યારે પણ આવું આવું ઘણી વાર બનતું; પણ લાંબી લપ નહિ, ખોટી ઉપાધિ નહિ. ગામની વાત વળી લાંબી ચાલે શું ? ચર્ચા શું ? ગામની કે ગામના માણસની વાત વળી ઉઘાડી શું પડે ?' ડોસો થાક ખાવા જરા અટક્યો– 'અલ્લાહ ! હવે તો શો જમાનો આવ્યો છે ? બાપની વાત દીકરો છુપાવે નહિ; દીકરીની વાતમાં જ ઉઘાડી પાડે–કોઈ કોઈનું નહિ. શું થવા બેઠું છે ? અને એમાં ય આ ચંદુ કોણુ ? કાનજી–માવજી–તીકુ–જમનો–ચંદુડો બધા ય સાથે રમેલા–સાથે છાણાં ચોરેલાં–સાથે ઓળામડો કોળાંબડો કૂદેલા–એક-બીજાને એકબીજા વગર ચાલે નહિ. ચંદુડો ભાગી ગયો. તે હવે આજ સુધી સાથે ફરેલા તેમાં જ બધા મળી દોસ્તને ગૂડવા નીકળ્યા છો ? ડોસો નીચે બેસી ગયા.

તીકુને લાગ્યું, મિત્રોનો જુસ્સો કદાચ ડોસાની વાત ધીરો પાડી નાખશે. માંડ કરીને ઘણે દિવસે મજા હાથ આવી છે તે ક્યાંક વહી જશે. તેણે ધનિયા કાનિયા સામે આંખ મીંચકારી.

'અલી કાકા, પણ તમને આ વાતમાં એવડું શું છે તે સિફારસ કરો છો? તમારી જ વહુદીકરી હોત તો તમે શું કરત?'

'એ જ મને અબળખા છે ભાઈ, કે મારી વહુદીકરીને ચંદુડો કેમ ન ઉપાડી ગયો? કોઈ કોઈને ઢસડીને ઉપાડી જતું નથી. એ ઉપાડી જવાની વાત આપણને દેખાય છે તેવી છીછરી નથી. એમાં ઊંડે ઊંડે કંઈક ભર્યું હોય છે. મારી દીકરી કે વહુને કોઈ ઉપાડી જાય તો, હું ખરેખર ગામ આખાને સમજાવી દઉં કે કોઈ કોઈની પારકી પંચાતમાં પડે નહિ. અને સિફારસ? સિફારસ માણસ માણસની ન કરે તો કોણ કરશે? જે દિવસે આ સિફારસ બંધ થશે તે દિવસે દુનિયામાં પછી જીવવા જેવું કાંઈ નહિ રહે. ભલા થઈ તમારે બીજા કાંઈ કરવાં જેવાં કામ હોય તો કરો, નહિતર ગામનું કલ્યાણ થાય તેવા બીજા રસ્તા વિચારો. આવી ઉપાધિઓમાં નથી તમારું ભલું, નથી ગામનું ભલું.'

'અલી કાકા, તમે સમજ્યા વગરની માથાકૂટ કરવી છોડી દો. તમે તમારે રસ્તે જાવ.' માણસ પાસે દલીલ ખૂટે છે ત્યારે તે કજિયો ગોતે છે.

'હા ભાઈ, હું તો મારે રસ્તે જઈશ, પણ તમે કોઈ એમ ન માનશો કે દુનિયામાં ચંદુ કે દયાનું કોઈ નથી.' તેણે હાથમાં પકડેલી લાકડીને જોરથી દબાવી.

ટોળાના બે પાંચને કાકાની વાત ધીરે ધીરે ગળે ઊતરી હતી. તેમને હવે તીકુની વાતની પકડથી કંટાળો આવતો હતો.

'ખેર, બનવાવાળું બની ગયું. અને વાસ્તવિક રીતે તો તેમને એમાં શું હતું? કાંઈ પણ કરવું જોઈએ તે ગિરજાશંકરના કુટુંબીઓએ કરવું જોઈએ. મહેષને તેમણે બોલાવ્યો પણ મહેષ તો હજુ આવ્યો પણ ન હતો, અને દયાકાકા અને મહેષને તો સારો સંબંધ હતો.

મહેષ ઘણી વખત દયાકાકાની અને ગોદીની ખબર કાઢવા પણ જતો. એમ પણ કેમ ન હોય કે અંદર અંદર સમજી લઈને જ ચંદુને બોલાવ્યો ન હોય! અલી ડોસાની વાત વિચારવા જેવી પણ હતી.

'ચોળવાથી ગઈગુજરી શું સુધરી જશે? ચંદુને કાઢી મૂકવાથી કે મારવાથી બન્યું છે તે અણબન્યું થશે ખેર! ચાલો તીકુ, હવે આપણે શું કામ માથાકૂટ કરવી? કૂટવા દો. મરવા દો. સૌ સૌને પાપે મરશે.' કાનિયાએ છેવટે રસ્તો ગોત્યો.

'જીવતો રહે બેટા, સો વર્ષનો થા. શું કામ નકામી તથ્યા– સૌને ખુદાને સોંપો–એ સૌનો ન્યાય કરશે.' અલી ડોસાએ તક ગોતી.

તીકુને દાવ ખાલી જતો લાગ્યો. પરંતુ વધુ વાત હવે કદાચ પોતાને જ અળખામણો બનાવશે એમ ધારી એણે પ્રવાહ બદલાવ્યો. 'પણ અલીકાકા ગોમતીનું શું થયું એટલું પણ અમારે ન જાણવું? ગામની એક વહુદીકરી ક્યાં ગઈ–મરી ગઈ–જીવે છે એટલો પણ અમારો હક્ક નહિ? આટલો ખુલાસો તો કાકા, ચંદુએ જરૂર કરવો જ પડશે.'

'હું તો કહું છું કે ભાઈ રહેવા દે. આ ખુલાસા જ ખરાબ છે. એમાંથી કંઈક વાતો ઊભી થાય છે. ડાહ્યો થઈ બધું જેમ પડયું છે તેમ રહેવા દે. ભીનું સંકેલવું જ સલામતીભર્યું છે.'

'ના અલીકાકા, આ અમારો હક્ક છે. ચંદુએ ખુલાસો કરવો જ પડશે.' બધાય એકઠા થયેલાને પણ આટલો વટ રાખવો જરૂરનો લાગ્યો. 'જરૂર અલીકાકા, આ વાત તો અમારે જાણવી જ પડશે.'

તે જ ઘડીએ ખડકીનું બારણું ખખડયું. બન્ને કમાડ ઊઘડી ગયાં. પૌરુષેયથી ઓપતો સશક્ત શરીરધારી ચંદુ ઊભો હતો. સવારની મુસાફરીની વ્યગ્રતા અત્યારે તેના મુખ ઉપર ન હતી. વાળ ઠીક રીતે

ઓળેલા અને વ્યવસ્થિત હતા. શરીર ઉપર માત્ર છૂટું વીંટેલું ધોતિયું અને પહેરણ જ હતાં. તેણે ટોળા ઉપર એક નજર માંડી. 'કેમ, શું છે? કેમ બધા ભેગા થયા છો?' કોને ખુલાસો જોઈએ છે? કોને બળ અજમાવવું છે?' 'તેણે વાતો સાંભળી હોય તેમ તેના મુખમાંથી નિશ્ચલતાથી શબ્દો સર્યા.

કોઈ સામો જવાબ વાળી શક્યું નહિ.

ચંદુ અટક્યો નહિ. 'અલીકાકા, જેને ખુલાસો જોતો હશે તેને જરૂર આપીશ. જેને જે પૂછવું હોય તે પૂછી શકે છે. પરન્તુ આવી રીતે નહિ. ગામનું મહાજન ભેગું કરો. મારે જે કહેવાનું હશે તે તેમની વચ્ચે જ કહીશ. અત્યારે નહિ.' બોલી રહ્યા પછી જે રીતે કમાડ ઊઘડ્યાં હતાં તે જ રીતે પાછા બંધ થઈ ગયાં.

નિર્જીવ જેવું લાગતું ટોળું ત્યાં જ ઊભું રહ્યું.

## ૪

ચંદુએ ધીરે ધીરે કડીઓ મેળવવા માંડી.

ગોદી પરણીને પાંચમે મહિને રાંડી હતી. દૂબળા ઘરની દીકરીને સારું ઠેકાણું મળે નહિ. ઉપરાંત જે કુટુંબનો દીકરો પારકી વહુદીકરી ભગાડી ગયો હોય, તે કુટુંબની કોઈ ઠેકાણે લાગવગ ન હોય, ગરીબી અને ભૂખમરો ચારેકોરથી ભરડો લઈ ભીંસી રહ્યાં હોય, એવાં કુટું-બની દીકરી ભણેલી હોય–રૂપાળી હોય, તો ય કોણ તેનો હાથ ઝાલે?

અનેક પ્રયત્નોએ ગામડાના એક માતાના મંદિરનો પૂજારી તુળ-જારામ જડી આવ્યો. એકલવાયા તુળજારામને કોઈએ કોઈ દિવસ લગ્નની વાત કરી ન હતી. કોઈ દિવસ પોતે પરણશે તેમ તેને કલ્પના પણ આવી ન હતી. પરન્તુ હાથમાં પરણવાનો લીટો હતો–રેખા હતી–એટલે ગોદાવરી તેને મળી આવી, અને તે પરણ્યો.

બહુ ખાઈને અને ઘણું ઊંઘીને તેણે શરીરને બની શકે તેટલું

અંદાદળું થવા દીધું હતું. જીવનમાં તેને બહુ કાર્યવાહીઓ ન હતી. તે માતાની પૂજા કરતો, ભાંગ પીતો અને વારપરબે માતા પાસે ધૂણતો.

મેલાઘેલા તુળજારામને છેડે બંધાઈને ગોદાવરી સાસરે આવી. મંદિરના ચોગાનમાં તુળજારામની એક ઓરડી હતી. આ ઓરડીને ગોદાવરી ઘર બનાવે, રહેવા જેવું કરે તે પહેલાં તુળજારામને સર્પ-દંશ થયો અને ગોદાવરી રાંડી.

ગોદાવરી ત્યાંથી આવીને દયાકાકાના ઘરમાં સમાઈ ગઈ હતી. ફરી કદી બહાર નીકળી શકી ન હતી.

વિજયા—ચંદુની વહુ—ગાંડી બની ગઈ હતી. પરણીને સાસરે આવ્યા પછી ચંદુ તેની સાથે ભાગ્યે જ આઠેક દિવસ રહ્યો હશે. ન તો તે ચંદુને ઓળખી શકી હતી, ન તો ચંદુ તેને પિછાની શક્યો હતો. ચંદુ પાસેના શહેરમાં ભણતો. ત્યાંથી લાંબો વખત સાથે રહી શકાય તેવો મોકો ચંદુની રજાએ ઊભો કર્યો હતો; પતિ અને પત્ની બંનેની ઇચ્છા પૂરી થાય તેવો મોકો પ્રાપ્ત થયો હતો. આ તકનો પૂરો લાભ લઈ શકાય તે પહેલાં ચંદુ નામોશીભરી રીતે ગોમતીને ઉપાડીને ભાગ્યો.

વિજયાની કલ્પના થંભી ગઈ. વિચાર કરવાના દરેક સંચાઓ કામ કરતા અટકી પડ્યા. તેના ધીરે ધીરે ઓળખાતા જતા પતિ માટે તેણે આવું ધાર્યું ન હતું. કેમ બન્યું હશે? તે ભાવાર્થી હતો. આઠ દિવસમાં વિજયાને તેણે અનેક લાડ લડાવ્યાં હતાં. તે પ્રેમી હતો, માયાળુ હતો. છતાં આ કેમ બન્યું? તેનાથી વાત કોઈ રીતે માની શકાઈ નહિ. છતાં વાત દીવા જેવી ઉઘાડી હતી. ગોમતીનો પત્તો ન હતો. ચંદુ પણ એ વખતે જ નાસી ગયો હતો.

દુઃખમાં જ્યારે માણસ વિચાર કરતાં કંટાળે ત્યારે કાં તો બેદર-

કાર બની જઈ ઊંધે રસ્તે ચડી વ્યસની બની જાય, કોઈ નિર્બળ માણસો આપઘાતના માર્ગે વિચરે, કોઈ મૂઢ બની જાય, કોઈ શુદ્ધબુધ ખોઈ હૈયાવિહોણા ગમાર બની જાય. કોઈક જ આમાં હળાહળ પી શકે–જીરવી શકે.

વિજયા રડીનેક ટાળી. તેણે ધીરે ધીરે ચંદુ તરફ તિરસ્કાર કેળવવો શરૂ કર્યો, પરન્તુ તે તે કેળવી શકી નહિ. ઘણા પ્રયત્નો કર્યા પણ આ તેનાથી બન્યું નહિ. તે વિચારોને ગોથે ચડી, અને ધીરે ધીરે શરીર ખોવાનું શરૂ કર્યું; ઊંઘ ખોઈ, બુદ્ધિ ખોઈ, મૂઢ બની ગઈ.

અનેક આશ્વાસનો અને મીઠી શિખામણોએ ધાર્યું કામ કર્યું નહિ. છેવટે તે પગલી બની ગઈ. ઘણા વખતથી તે પિયરમાં જ રહેતી અને લોકો પણ તેને વીસરી ગયા હતા.

દયાગોરે પહેલાં તો અનેક ધમપછાડા કર્યા. લાકડીનો દંડો મજબૂત હાથે પકડી ગામમાં ફર્યા કર્યું. ધાકધમકીઓ આપી. એનો દીકરો આવું કરે જ નહિ એવું તે કોઈકને સમજાવતો, પરન્તુ એનું કોઈ માનતું નહિ. તેણે જપતપ આડાં ધર્યાં, બ્રાહ્મણપણાનો દાવો રજૂ કર્યો. પરન્તુ બધું નિષ્ફળ–વૃથા. લોકો તેને તિરસ્કારવા લાગ્યા. ડોસાએ આખરે હિંમત ખોઈ, દુનિયાની નજરે પડવાનું ઓછું કર્યું. માંડમાંડ ગુજારો થાય તેટલું કમાઈ લાવતા. સમૂહમાં ક્યાંય જઈ ભળતા નહિ. ઊંચે અવાજે કાંઈ બોલતા નહિ. આઘાત તેમને વસમો લાગ્યો. ઘડપણ ખરેખર અસર કરી ગયું. આંખે મોતિયો ઊતર્યો અને દૃષ્ટિ પણ ગુમાવી બેઠા.

બા, ઝૂરીઝૂરીને આખરે મરી ગઈ. મરતી વખતે તેના મોઢામાં ચંદુનું નામ હતું. બનાવોની પરંપરામાં દૃઢ મને કઠણ છાતીએ ખડતલ ગંગાબાઈએ ભયંકર યુદ્ધ ખેડયું–ઝુઝાય તેટલું ઝૂઝી, પરન્તુ છેવટે તે હારી; આઘાત જીત્યો અને તેણે કેડો પકડ્યો.

પછી આ ઘરમાં દયાગૌર અને ગોદાવરી રહ્યાં—મૃત્યુની પ્રતીક્ષા કરતાં માનવી જેવાં—જીવન, રસ અને ઉપયોગ વગરનાં.

અલી ડોસો અને મહેષ માત્ર આ ઘરમાં કોઈક વખત આવી જતા—ચોરીછૂપીથી દાખલ થતાં મનુષ્યોની જેમ કોઈક વાર રાતે અલી આવીને રીંગણાં મૂકી જતો, બે ધીરજના શબ્દો કહી જતો, દુનિયાની કડવીમીઠી બે વાતો સંભળાવી જતો.

મહેષ તો ત્યાં પગ મૂકી શકે તે કેમ બને? જે ઘરનો દીકરો પોતાની સગી ભાભીને જ ઉપાડી ગયો હોય તેને ત્યાં જવાય જ કેમ, અને જઈ શકે પણ કેવી રીતે?

જે સવારે મહેષે જાણ્યું કે ગોમતી ઘરમાં નથી અને મા, બાપ, બહેનો, વિગેરે જુદે જુદે ઠેકાણે ગોમતીની તપાસ કરી રહ્યાં છે, ત્યારે પહેલાં તો મહેષે વાતને સહજ કલ્પી લીધી. ગોમતીભાભી તો એવાં છે જ. ઘણી વખત વહેલાં ઊઠી પાણીનું બેડું ઉપાડી નદીએ ચાલ્યા જાય છે. પાઠપૂજા કરી નાહી ધોઈ મહાદેવનાં દર્શન કરી ઘણી વખત મોડાં પણ આવતાં. ક્યાંક આડોસપાડોસમાં ધર્મકર્મની બે વાતો સાંભળવા પણ બેસી ગયાં હોય. આવું તો તેણે ઘણી વખત જોયું હતું. માતાપિતા તો અધૂરિયા જીવનાં છે. દરેક વાતમાં દોડાદોડ કરી મૂકવાની તેમની આદત પણ તે જાણતો હતો.

નિરાંતે મહેષ બહાર નીકળ્યો. તે પણ ચંદુની સાથે જ શહેરની નિશાળમાં ભણતો. રજા ગાળવા બન્ને સાથે જ આવ્યા હતા. બન્નેને ખૂબ મહોબત હતી. ચંદુ મહેષ કરતાં પાંચેક વર્ષે મોટો હતો, પરન્તુ બન્ને એવી હેતપ્રીતથી રહેતા, જાણે ઉમરમાં કોઈ મોટું જ ન હોય. રજામાં પણ મહેશ ચંદુને ત્યાં પડ્યોપાથર્યો હોય.

બન્નેના કુટુંબ વચ્ચે પણ એવો જ મેળ હતો. ગિરજાશંકર

અગ્નિહોત્રી અને દયા ગોર આજુબાજુનાં ગામોની નાતોમાં છાકો પાડતા, ભડભાદર ભાયડા ગણાતા, તેમની છાપ ગમે ત્યાં પડતી—ખાસ કરીને ગિરજાગોરનો ખોંખારો છેક ખડકીએ સંભળાય ત્યારે ભલભલાં થથરી ઊઠતાં.

મહેષે બહાર નીકળી ચંદુના ઘરનો રસ્તો લીધો. ત્યાં પણ દોડધામ થઈ રહી હતી. મહેષને જોઈને ગંગાગોરાણી હાંફળાંફાંફળાં બહાર નીકળ્યાં. 'બેટા મહેષ, ચંદુને જોયો છે? ગઈ કાલ રાતનો ઘેર જ આવ્યો નથી.' ગંગાગોરાણીએ પૂછતાં પૂછતાં એટલી બધી વ્યગ્રતા બતાવી કે મહેષને નવાઈ લાગી.

'ચંદુભાઈ રાતના આવ્યા જ નથી, કાકી? આ ભારે મજાનું. મારે ઘેર પણ એ જ ધમાલ છે. ગોમતીભાભી પણ—ચંદુભાઈની જેમ—કયાંક જતાં રહ્યાં છે. જડતાં નથી. શોધાશોધ થઈ રહી છે.' નિર્દોષ છોકરો સહજ રીતે બોલતો હોય તેમ બોલી ગયો. આ શબ્દોની ગંગાગોરાણી ઉપર કંઈક અસર થઈ હોય તેમ દેખાયું; પરન્તુ બીજી ક્ષણે તેના મોઢાનાં રંગો તેણે પલટાવી નાખ્યા હોય તેમ લાગ્યું.

ગોમતીની વાત ગામમાં પહોંચી; ચંદુની વાત ગામમાં પહોંચી. કોઈ કે બન્નેનાં નામ સાથે મેળવી ચંદુ અને ગોમતી નાસી ગયાં એમ કહેવું શરૂ કર્યું. અને ગોમતી અને ચંદુ નાસી ગયાં છે એમ લોકોએ નક્કી પણ કરી નાખ્યું.

આ રીતે કુટુંબનો મીઠો સંબંધ પૂરો થયો. મહેષને પણ છેવટે આમ માનવું પડયું. તેણે પણ સૌની સાથે દયાગોરનું ઘર તજ્યું.

અનેક ધમપછાડા કરીને ગિરજા ગોરે કપાયેલા નાક સાથે ન જીવી શકાયાથી આપઘાત કર્યો.

મહેષ શહેરમાં ભણવા ગયો. ગિરજા ગોરની આર્થિક સ્થિતિ સદ્ધર એટલે મહેષ ભણી શકે તેવું હતું.

બનાવોની પરંપરાએ મહેષ રંગપુરમાં રહીને કશું વિચારી શકયો ન હતો. તેણે માત્ર એટલું નક્કી રાખ્યું હતું કે તેને મન ભાઈથી પણ વધારે હતો તે ચંદુ–પોતાની જ ભાભીને ભગાડી ગયો હતો. અને આ બનાવે બાપે આપઘાત કર્યો હતો, કુટુંબ મુસીબતને માર્ગે ચડી હેરાન પરેશાન બની ગયું હતું.

શહેરમાં આવ્યા પછી મહેષને વિચાર કરવાની તક મળી. ચંદુ ઘણા વર્ષથી તેનો ગોઠિયો હતો. કોઈ દિવસ ચંદુને તેણે ગામની કોઈ પણ સ્ત્રી સાથે પાંચ મિનિટ વાત કરતાં પણ સાંભળ્યો ન હતો. ગોમતીભાભીની સાથે ચંદુ કોઈ દિવસ કાંઈ બોલ્યો હોય એમ તેણે જોયું ન હતું. પોતાનાથી ખાનગી ગોમતીભાભીને ચંદુ મળતો હશે ? તે કાંઈ નક્કી કરી શક્યો નહિ.

શંકાકુશંકાઓમાં મહેષ માંડમાંડ ભણતર તરફ મન વાળી રહ્યો હતો, ત્યાં ઘેરથી તેને પત્ર મળ્યો. નાની બહેન રંભા ખૂબ ખૂબ માંદી હતી અને તેની ઘરે જરૂર હતી. તેણે ઘરનો રસ્તો પકડ્યો. બહેન ગુજરી ગઈ. ફરીથી મહેષ ભણવા જઈ શક્યો નહિ.

ત્યાર પછી ઘણા બનાવો બની ગયા. વિજયા ગાંડી બની ગઈ, ગંગા કાકી ગુજરી ગયાં, દયા કાકા આંખનું નૂર ખોઈ બેઠા, પરન્તુ સૌથી વધુ કરુણ અને હૃદયદ્રાવક પ્રસંગ તો ગોદાવરી રાંડી તે બન્યો.

ગોદાવરી તુળજારામ સાથે પરણે છે તે મહેષ સાંભળી શકયો ન હતો. લગ્નને દિવસે તે ગાંડા માણસની જેમ ગામમાંથી ભાગી ગયો હતો.

ગોદી ચંદુની અને મહેષની બહુ લાડકી હતી. મહેષને ગોદી તરફ બહુ મમતા હતી. બન્નેએ મળી ગોદી માટે અનેક વિચારો

કરી રાખ્યા હતા. કુટુંબના પૂરા થયેલા સંબંધની સાથે ગોદી તરફની મહેષની લાગણીઓ પણ ખોરંભે ચડી ગઈ હતી.

લોકલજ્જાએ કે દેખાદેખીએ મારી મૂકેલું મન દુઃખને વખતે આગ્રહ રાખી શકતું નથી. ગોદીના વર તુળજારામને મહેષથી કોઈ રીતે ચલાવી શકાયો નહિ. બગડેલી બાજી તેનાથી સુધરે તેમ હતું નહિ. પાપી માણસ પાપનો પસ્તાવો થતાં મોઢું સતાડે તેમ મોઢે હાથ મૂકી લગ્નને દિવસે ગામમાંથી તે ભાગી ગયો.

ગોદીના લગ્નની નાની સરખી ચર્ચા પણ તેણે કોઈ પાસેથી સાંભળી નહિ. ગોદીના રાંડયા પછી મહેષથી વધુ વખત રહી શકાયું નહિ. એક દિવસ અંધારી રાત્રે ચોરની જેમ તેણે દયા ગોરના ઘરમાં પગ મૂકયો અને પછીથી નિયમિત આ પગ દયા કાકાની ડેલીમાં પડવા લાગ્યા.

આજે પણ મહેષ ચંદુના ઘરમાં આંટો મારવા આવ્યો હતો. ચંદુ તેની નજરે પડયો; તેનાથી ચંદુને જોઈ શકાયો નહિ. તે ભાગી છૂટયો.

આ બધી પરંપરાઓ ઉપર ચંદુએ આખો દિવસ વિતાવ્યો. તેણે બાપની પાસે બેસી દુઃખનો બોજો હળવો કરવા પ્રયત્નો કર્યા.

ગોદીને ગળે વળગાડી ખૂબ રોવા દીધી. આખો દિવસ તેણે ઘરની ઓશરીમાં ટહેલ્યા કર્યું. ગામમાં ભયંકર ચર્ચા ઊભી થશે તે કલ્પના કરીને જ આવ્યો હતો. પરન્તુ કુટુંબખુવારીના આ બનાવો તેની નજરમાં ન હતા. તેની હિંમત ઓસરી જશે? તેનાથી ફરી વખત ભાગી જવાશે? સાંજે ટોળા પાસે બતાવેલી હિંમત ઓસરી જશે?

દસ વર્ષમાં તેણે અસાધારણ હિંમત દાખવી હતી. ગોમતીને

આંગળીએ વળગાડી તેણે અનેક ઝંઝાવાતો સામે બાથ ભીડી હતી, અનેક દુઃખો સામે છાતી ધરી હતી, તે બધું આજે કુટુંબખુવારીની કરુણ કથાના આંચકા સાથે વેરણછેરણ થઈ ઊડી જશે?

વદ સાતમનો ચંદ્રમા ધરતીને અજવાળી રહ્યો હતો. આવી અજવાળી રાતોએ ગામડાની સીમ ખૂબ રઢિયાળી બને છે. ત્યાં એકલતા મળે છે, નિજાનંદ મળે છે, મનની મોકળાશ મળે છે. રંગમની ભેખડો ઉપર આવી અનેક રાતો ચંદુએ વિતાવી હતી. જૂના સ્મરણો જગાવે તેવી નિરવતા તેને આજે પણ નિમંત્રી રહી હતી. મનને તે મારી રહ્યો હતો. પરન્તુ જામતી ચંદ્રિકા તેને વધુ ને વધુ આકર્ષી રહી. તે રહી શક્યો નહિ.

પથારીમાંથી ઊઠી લાકડી હાથમાં લઈ બહાર નીકળવાની તૈયારી કરી ગોદીની પથારી સામે જોયું. ગોદી જાગતી પડી હતી. ભાઈની હિલચાલ ઉપર તે નજર રાખી રહી હોય તેમ લાગ્યું. ચંદુને લાકડી લઈ તૈયારી કરતો જોયો.

'ભાઈ!' તે પથારીમાં બેઠી થઈ ગઈ. 'ભાઈ!' તેનાથી બોલાઈ ગયું.

'ગોદી, તું જાગે છે? ઊંઘ નથી આવતી એટલે મનમાં થયું, લાવ જરા ફરી આવું.'

'અત્યારે?' ગોદીની આતુરતા વધતી જતી હતી.

'મનમાં થયું, નકામા પથારીમાં પડ્યા રહેવું તેના કરતાં જરા પગ છૂટો કરી આવું. દિવસભર બેસી બેસીને કંટાળ્યો છું.'

'અત્યારે ન જશો, ભાઈ!' ગોદીના કહેવામાં બીક હતી.

'કાં? ગાંડી, મને વળી કોણ ખાઈ જવાનું છે? મારી તો જૂની ટેવ છે. હું તો એમ ખૂબ રખડ્યો છું. તું તારે નિરાંતે સૂઈ જા. આટલામાં આંટો મારીને હમણાં પાછો આવીશ.'

લાકડી લઈ ચંદુ બારણાં તરફ ફર્યો. ગોદીથી રહેવાણું નહિ. ‘ભાઈ!’ તે આડી ફરીને ઊભી રહી.

‘અરે ગાંડી!’

‘ભાઈ તમે પાછા તો ચાલ્યા જશો નહિ ને?’ ચંદુ હસી પડ્યો. ‘અરે દીવાની! તો તો પાછો આવત જ કેમ? હવે હું ક્યાંઈ નહિ જાઉં. મારી આ ડાહી બહેનને એકલી મૂકીને ક્યાંઈ હવે જવાય નહિ. શાંતિથી સૂઈ જા.’

‘પણ ભાઈ, ગામના લોકો......’

‘અરે પગલી, મને કોઈ કાંઈ કરવાનું નથી. તું હજી તારા ભાઈને ઓળખતી નથી. ઓળખીશ એટલે તું પણ નિર્ભય થઈ જઈશ.’

તે બહાર નીકળી ગયો. પાછળ ગોદીએ બારણાંની સાંકળ વાસી.

શેરીમાં એક જૂનું પીપળાનું ઝાડ હતું. તેની નીચે એક ઓટલો હતો. બાજુમાં હનુમાનની એક દેરી હતી. લોકો કહેતાં કે, અહીંઆં ભૂત થાય છે. અહીંઆં રાતવરત કોઈ નીકળતું નહિ. ચંદુએ ઘણી રાતો ઉજાગરા કરી ભૂત જોવા અહીં ગાળી હતી. પરિચિત જગ્યાએ તેના પગ અટક્યા. તેણે હનુમાનનાં દર્શન કર્યાં. પીપળા ઉપર નજર નાખી. દશ વર્ષમાં પીપળો ખૂબ વૃદ્ધ બની ગયો હતો. ઠેકાણે ઠેકાણે પોપડીઓ ઉખડી ગઈ હતી. ડાળીઓ ખૂબ નમી નમીને નીચે આવી હોય અને કોઈએ કાપી લીધી હોય તેમ લાગતું હતું.

બાજુમાં મહેપનું ઘર હતું. ચંદુએ ઘર સામે નજર કરી. જરા ઊભો રહ્યો. ફળિયામાં કોઈ આંટા મારી રહ્યું હતું. તે મહેપ હતો. ચંદુએ નજર સંકેલી લઈ ગામની બહાર જવાનો રસ્તો પકડ્યો.

રસ્તામાં તેણે એક આદમીને આવતો જોયો. આવનારે બૂમ મારી. 'કોણ છે ?'

જૂની ટેવે ચંદુની જીભ ઉપર જવાબ આવ્યો 'રૈયત.' તેણે કલ્પના કરી. ચોકી કરતો સિપાઈ હશે.

બન્ને લગોલગ આવી ગયા. સામેથી આવનાર રમજાન હતો. 'કોણ ભાઈ?' ફરીથી ચંદુએ જવાબ આપ્યો, 'રૈયત.'

રમજાને બોલનારના મોઢા સામું જોયું. તે જરા ચોંકયો હોય તેમ લાગ્યું. 'કોણ....ચંદુભાઈ?' ચંદુએ નજર ઊંચી કરી, બોલનારની સામે જોયું. 'હા. ઓહો...કોણ રમજાન તું અત્યારે?'

'હું આ ગામમાં સિપાઈ છું. પહેરો ભરું છું. તમે આજે આવ્યા ભાઈ.' રમજાન બોલ્યે ગયો.

'હા આજ આવ્યો. દસ વર્ષ થવા આવ્યાં. કેમ મજામાં ને ભાઈ? અમ્મા, મરિયમ બધાં આનંદમાં છે ને?'

'હા ચંદુભાઈ, ખુદાની રહેમ છે. તમે મધરાતે કાંઈ?'

'મનમાં થયું લાવ જરા સીમમાં આંટો મારું. અજવાળી રાત છે. મજા આવશે.' ચંદુએ જવાબ આપ્યો.

ચંદુએ કરેલી વાત રમજાને માની હોય તેમ લાગ્યું નહિ. તે ચંદુ કરતાં નાનો હતો. ચંદુની ઘણી માહિતીઓ ન હતી. તેને વહેમ પણ આવ્યો.

આખા ગામમાં તેણે દિવસભર ચંદુની વિરુદ્ધ અનેક કાવત્રાં યોજાતાં સાંભળ્યાં હતાં. ઘણી વિધવિધ વાતો સાંભળી હતી. તેના દાદા સિવાય ચંદુનું કોઈ સારું બોલ્યું તેણે સાંભળ્યું ન હતું. તે સિપાઈ હતો. ગામની રક્ષા અત્યારે તેના હાથમાં જ હતી.

તેણે કલ્પના કરી. આ માણસ કદાચ ક્યાંય આપઘાત કરવા તો જતો ન હોય! તે ભડભડીઓ હતો. ભોળો હતો. વિચાર આવે તે છુપાવી શકતો નહિ. સાચ્ચો હતો. અલીડોસાના રેડેલ સંસ્કાર વડે તેની કાયા અને નેકી ઘડાઈ હતી.

'ચંદુભાઈ રાતના ક્યાંય જશો નહિ. ગામ તમારી વિરુદ્ધ છે. કો'ક કાં'ક કરી બેસશે.' તેણે ચંદુને પાછો વાળવા પ્રયત્ન કર્યો.

'મને કોઈ કાંઈ કરવાનું નથી. મને કોઈનો ડર નથી. તું ગભરાઈશ નહિ, રમજાન. ચાલ તારા કામમાં વિઘ્ન પડે છે; મને મોડું થાય છે. જવા દે.' ચંદુએ રમજાનની ખૂબ નજીક આવી વાંસામાં હાથ ફેરવી રસ્તો લીધો.

'પણ ચંદુભાઈ તમે અત્યારે ગામ બહાર જશો નહિ,' રમજાન ધીરજ ખોઈ બેઠો.

'કાં.' ચંદુ ઊભો રહ્યો.

'તમારે માથે તહોમત છે. મારાથી તમને જવા દેવાય નહિ.' રમજાન ચંદુની સામે આવીને ઊભો રહ્યો. તેના મોઢાના ભાવ નાના બાળક જેવા હતા.

'તને કોઈનો હુકમ છે?' ચંદુએ શાન્તમને પૂછ્યું. 'મને ન જવા દેવાનું તને કોઈ ફરમાન મળ્યું છે?' રમજાન તરફ તેણે મીટ માંડી.

'ના એવું કાંઈ નથી. પણ મને બીક લાગે છે તમે ક્યાંક ગમે તે કરી બેસો તો.' રમજાન બોલી નીચું જોઈ ગયો.

'અરે ગાંડીઆ. એવું કરવા માટે હું અહીં દસ વર્ષે પાછો આવું? તું ગભરાઈશ નહિ. હું કાંઈ નહિ કરું. તું તારે મજા-કર.' ચંદુએ રસ્તો પકડ્યો.

રમજાન થોડી વાર તો ત્યાં જ સ્થિર ઊભો રહ્યો. તેનાથી ચંદુની વાત મનાઈ નહિ. તેણે ચંદુની પાછળ દોટ મૂકી તેને આંબી લીધો. 'ભાઈ, હું પણ તમારી સાથે આવું છું.'

'ક્યાં ?'

'ફરવા જ તો.'

'ચાલ ભાઈ, આ અજવાળિયું; આ માતા વસુધા સર્વનાં છે. ચાલ આનંદ આવશે.'

## ૫

વાતો કરતાં કરતાં બન્ને રંગમતીની ભેખડો ઉપર ફરવા માંડ્યા. ઘડીએઘડીએ, ઝાડવેઝાડવે, ટેકરેટેકરે, ચંદુ અટકતો, અને કંઈક વિચાર કરતો.

પહેરણના ખિસ્સામાંથી ડાબલી કાઢી તેણે સિગારેટ સળગાવી, રમજાન સામે ધરી.

'નહિ, ચંદુભાઈ, હું બીડી પીતો નથી.' ચંદુએ ડાબલી પાછી મૂકી.

'હેં ભાઈ, તમે આટલાં વર્ષ ક્યાં હતા?' રમજાન ક્યારનો કાં'ક પૂછવા માટે તલસી રહ્યો હતો.

'શહેરમાં.' ચંદુએ ટૂંકો જવાબ આપ્યો.

'શહેરમાં તમે શું કરો છો?'

'મેં એક કારખાનું ખોલ્યું છે.' જવાબ આપતાં આપતાં ચંદુએ બીડીની રાખ ખંખેરી.

'શેનું કારખાનું ભાઈ?' રમજાને ચંદુભાઈમાંથી એકલું ભાઈ ખાવી નાખ્યું.

'રંગ બનાવવાનું.'

'કારખાનું કેવડું છે ભાઈ?'

'ખૂબ મોટું છે. બસો ત્રણસો માણસો અંદર કામ કરે છે.' ંદુએ ટૂંકામાં પતાવ્યું.

રમજાનને આ માણસની વાત ઉપર ખૂબ આશ્ચર્ય થયું. આવો ાણસ–આવડું મોટું કારખાનું–પૈસા પણ હશે. ખાલી હાથે ગયેલ ાણસ પાસે આ બધું કેમ થયું હશે? તેણે ચંદુ સામે નજર રી. ચંદુ શાન્તિથી ધુમાડા કાઢી રહ્યો હતો.

'હેં ભાઈ, તમે આટલાં વર્ષ કેમ આવ્યા નહિ?' રમજાનને છવું ન હતું પણ પૂછી જવાયું. 'મને ઇચ્છાજ થઈ નહિ' ંદુએ કહ્યું. 'કાંઈ ખબર પણ લખ્યા નહિ. દયાકાકા અને ાદીબહેન બહુ દુઃખી થયાં, તમને કોઈ યાદ ન આવ્યું?'

મને બધુંયે યાદ આવતું, છતાં હું આવી શકયો જ નહિ.' ચંદુ હજ ભાવે બોલતો હોય તેમ બોલી ગયો.

રમજાનને આ ખુલાસો ગળે ઊતર્યો નહિ. 'ભાઈ તમને શરમ ાગતી હશે. ભૂલમાં કોઈક વાર કાંઈક થઈ બેસે પછી પસ્તાવાનો ાર રહેતો નથી.' રમજાન ચંદુની મુશ્કેલી કળી ગયો હોય તેમ ાલી ગયો.

'શરમ લાગે તેવું મેં કાંઈ કર્યું નથી, રમજાન, પરંતુ હું ાવી શકયો નહિ તે વાત સાચી. આજે આવવાનું હતું તો હેજ આવી ચડ્યો. આ બધી આપણા હાથની વાત નથી. ભુની મરજી પ્રમાણે જ થાય છે.'

રમજાન બોલેબોલ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો. બોલનારના મોઢાના ભાવ ઉપર એક પણ રમતિયાળ તત્ત્વ તેને દેખાયું નહિ.

'હેં ભાઈ ત્યારે તમે શું કરવા ભાગી ગયા?'

'એ વાત પણ એવી જ છે. તે આજે પણ મને સમજાતું નથી.'

'તમે ગોમતીભાભીને લઈ ગયા નથી?' રમજાન હવે રહી શક્યો નહિ.

'કોણ જાણે, કોણ કોને લઈ ગયું.' ચંદુનો જવાબ અર્ધદગ્ધ હતો. રમજાનને આ વાત સમજાઈ નહિ.

'ત્યારે લોકો કહે છે તે ખોટું છે?'

'ખોટુંએ છે ને સાચુંએ છે.' ચંદુએ જવાબ આપ્યો.

કોઈને મોઢે કદીયે શબ્દ પણ નહિ ઉચ્ચારનાર દસ વર્ષમાં કાગળની ચબરખી પણ નહિ બગાડનાર, ચંદુ આટલા એવા રમજાનને મોઢે કેમ ખુલાસા કરી રહ્યો હતો? રમજાનની સાદાઈ અને નિખાલસ પણું જાણે તેણે ઓળખી લીધાં હતાં. તેને રમજાન તરફ ભાવ થતો જતો હતો.

'ભાઈ તમે આ બધી વાત શા માટે ગામમાં ક્યાંઈ કહેતા નથી?'

ચંદુનો છેલ્લો જવાબ રમજાન ઉકેલી શક્યો ન હતો. પરંતુ જવાબ એવો હતો કે જેમાં તેને એવો ભાસ દેખાતો હતો કે ચંદુની વાત એવી છે એમાં કંઈ ગૂઢ છે, લોકોને જણાવવા જેવું છે; કોયડાનો કંઈક ઉકેલ છે.

ચંદુએ કંઈ જવાબ આપ્યો નહિ. તેને આ નિર્દોષ જુવાન તરફ મમતા વધતી જતી હતી. તે સહજ હસ્યો, અને રમજાનનાં ખભાં ઉપર હાથ મૂક્યો. તેણે સિગારેટ કાઢી ચેતાવી.

'ચાલો ભાઈ હવે પાછા ફરીએ. ખૂબ વખત થયો. હમણાં ભળકડું થશે.' ફરતાં ફરતાં ઘણે દૂર નીકળી ગયા હતા. તેમણે ફરી ગામ તરફ પગલાં માંડયાં.

અજવાળી રાત જામી હતી. દૂર દેખાતું ગામ પાણીમાં તરતી કોઈ મહેલાત જેવું લાગતું હતું. ચંદુ ઘડીભર ગામને નિરખવા અટકી ગયો. આ ગામ, આ ધરતી, ખરેખર એવાં આકર્ષણવાળાં હતાં કે આજે દસ વર્ષે–તેનાં બળથી ખેંચાઈને તેને આવવું પડયું. તેણે રમજાનને ખભેથી હાથ લઈ લીધો, અને ગામ તરફ ચાલવા માંડયું.

રમજાન ચંદુના મુખ ઉપરના ફેરફાર થતા ભાવો નિહાળી રહ્યો હતો. તે બોલતો બંધ થઈ ગયો હતો. તેને લાગ્યું હવે કાંઈ બોલાય નહિ.

'રમજાન, તને શું પગાર મળે છે ?' ચંદુએ શાન્ત રમજાનને બોલતો કરવા પ્રયત્ન કર્યો.

'અહીં શું મળે. પંદર રૂપિયા મળે છે.' રમજાને જવાબ આપ્યો. 'ભાઈ તમારા કારખાનામાં શું પગાર મળે ?'

'જેવું કામ તેવો પગાર. ૩૦થી માંડીને ૩૦૦ સુધી.' ચંદુએ જણાવ્યું.

'મને ત્યાં લઈ જાવ ને ભાઈ. ગામડામાં હવે કંઈ રહ્યું નથી. પૂરું પેટ પણ ભરાતું નથી.'

બોલનારની રીત સાદી હતી. શબ્દો સહજ ભાવે બોલાયા હતા. પરંતુ ચંદુ ઉપર તેની અસર જુદી રીતે થઈ. ગામમાં પગ મૂકયા પછી તેને અનેક જુદા જુદા અનુભવો થયા હતા. જે રમજાન કહે છે, તેવું ઘણાં ખરાં કહેતાં હશે. સારા

માણસો ગામમાં સૌત્યાં જડે તેવું રહ્યું નહતું. જુવાનો ધીરેધીરે રોજી રળવા, પેટ ભરવા ગામ છોડી પરગામ, શહેરને રસ્તે પડી રહ્યા હતા. ગામમાં ભૂખમરો—બેકારી, દુઃખ વધતાં જતાં હતાં. આમને આમ ચાલે તો ગામની શી દશા થાય? તેનાથી વધુ કલ્પના થઈ શકી નહિ, તેણે રમજાન તરફ જોયું. 'ખુશીથી આવજે રમજાન હું તને સાથે જ લઈ જઈશ.'

ચાલતાં ચાલતાં તેઓ ગામને ઝાંપે આવી પહોંચ્યા હતા. 'ચાલો રમજાન હું હવે ઘેર જઈશ. તને આજે ખૂબ હેરાન કર્યો.' ચંદુએ ગામનો રસ્તો લીધો.

'ભાઈ મને પણ ખૂબ મજા આવી. ચાલો હું તમને ઘર સુધી મૂકી જાઉં.'

'તને હજુ પણ બીક લાગે છે?' ચંદુએ હસતાં હસતાં પૂછ્યું.

'ના ભાઈ. હવે એવું નથી,' રમજાન જોરથી હસી પડ્યો. 'પણ તમારો સાથ છોડવો ગમતો નથી.'

બન્ને ગામમાં દાખલ થયા. ચંદુના ઘરનો રસ્તો જે તરફ વળતો હતો તેના નાકા ઉપર નરકોળિયામાં રમજાને એક બુકાની વાળા આદમીને સંતાયેલો જોયો. તેના હાથમાં ડાંગ હતી. રમજાને ચંદુને અટકાવ્યો. 'ભાઈ, ઊભા રહો.' ચંદુનું ધ્યાન તે તરફ ન હતું.

'કેમ?' તેનાથી પૂછાઈ જવાયું. રમજાને નાક ઉપર આંગળી મૂકી. રમજાને નરકોળિયું બતાવ્યું.

છુપાયેલા માણસનું ધ્યાન હજુ આ બન્ને ઉપર પડયું ન હતું. 'કોણ છે? ચાલો તપાસ કરીએ.' રમજાનને લાગ્યું, આ કોઇ ચંદુને માટે નક્કી થયેલું કાવત્રું લાગે છે. બન્ને ઉતાવળથી છુપાના-

રની સામે આવીને ઉભા રહ્યા. રમજાને ઝડપથી લાકડી પકડી લીધી.

'કોણ ?' આદમી આશ્ચર્યચકિત થયો હોય તેમ લાગ્યું. રમજાને તેને ઓળખી લીધો.

'કરશન...તું અત્યારે અહીં ?'

'રમજાનભાઈ...' તેણે ચંદુ તરફ નજર નાખી.

'કોણ...ચંદુભાઈ?' ચંદુએ કરશનને ઓળખ્યો. વીરા રબારીનો દીકરો કરશન. ચંદુને ત્યાં નાનપણમાં ઢોરાં દહોવા આવતો અને ચંદુએ તેના હાથનાં શેડકઢાં દૂધ ખૂબ પીધાં હતાં.

'રમજાનભાઈ, ચંદુભાઈ તમે મહેરબાની કરીને ચાલ્યા જાવ.'

'તું અહીંઆં કેમ ઊભો છે, તારે શું કામ છે!' રમજાને પૂછ્યું.

'મને મહેરબાની કરીને અત્યારે કાંઈ પૂછશો નહિ. સવારે બધું જણાઈ રહેશે.' કરશન ખૂબ વ્યગ્ર લાગ્યો.

'કરશન,' રમજાને પૂછ્યું 'તારા જેવો ગરવો માણસ આમ છુપાઈ, રાતે અહીં ઊભો રહે, તે સારું કહેવાય? ચાલ ઘરે જા.' રમજાનને લાગ્યું, આવી રીતે વધુ વખત વાત કરતાં રખેને બાજુમાંથી કોઈ જાગી ઊઠશે. તેણે બોલીને ચંદુની સામે જોયું.

'કરશન શું થયું છે?' ચંદુ પહેલી જ વખત બોલ્યો. કરશન ખૂબ અકળાઈ ગયો. 'ભાઈ તમે જાણશો ત્યારે તમને મારી ભૂલ નહિ જણાય.' બોલતાં બોલતાં તેની નજર સામેની ખડકી ઉપર વારંવાર જતી હતી. 'રમજાન, ચંદુભાઈ મહેરબાની કરીને તમે જાવ. મારી મહેનત માથે પડશે.'

રમજાન કરશનનો ઉકળાટ સમજી ગયો હતો. નરકોળિયાની સામે કરશનની બહેન દેવુ રહેતી હતી. દેવુનો ધણી ધનિયો ઘણા વખતથી અપંગ બન્યો હતો. દેવુને માટે ગામમાં બેચાર કડવી વાતે

તેણે સાંભળી હતી. તિકુ લુહાણાને અને દેવુને સંબંધ હતો એવું પણ તેને કાને આવ્યું હતું.

તેની અટકળ સાચી હતી. તીકુ કોઈક વાર રાત્રે દેવુને ત્યાં આંટો મારી જતો. કરશનને કાને વાત આવી ત્યારથી તેણે બહેન ઉપર ચોકી મૂકી હતી. છતાં ગામ ગપાટાં તે સાંભળ્યા જ કરતો. આજે તેણે સગી આંખે તીકુને બહેનના ઘરમાં જતાં જોયો હતો. નરકોળિયામાં તીકુની વાટ જોઈને ઊભો હતો. તેના મોઢા ઉપરના ભાવો જુદા હતા.

એટલામાં બારણું ઊઘડવાનો અવાજ થયો. આંચકો મારીને કરશને રમજાનના હાથમાંથી લાકડી ઝૂંટવી લીધી. ખડકી ઊઘડી. તીકુએ બન્ને રસ્તા ઉપર નજર કરી ચાલવા માંડયું. બે કુદકે કરશને તીકુને આંબી લીધો. લાકડી ઉપાડી. રમજાન કંઈ પણ વિચારી શકે તે પહેલાં ચંદુ કૂદ્યો. કરશનની લગોલગ આવી જઈ ઊંચી થયેલી લાકડી પકડી લીધી.

'મૂકી દ્યો ભાઈ, મૂકી દ્યો. સાળાને પૂરો કરવા દ્યો.' તીકુ ચોંક્યો. તેણે માથે તોળાયેલી લાકડી જોઈ. લાકડીના પકડી રાખનારને જોયો. તેના હોશકોશ ઊડી ગયા. શરીરમાં ધ્રૂજારી આવી ગઈ. રમજાન પણ આવી પહોંચ્યો. તેણે કરશનને બાથ ભીડી લીધી હતી. 'હાં ! હાં ! કરશન શું કરે છે ?' તેણે તીકુ સામે જોયું. તેના શરીરમાં માતા આવી હોય તેમ ધ્રૂજી રહ્યો હતો. 'ભાગી જા.' રમજાને તીકુને કહ્યું. કરશને બળ કરી છૂટવા પ્રયત્ન કર્યો. 'મૂકી દ્યો ચંદુભાઈ, સાળાને ખો ભૂલાવી દઉં, ફરીથી લાગ નહિ મળે.' દરમ્યાન તીકુએ બળ એકઠું કરી મૂઠી વાળી દોડવા માંડયું હતું. પાછું વળીને જોવા ય તેવી હોંશ તેનામાં રહી હતી નહિ.

રમજાને અને ચંદુએ કરશનને શાન્ત કરી સાથે લીધો. 'હવે તો જીવવું ભારે થઈ પડયું છે. રાંડે આબરુના કાંકરા કર્યા રમજાન ભાઈ.' કરશન હૈયાની વરાળ કાઢી રહ્યો હતો.

'હોય. કરશન, દુનિયા છે. ઘરેઘરે માટીના ચૂલા. બહુ ઝીણા ન થઈએ ભાઈ.'

'ચંદુની શેરી આવી. ત્રણે અટક્યા. ચાલો, ચંદુભાઈ અમે જઈશું. રમજાન તું જા. કરશનને મારી સાથે આવવા દે. થોડી રાત કાઢવી છે. બન્ને સાથે જ કાઢશું.'

રમજાનને ચંદુની વાત ઠીક લાગી. કરશને આનાકાની કરી, પણ રમજાને પરાણે તેને ચંદુની સાથે મોકલ્યો.

'ભાઈ ચાલો. સલામ, કાંઈ કામ હોય તો જરૂર કહેવરાવશો.' રમજાને રસ્તો પકડ્યો.

ચંદુ અને કરશન શેરીમાં વળ્યા.

મહેષના ઘર ઉપર ચાલતાં ચાલતાં ચંદુએ નજર નાખી. ફળિ-આમાં મહેષ ટહેલી રહ્યો હતો.

ઘરે આવી સાંકળ ખખડાવી. બારણું તુરત જ ઊઘડી ગયું.

'ભાઈ આવ્યા.' ગોદી ઊંઘી હોય તેમ ચંદુને લાગ્યું નહિ. તેણે કરશનને ઘરમાં લીધો.

બહાર કૂકડાએ રૂપાળી રાતને કર્કશ અવાજથી ભરી દીધી. ક્યાંક ઘંટીના સૂરની સાથે મીઠા અવાજે પ્રભાતિયું શરૂ થયું :—

> જદુપતી જાદવા—કૃષ્ણ ગોવાળિયા ગોપીના વહાલમા,
> જાગને જાગને ધેનુનાં ધણ ટોળે મળ્યાં.

મીઠા અવાજે વાતાવરણને મહેકતું કરી દીધું.

# ૬

કાનિયાએ બે દિવસથી સીવવાનું માંડી વાળ્યું હતું. મામિષે અને જમનો સવારના કાનિયાને ત્યાં આવ્યા હતા. ત્રણે જણા તિકુની વાટ જોતા હતા.

દિવસ ઘણો ઊંચે ચડયો પણ તિકુ આવ્યો નહિ. ખરમચા-વાળો તિકુ મોડો થાય તે કોઈને સમજાયું નહિ. છેવટે જમના ઢુંઢને તિકુને ત્યાં ખબર કાઢવા મોકલ્યો.

તેણે તપાસ કરી આવી ખબર આપ્યા. તિકુ ઘરે નથી. ઘેર તાળું છે.

'નક્કી તખુભા દાજીને ત્યાં કે, ઝીકાશેઠ ને ત્યાં ગયો હશે.' ધનિયાએ કહ્યું, 'ભારે ખંતીલો છે. એક વાત હાથમાં લીધી તે એનો અંત નહિ આવે ત્યાં સુધી જંપશે નહિ. સમજો ને કે આજકાલમાં મહાજન ભેગું મળ્યું.'

ચંદુએ મિત્રોને જવાબ આપ્યા પછી આ ટોળી બમણી ઈર્ષાથી મહેનત કરવા મંડી હતી. તેમની કલ્પના હતી કે ચંદુ દમદાટીથી ડરી જઈ તેમની દયા માગશે. પરદેશથી આવ્યો છે. કદાચ ક્યાંક થાપ મારીને પૈસાટકા લાવ્યો હશે તો થોડા દહાડા અમન ચમન પણ થઈ જશે.

ગામમાં અત્યારે તેનું કોઈ નથી. ધાર્યું દરેક તેની ઉપર વિતી શકે તેમ છે.

પરન્તુ ચંદુના જવાબે તેમને અડધા નાહિંમત જેવા કરી મૂકયા હતા. તેમણે કલ્પના કરી હતી તેવી સહેલી વાત તેમને લાગી નહિ. ચંદુને મહાત કરવા માટે ઘણી તરકીબો કરવી પડશે. આકરા રસ્તા યોજવા પડશે.

તેમણે સૌથી પહેલા તખુભા દાજી અને ફીકા શેઠને હાથમાં લેવાની યુક્તિ શોધી કાઢી. તખુભા દાજી ગામના ગરાસિયા હતા અને ફીકા-શેઠ ગામના શેઠ હતા. એક ગામની કાટિયા ટોળીનો મુખી હતો. બીજો ગામની ધીરધારનો ધણી હતો. એક લાકડી અને છરીથી રસ્તા ગોતતો—બીજો પૈસાથી માર્ગ બનાવતો. બન્નેને એક બીજાની જરૂર રહેતી. બન્ને મિત્રો હતા, બન્નેના બોલ ગામમાં દરેક ઊપાડતું. એક લાકડીએ તેમનું ગામમાં ચાલતું. તખુભાની વાતના ફીકા શેઠ સાહેદી બને અને ફીકા શેઠના તખુભા. આમ દાજી અને શેઠ રંગપુરમાં જામી પડ્યા હતા—ઉજ્જડ ગામમાં એરંડા જેવા.

ગામમાં કોઈને કાંઈ કામ પાર પાડવાં હોય તો તખુભા અને ફીકા શેઠનો આશરો લેવો પડે જ. તખુભા અને ફીકા શેઠની સંમતિ વગર કોઈનાં કામ કદી પાર પડે જ નહિ. નાતનો વરો હોય કે કોઈનાં લગ્ન હોય—આમનું શરણુ શોધ્યે છૂટકો.

તીકુની ટોળીએ પણ ફીકા શેઠ અને તખુભાનો આશરો શોધ-

નો॰ વિચાર કર્યો. તીકુ વારંવાર આ મહાશયોના પરિચયમાં
ાવતો, કારણ કે ગામની અનેક પ્રવૃત્તિઓમાં તેનો સક્રિય સાથ
ય જ. ફીકા શેઠ ઘણી વખત તખુભા સામે આંખ મીચકારીને
 હેતા, 'દાજી, આ તીકુ કો'ક દિ' આપણુને ટપી જશે.' શેઠના
ભિપ્રાયમાં થોડી ઘણી સૂચના પણ હતી. દાજી આ ઈસારામાં
કવાર તીકુને છાને ખૂણે બોલાવી તેની બે ચાર પોલો પણ
ાવતા. 'તીકુડા, બહુ કાંધરોટે જવા માંડયો હવે. દેવુનું શું છે?'

'દાજી, ભાઈશા'બ તમારી દયા જોઈએ. તમારી અને ફીકા
ાની મહેરબાની હશે ત્યાં સુધી બધુંય છે.'

'હં, તો તો ઠીક. પાછો બહુ ચડતો નહિ.' દાજી મૂછે હાથ
ાતાં બધા ઉપર પોતાની નજર રહે છે તેમ દેખાડતા.

તીકુ રાતના દાજીની ડેલીએ આંટો મારી આવ્યો હતો. 'કાં
હમણાં જણાતો નથી?' દાજી હોકાની ઘૂંટો તાણી રહ્યા હતા.

'દાજી, હમણાં તો બે દિવસ પહેલાં રામ રામ કરી ગયો હતો.'
એ દાજીના ખાટલા પાસે બેઠક લઈને જમાવ્યું. દાજીના ખાટલા
ર કોઈથી બેસાતું નહિ. માત્ર આખા ગામમાં ફીકા શેઠને જ
હક્ક પ્રાપ્ત થયો હતો.

'એમ, મારું કાંઈ યાદ રહેતું નથી, યાદ શક્તિ પણ કેટલું
આપે. ઘડપણ હવે આબતું જાય છે.' દાજી હોકો ખેંચી
હતા.

'કાં કાંઈ નવાજૂની.' દાજીએ આંખ ઝીણી કરતાં તીકુ
જોયું.

'દાજી, સાંભળ્યું ને ચંદુડો આવ્યો છે.' તીકુ મુદ્દા પર આવ્યો

'કોણ ચંદુડો?' દાજીએ અજ્ઞાનતા દેખાડી.

'ચંદુડો, દયાગોરનો, ગોમતીને ભગાવી ગ્યો' તો ઈ.'

'હેં! હેં! હા, માળો—કાળીઓ વાવડ લાવ્યો'તો ખરો. ઘણા વર્ષે પાછો આવ્યો. ઓલી મુંડકી પણ હારે જ હશે!' દાજીએ સહજભાવે વાત કરતા હોય એમ પૂછ્યું.

'ના દાજી, એકલો જ આવ્યો છે. રાંડનો તો ક્યાંઈ પત્તો નથી.' તીકુએ દાજીનો રસ વધારવા દાજીની ભાષામાં વાત સંભળાવી.

'ક્યાંય મૂકી આવ્યો હશે. હશે, આપણે શું' દાજી સામાની વાત સાંભળ્યા વગર કોઠું આપતા નહિ.

'દાજી, પણ માળો લાગે છે તેજીમાં,દાણો દાબવા જેવું ખરું' તીકુએ દાવ નાખ્યો.

'ઈમ, કયાં હતો! કંઈ કસ બસ લાવ્યો છે?' તીકુની વાત દાજીને સાંભળવા જેવી લાગી.

'એમ તો કાંઈ જણાયું નહિ, પણ છાતી કાઢીને ચાલે છે. મોઢા ઉપર તેજ ઘણું લાગે છે. કંઈને કંઈ તો વળશે જ.' તીકુએ પોતાનો અભિપ્રાય કહ્યો.

'ચીકા શેઠને વાત કરી?' દાજી મુદ્દા ઉપર આવતા જતા હતા.

'તમે હા ભણો એટલે ચીકા કાકા ક્યાં ના કહેવાના છે! હુકમ હોય તો વાત કરું—અને સુવાણ હોય તો હાલો આંટો મારીએ. આવી વાતમાં ઢીલ કરવી ઠીક નહિ. તાજે ઘા જ ઠીક.' તીકુ ઉતાવળમાં માનતો.

'એલા તીકુ, પણ ગમે તેવો તોય ઈ ભામણનો દીકરો! દયાગોરનું પેટ. જવા દે એમાં કયાં વળી હાથ ઘાલવો,'

તીકુને લાગ્યું કે દાજી રમત કરવા લાગ્યા. દાજીની સાથે તેને રોજ આમ જ ચાલતું. છેવટે દાજી મનાયા. તેમણે પાઘડી માથે મૂકી ફીકા શેઠના ઘરનો રસ્તો લીધો.

ત્રિપુટી મોડી રાત સુધી બેઠી. અનેક વાટાઘાટો પછી યોજના નક્કી થઈ. તીકુએ ખાનગીમાં ચંદુને મળવું; શકય એટલી ધાક-ધમકી આપી વાત કઢાવવી. દાજીની અને ફીકાશેઠની ઓથમાં રહેવાના લાભ સમજાવવા. અને આ રીતે કસ હોય તે ખેંચવો. કદાચ આમાં નિષ્ફળતા મળે તો તીકુએ ગામમાં પ્રચાર કરવો, મહોજને ચડાવવો, મહાજન ભેળું કરવું. આમાં ફીકાશેઠ અને દાજી જોઈતી મદદ આપે. આ પણ પાર ન પડે તો બાકીનું દાજીએ પૂરું કરવું.

સવારે યોજના મુજબ તીકુએ ચંદુને મળવા જવાનું હતું.

તીકુએ મિત્રમંડળને પણ સાધવું એવી દાજીની સૂચના હતી. એટલે તેણે કાનિયાને ત્યાં સર્વને મળીને બે ત્રણ દોસ્તોને સાથે લઈને ચંદુને ત્યાં જવાનું ઠરાવ્યું હતું. તે યુક્તિ પ્રયુક્તિ કરી જાણતો, પણ કયાંક બળની વાત આવી પડે તો તેનાથી વધુ રસ લઈ શકાતો નહિ. આવી બાબતમાં જમનો અને માલિયો તેને બહુ ઉપયોગી થઈ પડતા. તેના સથવારા સિવાય કોઈ દિ' તે આવી પ્રવૃત્તિમાં પડતો નહિ.

ઘણો દિવસ ચડી ગયો પણ તીકુ આવ્યો જ નહિ. આખરે બધા કંટાળ્યા. દાજીને ત્યાં અને ફીકાશેઠને ત્યાં તપાસ કરી. ત્યાં તીકુ ન હતો. ફરીથી તીકુનું ઘર જોયું ત્યાં તાળું જ હતું. પાડોશમાં પૂછતાં તેમણે કોઇએ સવારથી તીકુને જોયો જ ન હતો.

'ચંદુને ત્યાં તો નહિ પહોંચ્યો હોયને?' માલિયે શંકા કરી. 'કોણ જાણે? એવી ઉતાવળ કરે નહિ. આપણી વગર કયાંય જાય નહિ.' જમને ખાત્રી બતાવી.

'ચાલો ચંદુના ઘર તરફ આંટો મારીએ'

ટોળી ચંદુના ઘર તરફ વળી. ચંદુની શેરીમાં દાખલ થતાં તેઓ છોભીલા થઈ ગયા. સામેથી કરશન અને ચંદુ આવતા હતા.

તેઓ બાજુમાં ઊભા થઈ ગયા. કરશન અને ચંદુ વાતમાં ગૂંથાયેલા હતા. તેમણે આ લોકો તરફ નજર સુદ્ધાં કરી નહિ.

'અહીં પણ લાગતો નથી. આ મારો બેટો કરશનિયો આને ક્યાંથી મળી ગયો?' જમને માલિયા સામે આંખ મારી.

માલિયાને પણ આશ્ચર્ય થયું. ચંદુ આમ ચોડેધાડે ભર બજારે નીકળશે તેનો ખ્યાલ જ ન હતો.

તીકુ મળતો ન હતો તેમ તેમ ત્રણેની મૂંઝવણ વધતી જતી હતી. તેઓ પાછા વળ્યા એટલામાં તેમને રમજાન રસ્તામાં મળ્યો.

તેણે આ ટોળીને જોઈ. ગામના દરેક માણસને તે મુદ્દામાલ સાથે ઓળખતો. તેણે ગઈ કાલની વાત અલીડોસાને કરી હતી. તેને એક તુક્કો લગવવાનું મન થયું. તેણે માન્યું : આ લોકો ચંદુ સાથે કંઈક વ્યવસ્થિત યોજનામાં હોવા જોઈએ. કદાચ તીકુની ગઈ રાતની વાત તેમણે સાંભળી નહિ હોય. તે એકદમ પાછો ફર્યો.

'અરે માલજી, જમના.' તે એકદમ તેની પાસે પહોંચી ગયો. 'ઠીક થયું તમે મળી ગયા. તીકુ ભળકડે મળેલો. તમને એક સંદેશો કહી ગયો છે. તેને ઓચિંતાનું બહારગામ જવાનું થયું છે. બે ત્રણ દિવસ પછી આવશે. ચંદુની વાત હમણાં છેડવી નહિ. આવ્યા પછી બધું થઈ રહેશે.' રમજાને ઝપાટાબંધ કહી દીધું. તે એવી અદાથી બોલ્યો હતો, કે કોઈને કંઈ વહેમ જાય નહિ. 'ચાલો, સાળું આજે તો બધું ભેળું થઈ ગયું. રાતના આજ તો ધમાલ

બોલી જાત. માંડમાંડ રહી ગયું.' આવું કહી તેણે જવા માટે પગ ઉપાડ્યા.

'કેમ શું થયું?' ચાલવાની તૈયારી કરતા રમજાનને જમને રોક્યો.

'અરે જવાદોની ભાઈ. એની એ પંચાત. દેવુબાઈના ઘરમાંથી કોઈક પરોઢીએ ચોરી કરીને નીકળ્યું. સામે નરકોવીયામાં કોક આદમી છુપાણો હતો. તેણે ખડકીમાંથી નીકળનારને પૂરો કર્યો હોત. પણ ત્યાં ઊભી બજારેથી કોઈક આદમી આવી ચડ્યો. તેણે માર-નારને માંડમાંડ વાર્યો. અને પેલો બીજો આદમી ભાગી ગયો. પોલીસ પાસે ફરિયાદ આવી છે હું તપાસ કરીને જ ચાલ્યો આવું છું. ખડકીમાંથી નીકળનાર તરીકે તીકુનું નામ આવે છે. મારનારને કોઈ ઓળખતું નથી. હમણાં ફોજદાર આવશે. સારું થયું તીકુ ગામમાં નથી નહિતર વળી મારે કાળા હાથ કરવા પડત.' વાત પૂરી કરી તેણે ઝડપથી રસ્તો પકડ્યો.

રમજાને ધારી હતી તે અસર ત્રણે મિત્રો ઉપર થઈ.

'જમના ચાલો ઝટ કામે વળગી જઈએ. નકામું ક્યાંક ગળામાં આવી પડશે.' બધી વાતમાં ઢીલા કાનીઆએ કહ્યું.

'મારો બેટો તીકુડો પણ બધી વાતમાં માથું મારવા માંડ્યો છે.' જમને કહ્યું, 'ચાલો ક્યાંક તપાસ કરી તેને ચેતવી દઈએ.' અંદર-ખાનેથી ગમે તેવા દાવ ખેલવા પડે તો આ ટોળીને વાંધો ન હતો. પોલીસનું લફરું થાય તો કોઈ તૈયાર ન હતું.

'રમજાને દાવ ફેંકીને ચાલતી પકડી. તેણે થોડે દૂર જઈ ઘેર જવાને બદલે વળાંક લઈ દાજીભાની ડેલીનો રસ્તો પકડ્યો.

તખુભા દાજીની ડેલીએ દાયરો ભરાવા મંડ્યો હતો. દાજી ખાટલે બેઠા બેઠા ચા પી રહ્યા હતા. રમજાને ડેલીમાં એક નજર નાખી, દાજીને સલામ કરી.

'કોણ માળુ, રમજાન ?'

'હા દાજી.'

'આજ તો કાંઇ અટાણુમાં.' દાજીને કુતૂહલ થયું હોય તેમ લાગ્યું.

'અમસ્તો જ. મનમાં થયું, લાવ નીકળ્યો છું તે દાજીને રામરામ કરતો જાઉં.' બોલતાં બોલતાં તેણે બેસનારાઓ ઉપર નજર નાખી બધાને જોઈ લીધા.

'એમ કોકવાર યાદ કરે તો સારું.' દાજીએ મુખ ઉપર મરકલડાં આણ્યાં. 'બેસ તો ખરો. કાંઈ નવાજુની?' દાજીએ રમજાનને બેસવાનો આગ્રહ કર્યો.

'અમારે તો બાપુ રોજનું એનુએ ! મોચીડો ને મોચીડો ! પોલીસખાતાની નોકરી જ એવી. એકે દિ' ધરાઈને ધાન ખવાય જ નહિ.' દાજીને લાગ્યું રમજાનને કંઈ કહેવું છે.

'કાં વળી આજ એવું શું છે ?' દાજીએ ટપકું મૂક્યું. તેને લાગ્યું, ચંદુની કાંક વાત હશે. ગામમાં તાજી વાત એક જ હતી.

રમજાન દાજીના ખાટલા પાસે બેસી ગયો. તેણે જે રીતે જમનાને અને માલિયાને વાત કરી હતી તે જ રીતે દાજીને વાત સંભળાવી તેણે વાત પૂરી કરતાં કરતાં ગળગળા બનતાં જતાં દાજી સામે જોયું.

'સારૂ થયું તીકુ ક્યાંક ભાગી ગયો છે, નહિતર મારે નકામા કાળા હાથ કરવા પડત. ભાઈસા'બ તમે એને કાંક બે શબ્દ કહેજો ભાઈસા'બ !'

દાજીને રમજાન માટે સારો ખ્યાલ હતો. રમજાન ગામની બૂરી વાતમાં કદી દેખાતો ન હતો. સીધે રસ્તો જતો અને સીધે રસ્તે રળી ખાતો. તેને કદી કાંઈ સ્પર્શી શક્યું ન હતું. આજ જ્યારે રમજાન તેની પાસે તીકુની વાત લઈ આવ્યો ત્યારે દાજીને તેમાં કાંઈ ઊંડું જણાયું નહિ. ખરેખર તીકુને બચાવવા જ રમજાન આવ્યો હશે તેમ તેણે માની લીધું. તેણે રમજાનને તીકુની ખબર લઈ નાખવાની ખાત્રી આપી અને સાથે સાથે વાત રોળીટોળી નાખવાની પણ સૂચના આપી.

રમજાને–પોતાનાથી બનતું કરશે–એમ કહી–બહુ ઉતાવળ હોય તેમ રસ્તો પકડ્યો. બહાર નીકળી તેણે બજારનો રસ્તો લીધો. તેણે અજમાવેલી યુક્તિઓ તેને પોતાને આજ રાજી કરે એવી લાગતી હતી.

ચંદુ અને કરશન ગામમાં ફરી રહ્યા હતા. રસ્તે જતાં અનેક જૂની જગ્યાઓ ચંદુ બારીકાઈથી જોતો જતો હતો. ગામની કેટલીયે જૂની પુરાણી સ્મૃતિઓ દસ વર્ષમાં ઘસાઈ ગઈ હતી, અથવા તો નાશ પામી હતી. નાની નાની ઝીણી ઝીણી બારીકીઓ કરશનને રસ્તે પૂછી રહ્યો હતો.

'ભમરીઆના કઠોડા ક્યાં ગયા કરશન!' ગામના પાણી ભરવાના પ્રખ્યાત કૂવાને કઠોડા વિહોણો જોઈ ચંદુએ કરશન પાસે માહિતી માગી.

'આ ગામના લોકોની વાત ન પૂછશો. કઠોડાનાં લાકડે લાકડાં ઉપડી ગયાં. બાયુંને ખૂબ અડચણ પડે છે. ચાર છ મહિને કોકને કોક ખાબકે જ છે. દશ દિવસ પહેલાં જ સુતારની દીકરી પડીને મરી ગઈ.' કરશન બહુ વાચાળ માણસ હતો.

'ઠાકર મંદિરનું છાપરું કેમ કોઈ સમું કરાવતું નથી?' છાપરાં ઉપર એક પણ નળિયું કે વળી સલામત ન હતાં. મંદિર પાસે આવતાં ચંદુએ પૂછ્યું.

'કોણ કરાવે ? કોઈને પૈસો આપવો નહિ. બાવો પણ ભૂખે મરીને ભાગી ગયો.' કરશને જવાબ આપ્યો.

ઠેક ઠેકાણે ગામમાં ખાડો વસી ગઈ હતી. 'આ બધી કોની ખાડો છે ? કરશન.'

'તખુભા દાજીની. ગામમાં કોઈ જગ્યા ખાલી રહેવા દીધી નથી. વરસો વરસ ગામમાં રોગચાળો ફાટી નીકળે છે.' કરશન સાચી વાત કહ્યે જ જતો હતો.

'કેમ કોઈ ફરિયાદ કરતું નથી ?' ચંદુએ હકીકત માગી.

'અરે ફરિયાદ કોની સામે ? તખુભા દાજી કે ઝીકાશેઠ સામે ફરિયાદ થાય જ કેમ ! આ ગામના લોકોની વાત ન પૂછશો. તળશી સોનીને બચારાને ગામ મૂકીને ભાગી જવું પડ્યું. અને ફરિયાદ થાય તો સાંભળે પણ કોણ ? બધા અમલદાર મારેલા.' કરશનના મોંઢા ઉપર વ્યગ્રતા હતી. એનું નામ લેશોમાં ભાઈ, ગામમાં રહેવું હોય તો !' તેમાં આછી આછી બીક પણ હતી.

ચંદુએ કંઈ જવાબ આપ્યો નહિ તે માત્ર આછું હસ્યો.

ફરતાં ફરતાં બન્ને જણા ઉભી બજારે ચડ્યા. અનેક લોકો તેની પછવાડે આંગળીઓ ચીંધતાં હતાં. ઝીકાશેઠની દુકાન આવી શેઠ તકિયાને અઢેલીને બેઠા હતા. તેણે ગામડા ગામમાં ઉજળા લુગડાવાળા જુવાનને છેટેથી આવતો જોયો. રખેને કોઈ અમલદાર હોય ! તેમણે બેઠક સરખી કરી લીધી.

ચંદુ ને કરશન દુકાનના ઓટલાની છેક પાસે આવ્યા. ઝીકાશેઠની અને ચંદુની નજર એક થઈ. ચંદુએ શેઠને જય જય કર્યા.

'ઝીકા કાકા નમસ્કાર.'

'કોણ ઈ ભાઈ ?' શેઠે કપાળે ચશ્માં ચડાવી ચંદુ સામે જોયું. કરશને વચ્ચેથી જવાબ આપ્યો.'

'ચંદુભાઇ દયાકાકાના'

'ઓહો! ચંદુ! ચંદુભાઇ! સાજો નરવ્યો તો ખરો, કાલે આવ્યો? કોકે કીધું તો હતું! કોણે કીધું હતું નરસી?' તેણે મહેતાજી સામે જોયું. 'હાં હાં યાદ આવ્યું. આપણે ફતીઆની માએજ વાત કરી હતી.' શેઠ એક સામટું બોલી ગયા. 'આવ ભાઇ ઉપર આવ, ઘણા વર્ષે આવ્યો.'

ચંદુએ આનાકાની કર્યા વગર આમંત્રણ સ્વીકાર્યું, કરશન પણ સાથે ઉપર ચડયો.

'કાં કાકા, તમારી તબિયત તો મજામાં? મારાં કાકી કેમ છે?' ચંદુએ બેઠક લેતાં લેતાં કાકાને પ્રણામ કર્યા.

'બધાં ય ખુશી આનંદમાં, ભાઇ' શેઠે હસતાં હસતાં જણાવ્યું, 'કયાં હતો ભાઈ?'

'મુંબઈમાં કાકા.' ચંદુએ જવાબ આપ્યો.

'ખૂબ આઘે નીકળી ગયો, ત્યાં શું કરે છે ભાઇ?' શેઠે વાત લંબાવી.

ચંદુને પણ આ વાત કહેવાની વૃત્તિ હોય તેમ લાગ્યું. તેણે જલદીથી ફીકાશેઠને માહિતીઓ આપવા માંડી. 'ઠીક છે કાકા, તમ જેવાના આશીર્વાદથી રળી ખાઉં છું. રંગનું કારખાનું ખોલ્યું છે. કારખાનામાં પાંચ પચાસ માણસ કામ કરે છે. આપની દયા છે.' ફીકાશેઠ ચંદુની વાત સાંભળે જતા હતા અને ચશ્માં ઊંચાંનીચાં કરતા જતા હતા. ચંદુએ વાત પૂરી કરી ફીકાકાકા સામે જોયુ. શેઠના મોઢા ઉપર હાસ્ય હતું.

'ખરો ભડભાદર! ઠીક જમાવ્યું! સારૂં, સારૂં. ઠીક થયું જૂના ગામને યાદ કર્યું.' ફીકાશેઠે એવો ડોળ કર્યો જાણે તેઓ

ખૂબ પ્રસન્ન થયા હોય. 'કરશન, ભાઈને ગામ દેખાડવા નીકળ્યો છે ને ?' તેણે ઝીણી આંખે કરશન સામે જોયું.

'હાજી, મારે ઘર સમું કરાવવું છે. કડિયાને ત્યાં જવું હતું, એટલે કરશનને સાથે લીધો.'

ચંદુ ફીકાકાકની પ્રશ્નોતરી સમજી ગયો હોય તેમ લાગ્યું. કરશનને બદલે તેણે જ જવાબ આપ્યો. 'ઠીક ચાલો કાકા વળી નિરાંતે મળશું.' કહી ચંદુ ઊઠયો.

'હાં હાં ! જરૂર ભાઈ આવતો રહેજે. તારા બાપુ તો મજામાં છે ને ?'

'જી હાં ઠીક છે. ઘડપણ છે' ચંદુએ નમસ્કાર કરી દુકાનની બહાર પગ મૂકયો.

'એ...આવજે ભાઈ......' ઘણે મોટેથી ફીકાશેઠે વિદાય આપી.

'અરે હા. કરશન તારૂં જરા કામ હતું. પછી જરા આવી જજે.' ચંદુની સાથે જતાં કરશનને શેઠે કહ્યું.

'વારૂં' કહી કરશન ચંદુની સાથે નીકળી ગયો.

'ભાઈ તમે આને કયાં મળ્યા ? આને બધું કયાં કહી નાખ્યું ? તમને સુખે રહેવા નહિ દે.' કરશને બહાર નીકળીને ચંદુને ઠપકો આપ્યો.

'કાં ?' ચંદુએ જરાપણ આશ્ચર્ય દેખાડયા વગર પૂછયું.

'એને તમે હજુ ઓળખતા નથી. ગામમાં એની જેવું કોઈ પાપ નથી.' ચંદુ જવાબ ગળી ગયો.

'તને કેમ બોલાવ્યો કરશન ?'

'એવું જ કાંઈ હશે, ભાઈ એની રમત એની પાસે જ છે.'

'તું તારે જઇ આવજે, શું કહે છે તે જોયા પછી બધું થઇ રહેશે. ગમે તેવા તો ય આપણા મુરબ્બી, ગામના શેઠ.' ચંદુ શેરીમાં વળ્યો. 'કરશન આ પીપળો કોણે કાપી લીધો ?' ફરી પાછી પ્રશ્નોતરી શરૂ થઇ.

'જેને ફાવે તે કાપી જાય ભાઇ, કોણ ધ્યાન રાખવા બેઠું છે ?' કરશનને ચંદુના આવા સવાલો તરફ આશ્ચર્ય ઉદ્‌ભવતું જતું હતું.

તેઓ ઘરમાં દાખલ થયા, મહેશ ઝપાટાથી ઘરમાંથી નીકળતો હતો.

'કોણ મહેશ ?' ચંદુએ મહેશની સામું જોયું. મહેશ ઉભો ન રહ્યો, જલદીથી ચાલી ગયો.

## ૭

'ગોદી કોઈ આવ્યું હતું?' ચંદુએ ઘરમાં દાખલ થઈ પૂછ્યું.

દયાગોર પાટ ઉપર બેઠા બેઠા માળા ફેરવતા હતા. ગોદી ઘરમાં રાંધતી હતી તે બહાર આવી; તેની આંખમાં આંસુ હતાં.

'કેમ શું થયું?' ચંદુએ પાટ ઉપર બેસી ગોદીને પોતાની પાસે બેસાડી. ગોદી જોરથી રડી પડી. 'ભાઈ, શું થયું છે ગોદીને?' ચંદુ દયાગોરને ભાઈ કહીને જ સંબોધતો

'કોણ જાણે. મહેશ આવીને કંઈક બોલી ગયો. બન્ને કાંક ચડભડતાં હતાં.' દયાગોરે માળા બંધ કરી.

બે દિવસમાં દયાગોરે ચંદુને એક નાની સરખી વાત પણ પૂછી ન હતી. એક પણ હકીકત માંગી નહતી. તેને કશું જાણવાની ઈચ્છા જ ન હોય તેમ તેણે માત્ર બે ચારવાર દીકરાને પાસે બેસાડી પંપાળ્યો જ હતો. થોડાં આંસુ જ પાડ્યાં હતાં. દીકરો ઘેર

આવે એમ એના જીવનમાં જોતા જવાની તેની મનોકામના હતી. પ્રભુએ એ ઇચ્છા પરિપૂર્ણ કરી હતી. સંસારમાં તેને હવે કાંઈ રહ્યું નહતું.

ભૂતકાળના પ્રસંગો ઉપર, યાદ કરી કરીને આંસુ સારવા; તેને બ્યાજબી લાગ્યાં નહિ. ભયાનક દુઃખમાં પણ તેણે પ્રભુના નામ સિવાય કોઈનો આધાર ગોત્યો ન હતો. તેણે કોઈ દિવસ હૃદયપૂર્વક ચંદુ ગોમતીને ભગાડી જાય એમ માન્યું નહતું. લોકો કહેતાં તે સાંભળતા. ધીરેધીરે તેમણે બચાવ પણ કરવાનું છોડી દીધું હતું. તેમને ખાત્રી હતી, ચંદુ આવું કરે નહિ.

આવનાર આવી ગયો હતો. સંભાળવા જેવું બધું તેજ સંભાળી લેશે. બધી ચિંતા–ઉપાધિ જાણે તેને માથેથી ઉતરી ગઈ. ડોસાએ બે દિવસથી નિરાંતનો શ્વાસ ખેંચ્યો હતો.

ચંદુ જોરથી હસી પડ્યો. 'મહેષ ગોદીને લડી ગયો? ખૂબ મજા આવી હશે.' જાણે કે વાતમાં રમવાથી કશું વધારે હોય નહિ.

'ભાઈ તમે હસો છો?' ગોદી રડતી બંધ પડી. તેને લાગ્યું કે પોતે જ્યાં સુધી ચોખ્ખી વાત કરશે નહિ ત્યાં સુધી ભાઈને ખરો ખરો ખ્યાલ આવશે નહિ.' 'મહેષભાઈ તો બહુ ગુસ્સે થયા છે. મને કહે કે, ચંદુભાઇને કહે એ અહીંથી ચાલ્યા જાય. શું મોઢું લઈને ગામમાં પગ મૂકયો છે? શરમ નથી આવતી? બીજું આવું આવું ઘણું બોલતા હતા.' ગોદી માંડ કરીને છાની રહી હતી તે ફરીથી રડી પડી.

'પછી તેં શું કહ્યું ગોદી?'

'મેં પણ સંભળાવી દીધું. આવું બોલવું હોય તો જાવ તેની પાસે, સામું તો જોઈ શકતા નથી. મારી પાસે આવીને કેમ બોલવું ફાવે છે?' ગોદી ભાઈની પાસે નજીક મોઢું લઇ ગઇ, અને તેના ખોળામાં માથું મૂકી હીબકા ભરવા મંડી.

'ગાંડી છોકરી ! મહેશને આવું કહેવાય ? મહેશ જેવો ડાહ્યો છોકરો કદાચ ગુસ્સામાં કાંઇ બોલે તો આપણાંથી લડાય ? ગાંડી !' ચંદુએ ગોદીના વાંસામાં હાથ ફેરવ્યાં કર્યો, 'અને રીસ તો ચડે જ ને ! માણસ તરીકે ગુસ્સો કરવાનો તેને હક્ક છે. બધું જાણશે એટલે એ પણ ગુસ્સો નહિ કરે.'

દયાગોર ચંદુની વાત ધ્યાન પૂર્વક સાંભળી રહ્યા હતા, શબ્દે શબ્દ તેણે પૂરેપૂરો સાંભળ્યો. ચંદુના છેલ્લા શબ્દો સાથે આંખમાંથી બે આંસુ માળાની ગૌમુખી ઉપર પડી ગયાં. તેણે જોરથી માળાનો બેરખો આંખે લગાડયો. 'શ્રી હરિ શ્રી હરિ.' તેના મુખમાંથી નીકળી ગયું.

'ચાલ જોઈએ, હવે ખાવા દે. કરશનને ભૂખ લાગી છે,' ચંદુએ ગોદીને ઊભી કરી.

કરશન બધી વાત સાંભળી રહ્યો હતો. તેનું નામ વચ્ચે બોલાયું એટલે તેણે કહ્યું, 'નહિ ભાઈ, હું તો ઘરે જ જઈશ. તમે જમી લ્યો. રાતનો ગયો જ નથી તે ઘરે પાણી બાણી ભરાવીશ અને ખાઈ કારવીને નિરાંતે આવીશ.'

કરશન એકલો જ હતો. તેણે લગ્ન કર્યાં ન હતાં.

'કરશન, ખાઈ પીને નિરાંતે જજે. ઘેર જઈને શું કરવાનું છે. ? અને તારે હવે અહીં જ રહેવાનું છે. સમજ્યો ! મારે તારાં ઘણાં કામ છે.'

'ગોદી, બીજું કોણ આવ્યું હતું ?'

ઓશરીમાં દાણાનાં અને એવી ચીજોનાં પડીકાં પડ્યાં હતાં. 'દાણાવાળો બધું મૂકી ગયો છે.' ગોદી આંખો લૂછી સ્વસ્થ થતી જતી હતી.

બપોરે મનજી કડિયો અને દેવજી મિસ્ત્રી આવ્યા. ચંદુએ તેની સાથે ઘર બનાવવાની યોજના નક્કી કરી. આખું ઘર પાડી નાખીને નવેસરથી બનાવવાનું હતું. ચંદુની યોજના પ્રમાણેનું એક પણ ઘર રંગપુરમાં હતું નહિ. ઘર બાંધવાનો બધો કોન્ટ્રાક્ટ મનજીને તેણે આપી દીધો.

'આવતી કાલે જ કામ શરૂ કરો. મારે જલદીથી નવા ઘરમાં રહેવું છે.' ચંદુએ ઉતાવળ પણ સાથે સાથે જણાવી દીધી. 'સામટા મજૂર કામે લગાડો. પાંચસો હજાર વધુ બેસે પણ મને મકાન જલદી જોઈએ.

મનજીના ગયા પછી કપડાંવાળો આવ્યો અને છેક સાંજ સુધી આવી ખરીદીઓ ચાલુ રહી.

રાત્રે ચંદુ નવરો પડયો, 'કરશન' તેણે કરશનને બોલાવ્યો. 'અરે એક વાત તો રાતની કહું કહું કરતાં રહી જાય છે, આપણે એક બાઇ રાખવી છે, ઘરનું માણસ હોય તો ઠીક પડે, ગોદી એકલી કંટાળી જશે. મારા મનમાં આવ્યું કે આપણે દેવુને જ રાખીએ. વિશ્વાસ તો રખાય અને વળી કામકાજની પણ ચોકખી.'

કરશન સમજી શકયો નહિ. દેવુની ગઇ કાલ રાતની નાલેશી-ભરી વાત હજુ તાજીજ હતી. ચંદુએ આખી વાત નજરે જ જોઈ હતી, છતાં તેનેજ કેમ તે પસંદ કરતો હતો! 'ભાઇ, તમે તો બધુ જાણો છો.' કરશને કહ્યું. તેના અવાજમાં ન સમજાય તેવું દુઃખ હતું.

'અરે ગાંડીઆ તેનું વળી શું છે? થવાનું હતું તે થઇ ગયું. ગમે તેવી હોય તો કાંઇ તારી કે મારી બેન મટી જવાની છે? અને એમાં તેનો બીચારીનો વાંક પણ શું?' ચંદુએ કહ્યું.

'કેમ ભાઇ, તમે એમ બોલો છો? ઇ જ રાંડ બળ્યા મોંઢાની બધું કરવા વાળી છે. એનું નાક કાપી કાપીને થાકયો પણ રાંડ સમજતી જ નથી. ગઇ રાતે તમે આડા પડયા નહોત તો આજ તે દુનિયા ઉપર નહોત ભાઇ!' કરશનથી આવી વાત સંખાઇ નહિ.

'પછી તારૂં શું થાત, કરશન?'

'ગમે તે થઈ જાય. થઈથઈ ને ફાંસી થાત. એમાં શું થઈ જાત! મારે કયાં કોઇ પછવાડે રોવે તેવું છે! હજી પણ કોક દિ' ચંદુભાઈ તમે સાંભળશો કે રાંડના શું હાલ થયા. હું જીવું છું ત્યાં સુધી તેને જીવતી નહિ રહેવા દઉં' કરશન લાલચોળ થઈ ગયો.

'તારે ગુસ્સો કરવો છે કે મારી વાત સાંભળવી છે?' ચંદુએ ધીરેથી પૂછ્યું'

'બોલો, શું કહો છો તમે! હું એવો નમાલો નથી તે સગી આંખ્યે બધું જોયા કરૂં!' કરશન ધ્રુજી રહ્યો હતો.

'તેં કોઈ દિવસ શાન્ત રહીને દેવુને આ બધી વાતનું કારણ પૂછ્યું છે? કરશન.' ચંદુ કરશનની છેક પાસે બેઠો.

'કારણ બીજુ શું હોય! રાંડ ચાટુડી બની ગઈ છે. સારાં લૂગડાં, ખાવાનું, બધું તેનો યાર તીકલો લાવી આપીને કામ કાઢી જાય છે.'

'દેવુનો વર અપંગ છે તેનું તને ભાન છે ને? દેવુને બિચારીને કમાવું પડે છે. ત્રણ માણસનું પૂરૂં કરવું પડે છે. આ બધામાં તેં મદદ કરી છે?' ચંદુ કરશનને શાન્ત કરી રહ્યો હોય એવી ઢબે પૂછતો ગયો.

'ના, હું કયાંથી કાઢું? મારૂં જ માંડ માંડ ચાલે છે' કરશનને કાને આ બધી વાતો નવી હતી. તેં કોઈ દિ દેવુનાં

દુઃખનાં કારણ પૂછ્યાં છે? કોઈ દિવસ હેતથી તેના પેટની વાત કઢાવી છે? તેના પેટના ખાડા સામે જોયું છે? તે ભૂખી છે કે ખાધું છે એ બધું જાણવાની દરકાર કરી છે?' ચંદુ બોલતો ગયો.

કરશન બધું સમજ્યો હોય તેમ લાગ્યું નહિ. તે માત્ર શાન્ત બનતો જતો હતો. 'ગાંડા! તેં તારી જાત ઉપર કોઈ દિવસ વિચાર કર્યો છે? બોલીને ચંદુએ કરશનના મોઢા તરફ નજર કરી. કરશન નીચું જોઈ ગયો.

'દુનિયામાં બધાં ભૂલ કરે છે. નશીબમાં હોય તે ભોગવ્યા સિવાય છૂટકો નથી. વાતવાતમાં લાકડી ન ઊપાડીએ. કોઈ પણ વાત ઉપર ઊંડો વિચાર કરીએ.' ચંદુએ ધાર્યું કે કરશન ઉપર અસર થતી જતી હતી. 'જા, ગાંડાં કાઢ નહિ. તારે એને સુધારવી છે, તે હું માથે લઉં છું. દેવુ જેવી તારી બહેન, એવી મારી પણ. તું એને તેડી લાવ. બધાં સારા વાનાં થઈ રહેશે.'

ચંદુએ ખીસામાંથી ડાબલી કાઢી બીડી ચેતાવી. 'કરશન, પછી ફીકાકાકાને ત્યાં પણ આંટો મારતો આવ. રમજાનને પણ જરા આવવાનું કહેતો આવજે. કાલે મારે તને ગામ મોકલવો છે. એટલે બધું પતાવીને જલદી આવી જજે.'

૮

તીકુ પહેલાં તો ખૂબ દોડયો. શરમ કરતાં બીક આમાં મુખ્યત્વે કારણભૂત હતી. ગામથી ઘણે દૂર નીકળી જઈ એક ખેતરમાં શ્વાસ ખાવા ઊભો રહ્યો. પાછુંવાળી જોયું. કોઈને તેણે પાછળ જોયું નહિ. લાકડી ખાવાની બીક તાત્કાળીક તો નાશ પામી.

નિરાંતનો શ્વાસ લઈ તે ખેતરમાં બેસી ગયો. માણસ કેટલીક વાર ખૂબ બી જાય છે ત્યારે તેને શરમ લાગવા માંડે છે. તીકુને પણ ધીરે ધીરે પોતાનાં કૃત્ય તરફ ઘૃણા ઉત્પન્ન થતી જતી હતી. શા માટે તેણે માત્ર કાયરની માફક ભાગવું જોઈએ.? કરશન કદાચ તેને એક બે લાકડી મારત તો પોતે સામે કાંઈ ન કરી શકત? તે ઊંડો ઊંડો વિચાર કરતો ગયો. કેવી ભયંકર નામોશી—અને તે પણ ચંદુ જેવાની સાથે—જે ચંદુ સામે પળે પળે તે યુક્તિઓ ઘડી રહ્યો હતો. તેને માહત્ કરવાનું તેણે બીડું ઝડપ્યું હતું, તેની સામે હવે ઊંચું મોઢું લઈને બોલી શકાશે?

તે ખૂબ નિરુત્સાહ બની ગયો. આ કરતાં તો બહાદૂરને છાજે તેમ કરશનનો સામનો કર્યો હોત તો કેવી સુંદર છાપ પાડી શકાત! ચંદુને પણ તેની શકિતનું ભાન આવત. કેવી સુંદર તક તેણે ખોઇ હતી ?

હવે શું ? દિવસ ઊગવાની તૈયારી કરી રહ્યો હતો. રસ્તા ઉપર કોઈ રડયાખડયા માનવીની અવરજવર પણ શરુ થઈ ગઈ હતી. ગામમાં પાછો નહિ જાઉં ? ચંદુ અને કરશન તેને બદનામ કર્યા વગર રહેશેજ નહિ. તેમણે પ્રચાર પણ કરી દીધો હશે. તખુભા દાજી અને ફીકાશેઠને પણ વાત પહોંચી ગઈ હશે. ગામમાં આવી સ્થિતિમાં તેનાથી ઊભા કેમ રહેવાય ? તેનો કોઈ વિશ્વાસ પણ કેમ કરે ?

ત્યારે શું ભાગી જાઉં ? કયાંક આડોઅવળો થઈ જાઉં, અને શું બન્યું છે તે પહેલાં સાંભળું, મિત્રોમાંથી કોઈને બોલાવી ગામનાં ખબર સાંભળું. પછી બધું થઈ રહેશે.

તેને આ વિચારમાંથી બીજો ખ્યાલ કરવાનો મોકો મળ્યો ત્યારે સૂર્ય ઊગી ચૂકયો હતો. ખેડુતો કામ કરવા ખેતરો તરફ આવ્યે જતાં હતાં. સીમનો સીધો રસ્તો પકડવાને બદલે તેણે ખેતરાવ આડો-અવળો રસ્તો પસંદ કર્યો. તેનો વિચાર હાલ તુરત એકાદ ઓળખીતાને ખેતરે પહોંચી જઈ જમનાને કે માલિયાને ત્યાં બોલાવી લેવાનો હતો.

ચાલતાં ચાલતાં તેનું ધ્યાન રહ્યું નહિ. સામેથી કોઈ સ્ત્રી આવી રહી હતી. છેક પાસે આવી ત્યારે તીકુનું ધ્યાન ખેંચાયું. પરંતુ હવે મોઢું ઢાંકી દઈ આજુબાજુમાં ચાલી જઈ શકાય તેમ નહતું.

તેણે સ્ત્રી સામે જોયું. ઓળખી લીધી. ગામના પટેલની તે સ્ત્રી હતી.

'ઓહો, કડવી ભાભી !'

'કોણ તીકુભાઈ?' સ્ત્રીએ પોતાને થયેલા સંબોધનનો જવાબ વાળ્યો.

'અટાણે કંઈ ભાભી?'

'મનમાં થયું લાવ વાડીએ આંટો મારતી આવું. કાંઈક ઝીણું-મોટું બકાલું હોય તો લેતી આવું. હમણાં ત્રણચાર દિવસથી તમે પણ કાંઈ લીલોતરી તો લાવ્યા નથી, મહેમાન હોય ત્યારે જરા શરમાવું પડે.' કડવીભાભી તીકુને ખૂબ ઓળખતાં હોય તેમ પરિચિત ઢબે બોલી ગયાં.

'ભાભી, હમણા શહેરમાં પણ કાંઈ મળતું નથી. ઠાલા ફેરા ખાવા અને વાતમાં કંઈ માલ નહિ. એટલે જતોજ નથી.' તીકુએ જવાબ આપ્યો. 'ક્યારના નીકળ્યા છો ભાભી?'

'હમણાં જ, આ હાલી આવું છું, ઊભી ઊભી આંટો મારીને પાછી જાઉં છું. ઠીક ચાલો, ભાઈ જાઉં, નહિ તો વળી છાશનું મોડું થશે.'

તીકુને લાગ્યું ભાભીને કંઈક જરૂર ખબર હશે. જરા દાણો દાબી જોઉં. કંઈક ખબર પડે તો કોઈકને બોલાવવાની જરૂર રહે નહિ.

'હેં ભાભી, આજે રાતના શું થયું? ગામમાં કંઈ ધમાલ-બમાલ સાંભળી?' તીકુએ દાણો દાબ્યો.

'અરે હા, તીકુભાઈ, ઓલ્યો રમજાન હવાલદાર ભળકડે આવીને તમારા ભાઈને કંઈક કહેતો ગયો. બાપુ મારું તો હૈયું જ એવું, કાંઈ યાદ રહે નહિ. ગામમાં ક્યાંક ચોરી થઈ છે.' કડવી જાણે વાત ફેરવી રહી હોય તેમ બોલી ગઈ. 'ફોજદાર આવશે એમ તમારા ભાઈ કહેતા હતા. એટલે તો સવારના પોરમાં શાક લેવા આવી. અમારે તો બધું હાલ્યું જાય. સારા માણસના ભાણામાં

તો કાંઈક સરખું મૂકવું જોઈએ. ઠીક ભાઈ ત્યારે હું જઈશ, હવે.' કડવીભાભી રસ્તે પડી.

તીકુ વાત સાંભળીને સજ્જડ થઈ ગયો. તેણે જે હિંમત વિચારો કરી કરીને ભેગી કરી હતી, તે ઘડીવારમાં અદૃષ્ય થઈ ગઈ. તેની કલ્પના સામે અનેક મુશીબતો ખડી થઈ ગઈ. તે ત્યાંજ બેસી ગયો.

ઘડીભરને માટે તેને ખૂબ દૂર ભાગી જવાનો વિચાર થયો. પરંતુ દૂર જવાથી માથેથી તહોમત તો જશે નહિ. અને તે ભાગી ગયો છે એવી ખબર પડશે તો ઉલટાની વાત વધુ ચોકકસ બનશે. તેને કોઈ માર્ગ દેખાયો નહિ.

એમાં તો તખુભા દાજી કે કીકાશેઠનું શરણ લીધા વગર છૂટકો નથી. કોઈ પણ બચાવી શકે તો તેઓજ છે. જલદી ગામમાં, પહોંચી જઇ તેમનું શરણ ગોતી લેવામાંજ ડહાપણ છે. વિચાર સાથે તેનામાં હિંમત આવી. વળી પાછો તે ઉધામે ચડયો. પહેલેથી ખ્યાલ કેમ ન આવ્યો ? તેણે ગામનો રસ્તો પકડયો. વળી પાછો થોડું ચાલી તે અટકયો. આવી રીતે ભરબજારે ગામ વચ્ચે થઈને જઇશ તો તો ઘણાં લોકો જોઈ જશે. પાછા ફરીને ખેતરોને રસ્તે તખુભા દાજીના ડેલાની પછવાડેના વાડામાં થઈને જવાનું નક્કી કર્યું. ઉતાવળથી માર્ગ કાપવા લાગ્યો.

છુપાતો છુપાતો દાજીના વાડામાં આવી પહોંચ્યો. ડેલીએ પહોંચવાનો રસ્તો ગઢમાં થઈને જતો હતો. તીકુ ખંચાયો. ગઢમાં થઈને કેમ જવાય ?

ગરાસિયાઓના રહેઠાણને ગઢ કહેવામાં આવે છે. મૂળ તો આ 'ગઢ' શબ્દ દરબારગઢને કહેવામાં આવતો. પરન્તુ કાળક્રમે આ ગઢો તો ગરાસીયા પાસેથી જતાં રહ્યાં, ગારાનાં ચાર ભિંતડાવાળાં મકાન રહ્યાં, છતાં આ ગૌરવભર્યો 'ગઢ' શબ્દ તેમનાં અનુજો હજુ ગૌરવાકિંતપણે જાળવી રહ્યાં છે.

આ ગઢમાં વાળંદ અને સ્ત્રીઓ સિવાય કોઈને જવાની પરવાનગી હોતી નથી. ગઢમાં વસનારી સ્ત્રીઓ પતિએ ખોયેલા ગરાસ અને માલ મિલ્કતથી વંચિત બની ગઢમાં રહી રહી અનેક યાતનાઓ વેઠી રહી છે. એકાન્તનું કપરું દુઃખ વેઠી રહી છે, છતાં આ ગર્વીલી પ્રથાનો ત્યાગ, અરે, તેની કલ્પના પણ તેમનાથી થઈ શકે તેમ નથી.

અડધી રાતે ગામ ઊંઘી જાય ત્યારે નદીનાં પાણી ભરવાં પડે, બળતણનાં છાણાં સારવાં પડે. ઢાંકવા પૂરાં વસ્ત્રો નથી, ખાવા માટે મજૂરી કર્યા સિવાય બીજો રસ્તો નથી, છતાં આ ગઢ–એ તેમનું એકાન્તપણું હજુ કાયમ છે અને ક્યાં સુધી ચાલશે ?

તીકુ ગઢમાંથી જઈ શકે નહિ. આવડી હિંમત ગામમાંથી કોઈએ કદી કરી ન હતી. કોઈ કરી શકેજ નહિ. તો પછી ડેલીએ દાજી પાસે પહોંચવું કેમ ? મોડું થતું જાય તેમ તેમ તેનો ધાટ બગડતો જાય છે.

સામે ગઢનું પછવાડેનું બારણું ઉઘાડું હતું. તેણે જલદી દોડીને નીકળી જઈશ, તેમ ધારી બારણામાં પગ મૂકી ચારેકોર નજર કરી. ફળિયામાં કોઈ દેખાયું નહિ. હિંમત કરી આગળ વધ્યો. ડેલીનો રસ્તો પકડયો. થોડું ચાલ્યો. તેને કાને અવાજ આવ્યો. મહાદુઃખે કોઈ કરાંસતું હોય તેવો એ અવાજ હતો. આજુબાજુ જોયું. કોઈ જણાયું નહિ. ભ્રમણા હશે એમ માની તેણે પગ ઉપાડયો. ફરીથી અવાજ આવ્યો. તેણે અવાજ તરફ નજર કરી. પાસેના ઢાળિયામાં એક પીંજરું પડયું હતું. તેણે માન્યું દાજીએ કાંઈક જનાવર પીંજરામાં પૂર્યું હશે તેનો અવાજ હશે. તેણે જવા માટે પગ ઉપાડયા. ફરીથી વેદનાનો ચિત્કાર સંભળાયો. અવાજ માણસનો હતો. ઝડપથી તે પીંજરા પાસે પહોંચ્યો. પીંજરામાં એક બિહામણી આકૃતિ જેવું કાંઈક જણાયું. પહેલી નજરે આ આકૃતિ શેની છે તે કળવું મુશ્કેલ હતું. તીકુએ ખૂબ બારીકાઈથી જોયું. હાડચામનો માળો હોય તેવું એક

મનુષ્ય પીંજરામાં ટૂંટિયા વાળીને પડયું હતું. તેનામાં પ્રભુએ ઘડેલાં માનવ શરીરનાં અવશેષો સિવાય બીજું કાંઈ જણાતું નહોતું.

તીકુ ઘડીભર પોતાની વાત ભૂલી ગયો. કોઈના આવવાની તેની બીક ઓસરી ગઈ. ખૂબ બારીકાઈથી પીંજરામાં જોયું. પીંજરામાં રહેલું મનુષ્યપ્રાણી હલતું હોય તેમ જણાયું. આકૃતિ કોઇ સ્ત્રીની લાગી. આકૃતિએ તીકુ ઊભો હતો તે તરફ મોઢું ફેરવ્યું. ઊંડી ઉતરી ગયેલી આંખના બે મોટા ડોળા ચકરચકર ફરી રહ્યા હતા.

તીકુની અને આકૃતિની નજર એક થઈ. આકૃતિનો હાથ ઊંચો થયો. તીકુને પાસે આવવાનો ઇશારો એ હાથે કર્યો. તીકુ પીંજરાની છેક પાસે ગયો. પાતાળમાંથી અવાજ આવતો હોય તેવા શબ્દો સંભળાયા.

'અમજીબા...બચાવો ..' તીકુ શબ્દો સાંભળી રહ્યો.

તેનાથી વધુ વખત ત્યાં ઉભા રહી શકાય તેવું લાગ્યું નહિ. ભયંકર દુર્ગંધ તેનું માથું ફેરવી રહી હતી. તે ત્યાંથી પૂંઠ ફેરવીને ભાગ્યો. એક મહા ભયંકર નિસાસો તેની પછવાડે પવનનું ઝાપટું લાવી અને તેના કાન ભરી ગયું. તે સપાટાબંધ ગઢની બહાર નીકળી ગયો.

શરીરે રેબઝેબ પરસેવે નીતરતો તે ડેલીમાં દાખલ થયો અને ઓટલાની થાંભલીને અઢેલીને બેસી ગયો. પેલી આકૃતિનો ઊંચો થયેલો હાથ હજી તેની સામેજ હતો.

તે ક્યાં સુધી બેસી રહ્યો તેનો તેને ખ્યાલ રહ્યો નહિ. ડેલીમાં કોઈ માણસ હતું નહિ. તે સ્વસ્થ થયો ત્યારે તેને ભાન આવ્યું કે સૂમસામ ડેલીમાં તે એકલોજ છે. આજુબાજુ નજર કરતાં તેને કોઈ ખ્યાલ આવ્યો નહિ. તે ખૂબ ને ખૂબ ગભરાઈ ગયો. કલ્પનાશક્તિને તેણે ખૂબ કસી જોઈ, પરંતુ એક પણ ત્રાગડો તે મેળવી શકયો નહિ.

વિચારપરંપરા તેને ખૂબ મૂંઝવી રહી હતી. તેનાથી વધુ વખત આવી રીતે બેસી શકાયું નહિ. તે બધું ભૂલી ગયો. ઊભા થઇ ડેલીની બહાર નીકળી બજારનો રસ્તો પકડયો. તેના કાનમાં ' અમજીબા ...બચાવો. ' આ શબ્દો ગુંજી રહ્યાં હતાં.

રસ્તામાં કોણ ચાલ્યું જાય છે તેનો તેને ખ્યાલ રહ્યો ન હતો. બજારમાં ચાલ્યો જ જતો હતો. તે આમને આમ દેવુના ઘર પાસેથી નીકળ્યો. સહેજે તેની નજર દેવુની ખડકી તરફ પડી. ખડકી બંધ હતી ઉપર તાળુ લટકતું હતું. ખડકી દેખાણી અને તેને પાછી વાત યાદ આવી. સાથે એક ઝીણી એવી ભયની કંપારી પણ તેના શરીરમાં પેસી ગઈ.

ચારે તરફ વ્યાકુળતાથી તેણે રસ્તા ઉપર નજર ફેરવી. એક ગાડું રસ્તા ઉપર ચાલ્યું આવતું હતું. ગાડું ચારે તરફથી કપડાં ઢાંકીને બંધ કરવામાં આવ્યું હતું. અલીડોસા ગાડું હાંકતા હતા. ગાડાની પછવાડે કરશન ચાલ્યો આવતો હતો.

બાજુમાં ખસી જઈને તેણે ગાડાને માર્ગ આપ્યો. કરશનની અને તેની નજર એક થઈ. સુષુપ્ત માનવીની જેમ તે ત્યાં જ ઊભો રહ્યો.—કરશન ગાડાની પછવાડે જે અદાથી ચાલતો હતો તે જ અદાથી ચાલ્યો ગયો. દૂર જઈને ગાડું ચંદુના ઘરની શેરીમાં વળ્યું ત્યાં સુધી તીકુ ગાડાની પછવાડે જોઈ રહ્યો.

તેને કાંઈ ખ્યાલ આવ્યો નહિ. આમને આમ ઊભા રહેવું કે કયાંય જવું તેને સૂજયું નહિ.

તેના મગજમાં એક વિચાર આવ્યો. ગાડામાં ગોમતી હશે ! પોતાની જાત ઉપર તેને તિરસ્કાર આવ્યો. આટલું પણ ખ્યાલમાં ન આવ્યું ? આ વિચાર સાથે તેને પાછી તક હાથમાં આવતી હોય તેમ લાગ્યું. તેણે જપાટાબંધ તખુભા દાજીની ડેલી તરફ દોડવા માંડયું.

# ૯

વા વાયાને વાદળ ઉમટયાં,
ગોકુળમાં ગળકયા મોર,
મળવા આવો સુંદર વર શામળિયા.

ઘણા વર્ષે ગોદી આજ ગાતી હતી. બાજરાનાં-ઘઉંનાં-ચોખાનાં ઢગલાં કરી, વચ્ચે હાથમાં સુપડું લઈ ગોદી અનાજ સાફ કરી રહી હતી.

આજ ઘણાં વર્ષે તેની પાસે એક સ્ત્રી ઘણીવારથી બેઠી હતી. દેવુ ગોદીને મદદ કરી રહી હતી. 'દેવુ બહેન, તમે કેમ ગાતા નથી?' તેના મોઢા ઉપર આજે તૃપ્તિ પામેલા માનવી જેવું હાસ્ય હતું. 'મને ક્યાં કાંઈ આવડે છે તે ગાઉં?' દેવુ ચોખાનાં કાંકરા કાઢી રહી હતી.

'ના ના કાંક તો ગાવ, મારા સમ...!' ગોદી ઝાટકનાં દેવુનો છેડો ખેંચવા મંડી.

ચાર દિવસમાં બન્નેને સહિપણાં થઈ ગયાં હતાં. દેવુ જેટલી સરળ હતી તેટલી જ મળતાવડી હતી. આનંદી પણ તેટલી જ. તેના મોઢા ઉપરથી હાસ્ય કોઈ દિવસ ખસતું જ નહિ.

કરશન કરતા દેવુ ઉમરે પાંચેક વર્ષે મોટી હતી. નાનાભાઈને નાનપણથી તેણે આંગળીએ ને આંગળીએ રાખ્યો હતો. બન્નેમાંથી કોઈએ બાપને જોયો ન હતો. કોઈ પણ લાલનપાલન આપે અને લાડકોડ લડાવે એવી એક માજ હતી, મા પણ બચારી પારકા કામ કરતી અને છોકરાં ઉછેરતી.

એક દિવસ પછી તે મા પણ ગઈ. દેવુ અને કરશન અસાર સંસારમાં એકલાં પડયાં, સ્વજનો વિહોણા–દરિયા કિનારાની રેતી ઉપરના એકાદ રૂખડાના ઝાડ જેવાં. ધીમે ધીમે દેવુ જુવાન થઈ. કરશન પણ જુવાનીની લગોલગ આવી પહોંચ્યો.

સાચવી શકાય તેવી રીતે સાચવી સાચવીને દેવુએ જીવન જાળવ્યું. તેને હવે કોઈ પણ રીતે પરણવું જોઈએ એમ બધાને લાગતું, તેને પણ એ સમજાતું હતું, પરન્તુ કરશનનું પછી કોણ? ચાલી શકયું ત્યાં સુધી તે ન પરણી, આખરે તેને પરણવું પડયું.

દૂરના એક મામાએ આવીને ધનિયાને ગોતી કાઢયો, દેવુ પરણી ગઈ, અને કરશનને આખા ઘરમાં એકલો છોડી દીધો.

ધનિયો એક પગે ખોડાંગતો ચાલતો. દેવુને ગમે તે રીતે ઠેકાણે પાડવી હતી, એટલે આવી નાની એવી ખોડ ઉપર કોઈથી કાંઈ ટીકા થઈ શકે તેવું ન હતું. ધનિયાના ઘરમાં એક આંધળી મા, તેનો બાપ રવો રબારી અને તેનો કાકો ઘરભંગ ભીમો રબારી હતાં. દેવુએ આવીને તરત જ સાવરણી લઈ મેલાઘેલા ઘરને ઝાપટવા માંડયું, ભીંતો છાંદવા માંડી, ગોઠણુ ગોઠણુ સુધી પડેલાં ખાડા પૂરવા માંડયા. ઘણા વખતથી અસ્તવ્યસ્ત પડેલાં ઘરને તેણે વ્યકજમાળ કરી મૂકયું.

ઘણા વખતથી સ્ત્રી વિહોણા ઘરમાં જ્યાં જ્યાં દેવુના હાથ અડયા, ત્યાં ત્યાં ધરતી નવા ઉલ્લાસે નવા શણગારે રાચી રહી. સંસારમાં જાણે તે બીજાની ઢાલ બનવા સરજાઈ ન હોય તેમ ઢાલ બનીને ગૃહની ગૃહિણી માતા બની ગઈ.

નેજવું કરીને રવો અને ભીમો રોજ ઘરમાં થતાં ફેરફાર નિહાળવા લાગ્યા. તેના આ દુબળા સંસારને ઘણા વખતથી એક પણ ઝાલક નહોતી લાગી. વહુના પગલે તેમને ત્યાં રંગરળિયાત થઈ ગયા.

રવો ગરીબ રબારી, બે પાંચ ઢોરાં રાખીને માંડ માંડ ગુજારો કરતો હતો. તેને આ સંસારમાં કોઈ રસ નહતો, કોઈ ઉમેદ ન હતી. તે જીવવા ખાતર જીવતો હતો. પાછળ પડેલાને માટે કમાયે જતો. જીવન જ્યારે જીવવા જેવું બન્યું, કંઈ નવી આશા, નવી પ્રેરણા વડે મહાલી શકાય એવો મોકો પ્રાપ્ત થયો, ત્યારે સંસારમાંથી રુખસદ લેવાની તેની વેળા આવી પહોંચી. આ બધું પાછળ મૂકી એક દિવસ તે ચાલી ગયો. બે વરસે ભીમો તેની પાછળ ગયો.

અપંગ પતિ અને આંધળી સાસુ દેવુને માથે પડયા, અને ફરીથી તેણે નવા સ્વરુપે જીવનસંગ્રામ ખેડવા માંડ્યો. ધનિયો આછીપાતળી મદદ કરતો. દેવુ ગાડું ગબડાવ્યે જતી.

એક દિવસ ધનિયો ઉઠયો ત્યારે તેનો પગ માંડી શકાતો નહતો. સાથળના મૂળથી આખો પગ ઝલાઈ ગયો હતો. નજીવા ઉપાયો અજમાવવામાં આવ્યાં. થોડી ઘણી બાધાઆખડી લીધી, પરંતુ ધનિયાનો પગ ફરીથી માંડી શકાયો નહિ. સદાની પથારી ધનિયાનું સ્થાન બની. માતાનું ચક્કર કોઈ કાળઘડીએ તેના પગ ઉપર ફરી ગયું છે એવી જ દેવુની માન્યતા હતી.*

કરશન ઝપાટાબંધ મોટો થઈ રહ્યો હતો. જેમ જેમ તે મોટો

*માતાના રથનું પૈડું ફરી ગયાનું રબારી લોકો માને છે.

થતો જતો હતો તેમ તેમ તે ખૂબ બેદરકાર બનતો જતો હતો. ગામમાં ઢોરાં દોહીને અને કોકના ઢોર ચરાવીને પોતાને જરૂર પડતી રોજી તે રળી લેતો. બાકીનો વખત છેલબટાઉની જેમ ઉજળા લૂગડાં પહેરીને વરણાગિયો બની ગામમાં ફર્યા કરતો. મરજી પડે તો દેવુની અને ધનિયાની ખબર કોઈકવાર કાઢતો. દિવસોના દિવસો સુધી ઘણીવાર બહેનના ઘરની સામું પણ જોતો નહિ.

એક દિવસ તેને કાને ઊડતી વાત આવી, તે સાંભળીને તેના રુંવાડા ખડાં થઈ ગયાં. તીકુને અને દેવુને આડો વ્યવહાર હતો. કરશનને રુંવે રુંવે ઝાળ ઊપડી. દેવુને તેણે ખખડાવી નાખી. મારી નાખવાની ધમકી આપી. દેવુની ઊપર જાસુસી શરુ કરી.

પણ આવી વાત એકવાર થાય છે, તે પગ કરીને ચારેકોર ફરી વળે છે. એકે કહેલ વાત હવે ગામમાંથી ઘણાં કરશનને કહેવાં લાગ્યાં, ધંધોધાપો છોડી કરશને લાકડી લઈ આ વાતની પછવાડે ફરવા માંડયું.

તેણે દેવુને ઘણી વખત ગાળો ભાંડી. કોઈવાર એકાદ બે પરોણા પણ મારી લીધા. પરન્તુ વાત અટકી નહિ. કરશને રસ્તો બદલ્યો. તેણે દેવુને પડતી મૂકી તીકુને પકડયો.

ધીરે ધીરે લોકો તેને ચડાવવા માંડયાં. કોઇક તેની મશ્કરી પણ કરતું. કરશનને રુંવે રુંવે ક્રોધ વસી ગયો. તેણે તીકુને અને દેવુને પૂરા કરવાના મનસુબા કરવા માંડયા.

એક દિવસ તીકુને તેણે મધરાતે દેવુના ઘરમાં જતો જોયો. તક તેના હાથમાં આવી. તેણે તૈયારી કરી. તીકુ હાથમાં આવ્યો, પણ રમજાને અને ચંદુએ તેની રમત બગાડી નાખી.

દેવુએ આ બધી વાત સાંભળી. તે મરવાને માટે તૈયાર થઈને બેઠી હતી. બનાવને બીજે દિવસે રાતે કરશન આવ્યો. દેવુ ધનિ-

યાના પગ દાબી રહી હતી. તેણે કરશનને જોયો. હમણા લાકડી-ઓની ત્રમઝૂટ બોલશે, હમણા મોત આવશે. એમ માની તે મોતની જાણે વાટ જોઇ રહી હોય તેમ શાન્ત બેસી રહી.

કરશન દેવુને અને ધનિયાને જોઇ રહ્યો. આજે તેના હાથમાં લાકડી ન હતી. આવીને ધનિયાના ખાટલા ઉપર તે બેસી ગયો. ચંદુએ કરેલી વાત તેનાં મગજમાં તાજીજ ઘોળાતી હતી.

દેવુ નીચું જોઈને પગ દાબી રહી હતી. ધનિયો સૂમસામ પડયો હતો. ઘરમાંથી ડોસીની ઉધરસના ઠસકાં સંભળાતાં હતાં. કરશને ચારે કોર આંખ ફેરવી. તેની નજર આજે દેવુના સંસારમાં જુદી રીતે ફરી રહી.

તેણે દેવુને ચંદુની વાત કરી. લાકડીઓના ઝપાટાને બદલે નવી જાતની વાત સાંભળીને દેવુને આશ્ચર્ય થયું. તેને કોક કામની જરૂર તો હતી જ. તેણે કરશનની વાત સાંભળી અને કરશનની સાથે ચંદુના ઘરનો રસ્તો લીધો. બહેન ભાઈ ઘણા વર્ષે સાથે નીકળ્યાં હતાં.

ચાર દિવસથી દેવુ ચંદુનાં ઘરમાં કામ કરવા આવતી હતી. ગોદીને કોઇ સ્ત્રી સહવાસ વર્ષોથી મળ્યો નહોતો. દેવુને ઘણા વખતથી કોઇએ બહેન કહી બોલાવી ન હતી. બન્ને બહેનો બની ગઈ.

અહિંયા તેને ખૂબ ફાવી ગયું. ચંદુ તેને કાંઈ પૂછતો નહોતો. ગોદી તેને કાંઇ પૂછતી ન હતી. કોઇને તેની તરફ ઘૃણા ન હતી. કોઈ તેની તરફ તાકતુ ન હતું.

'ગાવને દેવુ બહેન ! ખરેખર કાંઇક તો જરૂર ગાવ !' ગોદી દેવુને મનાવી રહી હતી.

'ગોદી બહેન, હું પછી ગાઇશ. બહાર ભાઇ બેઠા છે. બાપુ, મને શરમ આવે છે.' દેવુ મુંઝાતી હતી.

ચંદુ ઓશરીમાં બેઠો બેઠો ટપાલનાં કાગળો તપાસી રહ્યો હતો. તેને કાને બન્નેની વાતો પડતી હતી.

'એ ગાંડી–બાઈ–કેમ હેવુ બહેનને હેરાન કરે છે ?' ચંદુએ ગોદીને ટપારી.

બન્ને એક બીજાના મોઢાં સામું જોઈ હસી પડયાં. ટપાલમાં ગોમતીનો પણ એક પત્ર હતો.

નાનાભાઈ, તમો ત્યાં સુખરૂપ પહોંચ્યા હશો. પહોંચીને તુર્તજ પત્ર લખવાનું તમે કહ્યું હતું, પરન્તુ હજુ સુધી તમારી કાંઈ પહોંચ નથી એટલે ચિંતા થાય છે.

ત્યાં બધું બરાબર હશે. જરાય ઉપાધિ જેવું જણાય તો તુર્તજ નીકળી જશો. ઘડીયે રોકાશો નહિ.

વિભુતિ તમને યાદ કરી કરીને બે દિવસ બહુ રડયો. હવે જરા શાન્ત પડયો છે. તમારૂં નામ મોંઢામાંથી મૂકતો નથી.

ત્યાં તમારે ઘેર ગોદી બહેન અને વિજયાભાભી દાદા વગેરે બધાં મજામાં હશે. અમારે ત્યાં મહેષભાઈ વગેરે કુશળ હશે.

ત્યાંનું કામ જલદી આટોપીને તુર્તજ આવી જશો. પત્ર તુર્તજ લખશો.

લી. **ગોમતી ભાભીના આશિષ."**

ચંદુએ પત્ર પૂરો કરી બીજા પત્રોની સાથે ઘડી કરીને મૂકયો. બીજા પત્રોમાં ધંધાની માહિતી હતી. ગોઠવાયેલું તંત્ર બરોબર ચાલતું હતું.

પત્રો પૂરાં કરી તેણે ઓશરીમાં ટહેલવા માંડયું. દયાગોર એક તરફ બેસી માળા ફેરવતા હતા. વચ્ચે વચ્ચે ગોદીના ટહુકા સંભળાતા હતા.

તમે ખાંધે તે કામળી રાખન્તા,
કાંઈ ગોપી તણા ચિત્તચોર;
મળવા આવો સુંદર વર શામળિયા.

બહાર ગાડું ખખડયું. ચંદુએ નજર નોંધી. કરશન ઘરમાં આવ્યો. 'બહેન આવ્યા છે.' તેણે ઓરડામાં જઈ ગોદીને ખબર કરી. દેવુને ગોદી ખડકીએ દોડયાં.

ગાડામાં એક સ્ત્રી ઉભડક પગે શરીરને મજબૂત પકડીને બેઠી હતી. 'ભાભી' ગોદી જોરથી ભાભીને વળગી પડી.

પેલી સ્ત્રીએ કોઇપણ જાતનો ટેકો આપ્યો નહિ. તે જાણે 'ભાભી' બોલનારને ઓળખતી ન હોય.

ગોદી અને દેવુ મદદ કરીને વિજયાને ગાડામાંથી ઉતારી ઘરમાં લાવ્યાં.

વિજયા ખૂબ કાળી લાગતી હતી. શરીરમાં લોહી ગોત્યું જડે તેમ નહતું. વાળ વિખાયેલાં હતાં, પરાણે ઢસડાઈને ચાલતી હોય તેમ પગ ઉપાડતી હતી.

ચંદુ ઓશરીમાં ટહેલી રહ્યો હતો. તે આવતી વિજયાને જોઈ રહ્યો. ડેલીના બારણામાંથી કરશન લૂગડાંની પોટકી લઈને આવતો હતો. તેની નજર ચંદુ ઉપર પડી. તે ત્યાં અટકી ગયો. પોટકું તેના હાથમાંથી પડી ગયું. પોટકામાં બાંધેલા ભાતાના ડબ્બાએ જમીન ઉપર પડી રણકાર કર્યો.

દયા ગોરની માળા અટકી. 'કોણ આવ્યું ગોદી?' 'ભાભી આવ્યાં બાપુ, વિજ્યાભાભી.' ગોદી વિજયાને પકડીને ઓરડામાં જઈ રહી હતી.

ગોરે જોરથી માળાનો બેરખો આંખે અડાડયો, તેના મોઢામાંથી નીકળેલો શ્રી હરી, હરી, હરીનો અવાજ વાતાવરણને ભરી રહ્યો.

## ૧૦

વિભૂતિ ઘણી ગંભીરતા રાખીને એક સોફા ઉપર બેસીને પાવા-માંથી ચિત્રવિચિત્ર જાતનાં અવાજ કાઢી રહ્યો હતો. પાવા ઉપરના સૂરના કાણાંઓ ઉપરની આંગળીઓ તે વારંવાર એવી રીતે ઊંચી-નીચી કરી રહ્યો હતો કે જાણે તે બરોબર તાલમાં વગાડી રહ્યો છે.

ગોમતી બાજુમાં બેઠી બેઠી સોફાને કવર ચડાવી રહી હતી. તે કશું બોલતી ન હતી.

વિભુ ખૂબ આનંદમાં હોય તેમ લાગતું હતું. તેણે એકાદ બે વખત બાને બોલાવવા પ્રયત્ન કરી જોયો, પરન્તુ ગોમતીએ ‘સારૂ’ ‘ઠીક’ આ સિવાય ખાસ વાત કરી નહિ એટલે વિભુએ પાવો વગાડયા કર્યો.

નીચે ગાડીનું હોર્ન સંભળાયું, ‘બા, કાકા આવ્યા.’ વિભુએ પાવાને પડતો મૂકી નીચેનો રસ્તો પકડયો. ધીરે ધીરે પાવાથી તે

હવે કંટાળવા મંડયો હતો, અને કંઇક નવી પ્રવૃત્તિ માટે આજુબાજુ નિહાળી રહ્યો હતો.

વિભૂતિ ઝડપથી નીચે ઉપડયો. કાકા ગાડીમાંથી ઉતરતા હતા. 'કાકાજી.' કહી વિભુ કાકાને વળગી પડયો. ચંદુએ તેને ઊંચકી લીધો. 'કેમ સરકાર?' નાનકડા વિભુનું સોહામણું વદન દોડવાથી લાલચોળ થઈ ગયું હતું. વાળના ગુચ્છા આંખ ઉપર આવી ગયાં હતાં. ચંદુએ વિભુનાં વાળ ઠીક કર્યાં. 'કેમ શું ખબર, દોસ્ત?'

'કાકાજી આજે મને ગુરુજીએ બંસી ભેટ આપી.'

'કેમ, શેની વળી?' ચંદુએ વિભુને છાતી સાથે દબાવ્યો.

'કાકાજી આજે મેં પેલું ગીત ગાયું—તમે શિખડાવ્યું હતું તે—સાચના સિપાઈવાળું. ગુરુજી કહે શાબાસ વિભુ તું સારું ગાય છે, અને મને બંસી આપી.'

'અરે શાબાસ દોસ્ત; ચાલો ઉપર જઈએ.' વિભુને ઊચકીને ચંદુ ઉપર ગયો. ગોમતી કવર ચડાવી રહી હતી, અને ત્યાં જ વિચારમગ્ન બેઠી હતી.

હંમેશા સાંજે ચંદુ કામેથી ઘેર આવતો ત્યારે ગોમતી મોટે ભાગે અહીં જ બેસી ચંદુની રાહ જોતી હોય, અને લગભગ ચંદુ રોજ તેને આખા દિવસની બનાવપરંપરા કહી જતો.

'ભાભી, આજે પેલો મુગટ આવ્યો હતો.' ચંદુએ વિભુને સોફા ઉપર બેસાડી પોતે તેની પાસે બેસતાં કહ્યું. 'મેં તો પહેલા તેને ઓળખ્યો જ નહિ. ડાહ્યાં બેસી ગયાં છે.'

ગોમતી પહેલાની જેમ શાન્ત બેઠી હતી. તેના મોઢા ઉપરથી ઊંડા વિચારમાં હોય તેમ લાગતું હતું.

'કોણ મુગટ?' ગોમતી ઊંડા વિચારમાંથી જાગી હોય તેમ કહ્યું.

'કેમ શું થયું છે, ભાભી? તબીયત બગડી છે? ઠંડા કેમ થઈ ગયા છો?'

'બા–છે ને તે રડતા હતા.' વિભુએ વચ્ચે કાકાને રાવ કરી.

'કેમ ભાભી શું થયું છે?' ચંદુએ ગોમતીની સામું જોયું.

'કંઈ નથી થયું. સહેજે આજે જીવ બળે છે.' ગોમતીની આંખમાં પાણી આવ્યાં.

'ભાભી ચાલો જરા ફરી આવીએ. મન હલકું થશે.' ચંદુએ પ્રસ્તાવ કર્યો. 'અરે, મહારાજ, ચા થઈ હોય તો લાવો, ભાભી, ચાલો કપડાં બદલી તૈયાર થાવ. હું પણ જરા સ્વસ્થ થઈ આવું.'

ગોમતી કશું બોલી નહિ. ધીરેથી ઉભી થઇ અંદરના રૂમમાં ગઈ.

ગોમતી અને ચંદુ વિભુને લઇને ફરવા નીકળ્યાં. ગોમતી હજુ પણ શાન્તજ હતી. ચંદુએ પૃથકપૃથક બોલાવવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ ગોમતી લાંબી વાતમાં ઉતરતી હતી નહિ.

મોટર ધીરેધીરે નિર્જન લતાઓમાં આવી. 'ચાલો ભાભી, જરા ચાલશું?'

વરલીનાં દરિયાકાંઠે ખૂબ માણસો હોતાં નથી. ચંદુએ ત્યાં મોટર અટકાવી. ગોમતી અને ચંદુ કાંઠે કાંઠે ફરવા લાગ્યાં.

'આજ કંઇક થયું છે જરૂર, ભાભી.' ચંદુ ધીરે ધીરે વાત કઢાવવા આતુર થતો જતો હતો.

ગોમતીથી પણ આ પ્રમાણે બહુ વખત ચલાવાય તેમ ન હતું. ઘણા વર્ષના સહવાસે ચંદુ ગોમતીને કેમ રાજી રાખવી કેમ વાતમાં ઉતારવી તે જાણી ગયો હતો. શું વાત હશે તે પણ તે જાણી ગયો હતો.

ગોમતીની આંખમાં આંસુ આવ્યાં. 'ભાઈ, હવે આ વિભુનું શું? મોટો થતો જાય છે તેમ તેમ અનેક રીતે પજવતો જાય છે. ઘણી ઘણી વાતો ડાહી ડાહી રીતે પજવીને પૂછે છે.'

ચંદુ હસી પડયો. 'વિભુ! ગાંડિયો છોકરો. કેવો હુશિયાર થતો જાય છે! વિભુ ખૂબ મોટો માણસ થશે ભાભી, તમે એક દિવસ જોશો. તેનુ મોઢું જ કહી આપે છે.' ચંદુ ફરીથી હસી પડયો. 'બાળકને શું ખબર પડે આમ બોલાય કે નહિ.'

'પણુ ભાઈ, આમ તે છેવટ સુધી કેમ નભશે? વિભૂતિ મોટો થશે. પછી તો બધું જાણુશે ને, પછી મારે જીવવા જેવું શું રહેશે! ભવિષ્યનો ખ્યાલ આવે છે ત્યારે ખૂબ કંટાળો આવે છે. હું મરી કેમ ન ગઈ? આ બધું જોવાનો વખત આવશે તેની ઝાંખી પણ ન હતી.' ગોમતી વધુ વખત જાતને સંભાળી શકી નહિ. તેણે રડતાં રડતાં ચંદુનો ટેકો શોધ્યો.

'ભાભી, આવા ખ્યાલો લાવી લાવીને શા માટે જીવ બાળો છો? કશું થવાનું નથી. કોઈથી ડરવાની શું જરૂર છે? હું કેવો બેઠો છું? આનંદમાં રહેવું.'

'અને ભાઈ,' ગોમતીએ ચંદુના ખભા ઉપરથી માથું લઇ લીધું, 'તમે હવે આમ ને આમ કયાં સુધી રહેશો? આવા ભર્યાભાદર્યા સંસારમાં તમે આમને આમ રહેશો? તમને પત્નીની બાળકોની કાંઈ ઇચ્છા થતીજ નથી?'

આ વાત પણ જૂની હતી. ચંદુ આવી વાતો આવતી ત્યારે ખૂબ જોરથી હસી લેતો અથવા તો ટાયલા મોં કરી વાતને રાળી-ટાળી નાખતો.

તેણે કશો જવાબ આપ્યો નહિ. 'મારે લીધે થઈને તમારી આખી જીંદગી બગડશે?' ગોમતી વળી પાછી ગળગળી થઈ ગઇ.

'ભાભી' ચંદુ કોઈ દિવસ આટલી ગંભીરાઈથી પોતાની વાત સાંભળી લેતો નહિ. 'તમારી લાગણી હું સમજું છું પરન્તુ એ વાત એવી છે કે તેમાં તમારી હિંમતની જરૂર છે. આ બધી દુનિયાદારીની અવશ્ય જરૂર તો ખરીજ, પરન્તુ સંજોગો ઉભા થયા વગર કશું બને નહિ, અને જ્યારે હું જોઇશ કે ભાભી હવે ખરેખર દેરાણી માગે છે ત્યારે આપમેળે દેરાણી આવી જશે.'

ગોમતી વાત કરવાની રીત સમજી શકી નહિ. તેણે ચંદુની સામે જોયું. 'મારી હિંમત? શું, ભાઈ! મારે વળી શેની હિંમત દેખાડવાની છે?'

'જુવો ભાભી, તમે ખરેખર ચાહો છો કે આ સંસારમાં દેરને માટે દેરાણી લાવવી છે?'

'મારી રોજની એજ ઝંખના છે ભાઈ. તમે હવે માંડ સુખને માર્ગે વળ્યા છો તો આટલી આશ પૂરી થાય.'

'તો જરૂર દેરાણી આવશે.' ચંદુએ અનંત નાદથી ગાજતા રત્નાકરની સામે મીટ માંડતાં માંડતાં કહ્યું. બન્ને જણાં વાત કરતાં કરતાં દરિયાનાં પાણીને આગળ વધતાં રોકવા બંધાયેલા ધક્કા ઉપર બેસી ગયાં હતાં.

ક્ષિતિજને આરે રંગબેરંગી સાથિયા મહાસાગરના જળને અનેક સુંદરતાએ ભરી રહ્યા હતા. રત્નાકરનાં મોજાં ધક્કા ઉપર અથડાઇને દિવ્ય સંગીતનો નાદ ઊભો કરતાં હતાં. આ સૌંદર્ય તરફ ચંદુ અમર મીટ માંડી રહ્યો. ગોમતી પણ એકાગ્ર ચિત્તે બધું નિહાળી રહી હતી.

'કાલે સવારના ઉપડું. રંગપુર જાઉં. ઘણા વખતથી મનમાં થયાં કરે છે. પરન્તુ તમારા પડકારાની રાહ જોતો હતો.' ચંદુને લાગ્યું કે આજે વાત કરી લેવા જેવી છે.

'રંગપુર!' ગોમતી આશ્ચર્યચકિત થઈ હોય તેમ લાગ્યું.

'કેમ ભાભી તમારે દેરાણી જોઈએ છે! દેરાણી તો ત્યાં બેઠી છે.' ચંદુ પોતાની પરિણીત પત્નીને યાદ કરી રહ્યો હતો

'ત્યાં તો કેમ જવાય?' ગોમતી રંગપુરની કલ્પના કરી શકી નહિ.

'તો પછી, દેરાણી આવે પણ ક્યાંથી? માંડી વાળો.' ચંદુએ આંખને ઝીણી કરી.

'ત્યાં તમે જાવ તો લોકો પીંખી નાંખે. શુંનું શું થાય!' ગોમતી માંડ માંડ આટલું બોલી શકી.

'લોકો પાછળ શું બોલે તેની કેટલી બીક! લોકોની બીક રાખીએ તો તમારાથી કે મારાથી અહીં આવી રીતે બેસી પણ કેમ શકાય? તમે હમણાં મારે ખભે માથું મૂક્યું, પાસેથી જનારા કોઈકે એને પ્રેમ નાટકનો પ્રસંગ કલ્પી લીધો. ઓળખીતો હોય તો બીજે જઈ આંખ મીચકારી વાત કરશે અને પછી અનેક જણા કહેશે. લોકો–સમાજ–એ બધાથી ડરી ડરીને જીવીએ તો ક્યાં સુધી જીવાય, તેજ કળવું મુશ્કેલ છે.' દસ વર્ષમાં આ એકને એક વાત અનેક વખત ચંદુ ભાભીને સમજાવી ગયો હતો, આજે ફરીથી કહી ગયો.

'અહીંઆં તો આપણને કોઈ ઓળખતું નથી, જેટલાં ઓળખે છે તેટલાં આપણાં કંઈને કંઈ રીતે ઓશિયાળાં છે. રંગપુરમાં સર્વ ઓળખે, સર્વ વાત જાણે. પછવાડે કોણ જાણે શું થયું હશે.' ગોમતી વિહ્વળતા અનુભવી રહી.

'ભાભી, તમને કોઈની ખબર જાણવાની પણ ઇચ્છા થતી નથી. ગોદી, મહેશ, કાકાજી, બાપાજી, બા, વિજયા, કોઈ તમને યાદ પણ આવતાં નથી? ગામની માયા પણ તમને હૈયે ચડતી નથી?' ચંદુ ગોમતીને આજે જાણે દુઃખી કરવા માગતો હોય તેવી વાતો કર્યે જતો હતો.

દસ વર્ષમાં કોઈ દિવસ ગોમતીની મરજી વિરૂદ્ધ ચંદુએ એક પણ વાત તેને કહી ન હતી. મનોમંથનો, હૃદયની આગ, વિજયાનો પ્રેમ, કુટુમ્બ તરફની ફરજ બધું તેણે અજબ હિંમત વડે આંખ આડે હાથ રાખી દૂરને દૂર જવા દીધું હતું.

અનેક રાતો તેણે અખંડ ઉજાગરામાં ગાળી હતી. ગોમતીની સાથે અચાનક ઘર છોડયા પછી મજૂરીથી માંડીને જે જે કામો પેટ ભરવા માટે કરવાં પડયાં, જે જે અપમાનો, ધૃણાઓ સહેવી પડી, તે બધું તેટલું માથે વહોરીને પણ ગોમતીને અને વિભુને છાતીએ ને છાતીએ રાખ્યાં હતાં.

જે રાતે તેણે ગોમતી સાથે ગામ છોડયું, તે પહેલાં ગોમતી સાથે તેણે કોઈ દિવસ—ખબર અંતરનાં વાકયો સિવાય મહત્વની કોઈ વાત કરી ન હતી. ગોમતીને ચંદુ માટે ખાસ કોઈ ખ્યાલ નહતો. બ્રાહ્મણની વિધવાને ત્રાહિત માણસ માટે રાખવી જોઈએ તેટલી માહિતી ચંદુ માટે તેની પાસે હતી. ચંદુભાઈ મહેષના મિત્ર છે. ઘરમાં આવીને સાસુ સાથે બોલવાનો અને લાડ કરવાનો તેનો હક્ક છે. પોતાને ભાભી કહી થોડુંઘણું પૂછવાનો તેનો અધિકાર પણ તે જાણતી હતી. તે જાણતી હતી, ચંદુ મનમોજી છે, રખડુ પણ ગણાય, હિંમતવાળો પણ ખરો.

છતાં ચંદુની સાથે જ્યારે તેણે ગામ છોડયું ત્યારથી ચંદુની તે ખરેખર મા બની ગઈ હતી. ચંદુએ તેને બનવા દીધી હતી.

અને પછી તો નિકટતાએ અને સહવાસે બાકીનું પૂરું કર્યું.

'ભાઈ હું જાણું છું મને કેટલી વ્યથા છે, દુઃખ છે, પણ શું કરું? મારાથી ત્યાં કેમ જઈ શકાય? હું કેવી હિણભાગી છું. તે રાતે ધનાએ પણ મને સંઘરી નહિ.' ગોમતી ચંદુની વાત સાંભળી મનને ખૂબ મોકળું કરી રહી હતી.

'તો પછી એક વાર મને જઈ આવવા દો. મારામાં શ્રદ્ધા રાખો, ભાભી. આપણી વાત સાચી હશે અને ખરેખર ગુનેગાર ન હોઈશું તો પ્રભુ આપણી ભેરેજ છે.' ચંદુએ આગ્રહ કર્યો.

'ચંદુભાઈ ખરેખર તમને લાગે છે? આપણને બધાં યાદ કરતાં હશે. આપણે હજી પણ ભુલાણાં નહિ હોઈએ.'

'કદાચ ભુલાણાં હશું તો હું જઈશ અને બધાને યાદ કરાવીશ.'

'અત્યાર સુધી તમને આવું મન કેમ ન થયું, ભાઈ?'

'મન તો થતું, ભાભી, પણ સંજોગો ન હતા. એક તરફ તમને અને વિભુને જીવાડવાં હતાં. બીજી તરફ આ બધાં સામે બાથ ભીડવા માટે શક્તિ રળવી હતી. બીજી શક્તિ તો અનેક છે, પરંતુ ખરી શક્તિ 'પૈસા'ની જરૂરી હતી. દસ વર્ષમાં મારી એ તમન્ના હતી, કોઈ દિવસ પૈસા થશે તો જરૂર જઈશ. હવે એ મુરાદ પણ પાર પડી છે. પૈસા મળ્યા છે. પૈસાની દુનિયામાં અત્યારે એવી વસ્તુ બની ગયેલ છે કે ઘણું તેનાથી શકય બની શકે છે.'

'ભાઈ સાહેબ, વિભૂતિભાઈ કજીયે ચડયા છે.' ડ્રાઈવરે આવી વાતચીતમાં ખલેલ કરી.

ખૂબ વખત વીતી ગયો હતો. યુદ્ધના કાયદાએ મુંબઈની રાતોને ભયંકર કાળી બનાવી દીધી છે. 'ચાલો નિઝામ વિભૂતિ ક્યાં છે?' ચંદુએ ઊઠતાં ઊઠતાં કહ્યું. 'ગાડીપર હૈ, જનાબ.' નિઝામ બોલી શકાય તેટલું ગુજરાતીમાં બોલતો, ન સમજાય ત્યારે હિન્દીનો આશરો લેતો.

ગોમતી ઊઠી. તેનું મન કાચના કટકા જેવું સાફ થઈ ગયું હતું. ગાડીમાં વિભૂતિ કૂદાકૂદ કરી રહ્યો હતો. ગોમતીએ આવી વિભૂતિને ઊંચકી લીધો.

નિઝામે શેઠની સામે જોયું, તેને લાગ્યું કદાચ ઘેર જવાની વર્ધી નહિ મળે.

'ઘરે લે. નિઝામ.' ગોમતીએ કહ્યું.

'જી.' નિઝામે ગાડી ફેરવીને ઘરને રસ્તે વાળી.

## ૧૦

રસ્તા ઉપર ચંદુએ એક પણ વાત કાઢી નહિ.

ગોમતીએ વિભુના વાળમાં આંગળીઓ રમાડયાં કરી. માતાના હાથના સ્પર્શથી વિભૂતિ ઘર આવ્યું ત્યાં સુધીમાં ઊંઘી ગયો હતો. જમી પરવાર્યા પછી ગોમતીએ ચંદુને બોલાવીને કહ્યું. 'નાનાભાઈ એક વખત ભલે ત્યારે જઈ આવો. પણ સાથે નિઝામને અને ભૈયાને લઈ જજો.'

'નિઝામ અને ભૈયો સાથે શું કરવા ?' ચંદુ સાંજની વાત ભૂલી ગયો હોય તેમ ચોપડી વાંચી રહ્યો હતો.

'વખતસર કોઈ કાંઈક કરી બેસે તો !' ગોમતી અનેક પ્રયાસે બોલતી હોય તેમ લાગ્યું. બોલીને તે નીચે જોઈ ગઈ.

'ભાભી, કોઈ કાંઈ કરતું નથી. અને કરે તો મારાં બાવડાં હજુ સલામત છે.' કસાયેલા શરીરને તેણે સામું ધર્યું.

'મારો જીવ એકલા જવા દેવા માટે ચાલતો નથી.'

'એકલો જઈશ તો જ ઘણી વાતો સહેલી બની જશે.'

'વારુ ત્યારે એક વખત જઈ આવો.' ગોમતીએ સંમતિ દર્શાવી. 'નાનાભાઈ તમને કોઈ પૂછશે તો શું કહેશો ?' ગોમતી શરમાતી હોય તેમ બોલી.

'શું પૂછશે ? ભાભી.' ચંદુને વાત સમજાઇ નહિ.

'આપણે નાસી આવ્યાં તેનો.' ગોમતીને કદી આ વાતનો તોડ સૂજયો ન હતો.

'જે રીતે આપણે નાસી છૂટયાં તે ચોખ્ખું કહીશ.' સ્પષ્ટ વાત કહેવાથી ઘણી વસ્તુઓ આપોઆપ ઉકલી જાય છે.

'આપણે માટે લોકો શું ધારતાં હશે ?' ગોમતી એક પછી એક શંકાઓ રજૂ કર્યે જતી હતી.

'જેને જેમ ફાવે તેમ ધારે. આપણે આપણી વાત જાણીએ છીએ.'

'નાનાભાઇ, તમે મને કોઈ દિવસ કેમ કાંઈ પૂછયું નથી ! તમારી પાસે એક વખત એક નાનો સરખો ખુલાસો કર્યો તેથી શું તમને ખરેખર સંતોષ થઈ ગયો છે !'

'જરૂર. અને બાકીનું જે કાંઈ અધૂરું હતું તે તમારા સહવાસે પૂરું કર્યું છે.'

'એક વખત નાનાભાઇ મારે તમારે મોઢેથી ખુલ્લે ખુલ્લો અભિપ્રાય સાંભળવાની ઇચ્છા હતી. આજે પણ મને એમ થયાં કરે છે. 'નાનાભાઈ મારે માટે શું ધારતા હશે ? તેમને મારે માટે હૃદયમાં

શું ખ્યાલ હશે ? આ બધું વ્હોરી લઈ ને કોઈક દિવસ પસ્તાશે. નાસી છુટશે. આવડું બધું ભારણ–આવડો મોટો સ્વાર્થત્યાગ માણ-સથી કઈ રીતે થઇ શકે ? અને કદાચ ઉતાવળમાં થઈ જાય તો અડધે રસ્તે વિખાઈ જાય કે નહિ ? ભાઈ હજુ હું આ પ્રશ્ને મનમાં મુંઝાઈ જાઉં છું. તમને કોઈ દિવસ એ વાત પૂછી લેવાનું મનમાં પણ આવ્યું નથી ?'

'ભાભી મારો સ્વભાવ તમે સમજી લીધો હશે. મને તમને બચાવતી વખતે કોઈ પણ ઊંડી જવાબદારી આવશે તેવો ખ્યાલ નહતો. પાણીમાં પડનાર ગમે તે હોય તેને કાઢવું જોઇએ. મારી બુદ્ધિ મને માત્ર તેટલું જ કહેતી હતી.

'ભાભી, તમને એ રાત યાદ આવે છે. ભયાનક નિર્જન અંધારી કાળી ઘોર મેઘલી રાતે આતાના ધરાની આંબલી પાસે કોણ ફરકે ? એ આંબલીની ઘટામાં મધ્યરાત્રે પ્રિયતમાની સોડ છોડીને કયું ગુંજન મને ખેંચી લાવ્યું ? કઈ પ્રકૃતિએ મને સાદ કર્યો ? તે આજે પણ મને યાદ નથી. એ બધી પ્રારબ્ધની વાતો છે ભાભી. તમે બચવા સરજાયાં હતાં. જેને જીવવાનું હોય છે તેને કોઈ મારી શકતું નથી.

'ઘેરથી વિજયાને માંડમાંડ સમજાવીને નીકળ્યો ત્યારે મને આવો કોઈ વિચાર સરખો પણ ન હતો. વિજ્યા બીચારી તરફડતી રહી અને મારે તમારી સાથે ત્યાંથી ને ત્યાંથી ચાલી નીકળવું પડયું. મેં તમારો હાથ પકડયો. તમે મને કહ્યું : 'મરણ સિવાય તમારે કોઈ માર્ગ ન હતો.' તમે વિધવા–સગર્ભા–મને સ્થિતિ સમજાઈ. કુટુમ્બ તરફની મારી ફરજ વગેરે બધું છોડીને ચાલી જવાની મના કરતું હતું. તમને બચાવ્યાં પછી તમને જીવાડવાં એ પણ મારી ફરજ થઈ

પડી. મેં વિચાર્યું : બે વાતમાં મોટી વાત કઈ? મને લાગ્યું, તમારી વાત તાત્કાળીક સમારકામ માગે છે ગામમાં તમારાથી રહેવાય તેવું નહતું. તમને બચાવવાં હોય તો બધું મૂકીને તમારી સાથે નીકળી જવું જ રહ્યું. બધું ભૂલી તમારી સાથે ચાલી નીકળ્યો. માણુસ દુનિયામાં બે પાંચ વાત સાથે કરી શકતો નથી. મનમાં હતું તમને કયાંક માર્ગ કરી આપી પાછો રંગપુરમાં પહોંચી જઈશ.'

ગોમતી સ્થિર ચિત્તે ચંદુની આત્મકથા જેવી વાત સાંભળી રહી.

'પછી તો ભાભી, મેં જગત જોયું. હડધૂત થતાં માનવીઓના ટોળે ટોળાં કીડિયારાની જેમ ચારે તરફ ઉભરાઇ રહ્યાં હતાં. એ કીડિયારામાંથી માર્ગ કરવાનો રસ્તો ધાર્યો એટલો સહેલો નીકળ્યો નહિ. પણ ધીરે ધીરે મને સ્વાર્થ ત્યાગની–બંધુત્વની ભાવના સમજાણી. નવી નવી વાત શીખવા મળી. પછી તમારું પ્રકરણ મારે મન ધાર્મિક ફરજ થયું. ધીરેધીરે તમારી વાત એકમાંથી બેની બની ગઈ. વિભૂતિ દુનિયામાં આવ્યો. તેની જવાબદારી પણ મારી જ બની ગઈ. કોઈકવાર મન ડગતું. ગોદી આંખ સામે આવતી. માની છબી સામે ખડી થતી, વિજયા લાજના ઘૂમટામાંથી ઇશારો કરી બોલાવતી ત્યારે વિહ્વળ બની જતો. પરંતુ વિભૂતિનું સોહામણું વદન આ બધાની આડે ધરી રાખીને બધી વાત નિહાળતો. મને સૌથી વધુ વિભૂતિ લાગતો. બધી વાતો, બધાંનાં આમંત્રણો, બધી ફરજો હું ત્યાં જ મૂકી કાર્યમગ્ન બની જતો.'

'ભાઈ મને એક વહેમ હતો. તમે પુરુષ છો પુરુષ તરફનો વિશ્વાસ ખોઈ બેઠેલ સ્ત્રી તરીકે હું રોજ તમારી તરફ છાને ખૂણેથી નિહાળતી. પરંતુ તમે જુદા જ જણાતા. એ બધું શા માટે હતું? કેમ હતું? આજે જ મને સમજાયું. હેં ભાઈ, તમને આટલું પણ જાણવાની ઇચ્છા કદી થઈ નથી? વિભૂતિનો જન્મ કેમ થયો હશે?

મારા તરફ કોઈ દિવસ મનુષ્ય સહજ તિરસ્કાર પણ તમને આવ્યો નહિ? અને વિભૂતિ અનેક મનથી પાપનો બોજો ગણાશે, તેને તમે આટલા બધા ઉમળકાથી કેમ ચાહી શકયા? ભાઈ તમે કોથળા સાર્યા-નોકરી કરી-ભૂખ્યા પેટે ચલાવ્યું. જાણે હું તમારી ખરેખર ભાભી હોઉં, વિભુ ખરેખર તમારો ભત્રિજો હોય. પહેલાં તમે મને છેતરો છો તેમ લાગતું. પરંતુ તમે ખરેખર માની લીધું એ માત્ર પુરુષોની રસમથી જુદી વાત છે. મને એમ પણ હતું કે તમે કદાચ શરીર માગશો. કંઈક આવી કલ્પના કરતી હું ઘણા વખત સુધી તો મોકળા મને બોલી પણ ન હતી. પુરુષો આવી ઈચ્છાથી ઘણા તરફ સહાનુભૂતિ બતાવે છે. છેવટે તો પુરુષ પુરુષ જ બને છે. બીચારી સ્ત્રીને પુરુષને આશરે રહીને આ બધું કરવું પડે છે, ચલાવવું પડે છે. તમારી તરફથી પણ આવી કંઈક માગણી, કાંઈક બદલો કોઈ ઘડીએ માંગવામાં આવશે. પરંતુ હું ખોટી ઠરી. તમે કોણ જાણે કઈ રીતે જુદા નીવડયા.' ગોમતી ઊંડુ ઊંડુ ભરીને બેઠી હતી, તેને મૂકવા માંડી.

'ભાભી, એ સૌ સૌની વાત સમજવાની રીત પ્રમાણે હોય છે. મેં એ કલ્પના કરી હતી. તમે સગર્ભા બન્યાં તે કાંતો જાતિય આકર્ષણ કોઈ પ્રસંગે હશે અથવા તમને કોઈકે શિકાર બનાવ્યાં હશે. આમાં કંઈ ખુલાસો પૂછો તો પણ શું અને ન પૂછો તો પણ શું? સ્ત્રી-પુરુષોના સંબંધ ગમે ત્યારે, ગમે તે રીતે ઉદ્‌ભવે. બધાંને પાપ ગણી શકાય? માત્ર તેના પ્રકારો જાણવાના રહ્યા; પરન્તુ એ બધા સુકાઈ ગયેલા ઝાડને પાણી પાવાના નકામા પ્રયત્નો છે. વાત બની ગઈ છે. દરેક વાતો બને છે. તેમાં કંઈક તો કારણ હોયજ પછી તેને કેમ નભાવવી કેમ સુધારવી એજ વિચારવાનું રહ્યું. વાત કેમ બની છે તે જાણીને શું ફાયદો? વિભૂતિનો જન્મ ગમે તેમ થયો

હોય-જન્મ તો થઈ ગયો-એ વિભૂતિને કેમ ઉછેરવો, કેમ મોટો કરવો, જગતના આ સાંકડા વ્યવહાર માર્ગોમાં તેને કેમ ધકેલવો એજ વિચારવાનું-ગોતવાનું રહ્યું.

'પછી મારી સર્વ વૃત્તિઓ તેજ રસ્તા માટે કામે લાગી ગઈ. ધીરે ધીરે માર્ગ સૂજતો ગયો. તમારા આશીર્વાદથી અને વિભૂતિના પ્રારબ્ધે ધંધો હાથ ચડયો. પૈસા પણ મળ્યા, અને ફેરીવાળા ચંદુલાલમાંથી ચંદુભાઈ પણ બન્યો. હવે રસ્તો નજીક છે. મુશ્કેલીનો કિનારો પાર થવાની વેળા આવી છે, ભાભી.' ચંદુ ગોમતીની સામું જોઇ રહ્યો.

'ત્યાં જઈને તમે શું કરશો ભાઇ?' ગોમતી સંકોચ છોડીને બોલી.
'જોઇશ, સંજોગોનો અભ્યાસ કરીશ, વિચારીશ. મને લાગશે કે અહીં કાંઈ બને તેવું છે તો બનાવવા પ્રયત્ન કરીશ, લાગશે કે અહીં કાંઈ બને તેવું નથી તો ચાલી નીકળીશ.' ચંદુને શબ્દો સાથે ઊંડું દુઃખ થયું હોય તેમ લાગ્યું.

'ભલે નાનાભાઈ, ખુશીથી જઈ આવો. મારા તમને આશીર્વાદ છે.' તે ઊઠી અને બાળકના વારણાં લ્યે તેવી રીતે તેણે ચંદુના વારણાં લીધાં.

પલંગ ઉપર વિભૂતિ પડખું ફેરવતો હતો, તેના મોઢા ઉપર કોઈક મીઠી સ્મૃતિની યાદી આપતું હોય તેવું મીઠું હાસ્ય હતું. ગોમતીની નજરે વિભૂતિનો હસતો ચહેરો પડયો, તે રહી શકી નહિ, તેણે વિભુના વદનને ચૂમીઓથી ભરી દીધું.

એ દિવસમાં બધું વ્યવસ્થિત કરી ચંદુ રંગપુરને રસ્તે પડ્યો.

## ૧૧

'ભાઈ, ભાભી તો કાંઈ ખાતાં નથી. બોલતાં નથી. ખૂણામાં લપાતાં જાય છે. તમે આવો ને, તમે બોલાવો તો કંઈક કદાચ બોલે.' ગોદી વિજ્યા આવી ત્યારથી ફુરસદમાં ન હતી. અનેક રીતે ભાભીને બોલાવવાના પ્રયત્ન કરતી હતી. દેવુ પણ તેમાં મદદ કરી રહી હતી. પરન્તુ વિજ્યા–ધ્રૂજતી હોય, તેમ દૂર ને દૂર નાસતી હતી.

વખતો વખત વાળ જોરથી ખેંચતી હતી. એકાદ બે વખત ગોદી રસોડામાં કામ કરતી હતી ત્યારે ઊઠીને ઘરની બહાર નીકળી ગઈ. પરન્તુ ચંદુ ત્યાં ટહેલી રહ્યો હતો. એક પછી એક અનેક સીગારેટોની રાખ જેમ આવે તેમ વેરી રહ્યો હતો. ચંદુને જોઈને વિજ્યા પાછી આવીને ઘરમાં લપાઈ જતી હતી.

આખરે કંટાળીને ગોદીએ ભાઈ પાસે ફરિયાદ રજુ કરી. 'ભાઈ સાંભળ્યું ? તમે કંઈક કરોને.' દયાગોર પાટ ઉપર બેઠા બેઠા ગોદીની વાત સાંભળી રહ્યા હતા.

'મને લઈજા, બેટા. ક્યાં છે વિજ્યા મને લઈ જા.' ગોર આકુળ વ્યાકુળ થઈ ગયા હોય તેમ લાગ્યું.

ચંદુ ગોદી અને ગોર તરફ નિહાળી રહ્યો. તેને ગોરની વિહ્વલતા સમજાણી.

'ગોદી, ભાઈને લઈજા.' શબ્દો સામે ગોરે થથૂમતા થથૂમતા ઉઠવાનો પ્રયત્ન કર્યો, અને ભીંત પકડીને ઓરડા તરફ ચાલવ લાગ્યા. ગોદી હાથ પકડીને ગોરને વિજ્યા પાસે લઈ ગઈ.

વિજ્યા ગોરને સામે ઊભેલા જોઈ ખૂણામાં ને ખૂણામાં ખસતી ગઈ.

'ક્યાં છે, મા–વિજ્યા–બેટા–કેમ બોલતી નથી, દીકરી ?' વિજ્ય ખૂબ ગભરાતી હોય તેમ સસરાની સામે જોઈ રહી. ગોર તેની પાસે બેસી ગયા. તેણે વિજ્યાને માથે હાથ મૂકયો. જટુરિયાં જેવા ટુકડ ટુકડા વાળ તેના હાથમાં આવ્યા. 'કેમ બેટા, લક્ષ્મી, શું દે તને ? જો હું તને કહેતો તે દીકરી, બધું પાર ઉતરી જશે. મારો હરિ હાજરાહજૂર બેઠો છે. મા, હવે બધો ઉચાટ કાઢ નાખ.' ગોર ધીરે ધીરે વિજ્યાને માથે હાથ ફેરવતા ગયા. 'ભગવાન તારી બધી આશા પૂરી કરશે. તારે માટે દીકરા મેં ઘણ ગાયત્રીઓ જપી છે, અને હજી રાતને દિવસ તારા સુખને માટ માળા હેઠી જ મૂકતો નથી. મારી મા, ગાયત્રી હાજરાહજૂર છે બેટા. નાહી લ્યો, જમો, દીકરા હવે દુઃખના દિવસ પૂરા થયા." ડોસાની આંખમાં જળજળિયાં આવ્યાં.

'ગોદી, ક્યાં છે ગાંડી ? વહુ બીચારી ક્યાં ના પાડે છે ! ગોદી પાસે જ ઊભી હતી. તેની આંખમાં બાપાની વાત સાંભળ આંસુ આવ્યાં હતાં. તે ગોરની પાસે બેસી ગઈ. 'જાવ બેટા ભાભીને નવડાવો, જમાડો, મારી મા તો લક્ષ્મીનો અવતાર છે.'

ડોસા ગોદીનો ટેકો લઈ ઊભા થયા. 'શ્રી હરિ, હરિ, હરિ...' ઘરની બહાર નીકળી તેમણે ધોતિયાના છેડાવતી આંખો લૂછી, અને પાટ ઉપર બેસી માળા હાથ કરી.

ચંદુએ વિજયાને ઘરમાં આવતાં નિહાળી હતી. તેનાં વસ્ત્રો, તેના હાલ, તેનો દેખાવ વિગેરે જોઇને તે નાહિંમત જેવો બની ગયો હોય તેમ લાગતું હતું.

ગોદીનું મૂંડો કરાવેલ માથું જોઇ ને તેણે જે દુ:ખ અનુભવ્યું હતું, તેવું જ ભયંકર દુ:ખ વિજયાને જોઇને તેને થયું હતું. તેનો અભરે ભર્યો સંસાર વૈશ્વાનલની જ્વાલાઓથી સળગી ઊઠયો હતો; આ ભડકે બળતા સંસારને કયું વારિ શાન્ત કરશે? આ ત્રાસદાયક કહાણી કઈ રીતે પૂરી થશે. જે માર્ગે તેણે ગોમતીનું પ્રકરણ ઉકેલવાનું ધાર્યું હતું તેમાં આ મહાનાશની ભયંકરતાઓ વિઘ્ન ઊભાં કરશે?

તેને ઘણા વિચારો આવી ગયા, સર્વનાશના કિનારા સુધી પહોંચી ગયેલા તેના કુટુમ્બને આ સ્થિતિમાં કોણ લાવ્યું? પોતે એકલો જ આ માટે જવાબદાર હતો? કોઈ હજુ સુધી કેમ તેનો ખુલાસો માંગતું નથી? ભાઈ મળ્યે બહેન હોંશીલી થઈ ગઈ, તેણે કુમકુમ વિહોણા કપાળને કેમ જોરથી મારી છાતીમાં અફાળ્યું નહિ? અડવા હાથની થપાટો કેમ હજુ માસ વાંસામાં પડતી નથી? દીકરો મળ્યે બાપ કેમ હરખપદુડો બની ગયો છે? હાથમાંની લાકડી ઉપાડી કેમ ત્રમજૂટ બોલાવતો નથી? માના મોતનો કોઈ કેમ હિસાબ માંગતું નથી? શું આ બધું આ ગાંડી વિજ્યા માંગશે?

ગોદી ભાઇને જમવાનું કહેવા એકાદ બે વખત બહાર નીકળી, પરન્તુ ચંદુના મોઢા ઉપરના ભાવો જોઈ કાંઈ પણ કહ્યા વગર પાછી ચાલી ગઈ હતી.

ગોર પાટ ઉપર બેઠા બેઠા વારંવાર ગોદીને અને દેવુને વિજ્યાના ખબર પૂછી રહ્યા હતા.

વિજ્યા ગોદીની સલાહ પ્રમાણે ચુપચાપ અનુસરવા માંડી હતી. તેણે થોડું ઘણું જમી લીધું.

'ભાઈ જમ્યો ગોદી?' ઘણીવાર થઈ પણ ગોદીનો ભાઈને બોલાવવાનો સાદ સંભળાયો નહિ એટલે ગોરે ગોદીને બૂમ મારી.

'ના, બાપુ. ભાઈ ચાલો.' ગોદી માંડમાંડ બોલતી હોય તેમ લાગ્યું.

ચંદુ વિચારમાંથી જાગ્યો, 'ગોદી તું જમી લે. આજે મને ઠી. નથી બહેન.' ચંદુએ બહેનના સવાલનો જવાબ આપ્યો.

'કાં ભાઈ? થોડુંક ખાઈ લે.' ગોરે માળા મૂકી દીધી.

'ભાઈ, આજે મને બરોબર રુચિ નથી.' ચંદુએ પાટ ઉપ બેસતાં કહ્યું.

'અરે, થોડુંક ખાઈ લે. ખાવાથી વખતસર ઠીક પણ થઇ જાય. ભૂખ્યાં પેટે ઘણી વાર એમ લાગે છે, બેટા.' ગોર આ બઙ પહેલેથી જ સમજતા હતા.

ચંદુને લાગ્યું પોતે નહિ જમે તો કદાચ બધાંયે નહિ જમે તેણે ઊઠી રસોડાનો રસ્તો પકડયો.

'દેવુ બહેન, કરશન કયાં ગયો છે? સવારનો જણાયો નથી.'

'બહાર ગયો છે ભાઈ. દાદાએ કયાંક મોકલ્યો છે.'

'હા ભાઈ, અલીકાકાને બોલાવવા મોકલેલ છે. કયાંક ચઈ ગયો હશે.'

ચંદુએ ખાવા ખાતર થોડું ખાધું. જમતાં જમતાં બેએ. વાર પાછળ નજર કરી. વિજ્યા નીચું જોઈને ખૂણામાં બેઠી હતી

ગોદી આજે ચંદુને ખૂબ ઢીલો થયેલો નિહાળી રહી હતી. આવ્યા પછી આટલી વ્યાકુળતા કોઈ દિવસ તેણે ચંદુમાં જોઈ નહતી. હસતો હસાવતો કિલ્લોલ કરતો ભાઈ, વિજ્યાને જોઈને ભાનભૂલો થઇ ગયો હતો.

ચંદુને ક્યાંઈ ગમતું ન હતું. ટપાલ આવી તે તેણે ઉઘાડી ન હતી. વારંવાર તેની નજર વિજ્યા તરફ વળતી હતી. મનને કોઈ રીતે તે મનાવી શકતો ન હતો. કોઇક તેને આજ કાંઈ વધુ પૂછત તો તે રડી દેત.

અલીડોસા અને રમજાન કરશનને લગભગ ઊચકીને લાવતા હોય તે રીતે ફળિયામાં દાખલ થયા. કરશનના માથામાંથી લોહીની ધાર વહેતી હતી. તેનાં કપડાં બે ત્રણ જગ્યાએ ફાટી ગયાં હતાં.

ચંદુએ ત્રણેને આવતા નિહાળ્યા. તેના મોઢા ઉપરથી ચિંતાનું વાદળ એકદમ સરી ગયું. તે એકદમ ઊઠી સામો ગયો. 'શું થયું અલીકાકા? કોણે આ કર્યું'! ચંદુએ કરશનને નખથી માથા સુધી નિહાળ્યો.

ચંદુનો આવી રીતનો અવાજ સાંભળીને ગોદી અને દેવુ બહાર આવ્યાં. તેમણે લોહી નીતરતો કરશનને નિહાળ્યો. દેવુથી રહેવાયું નહિ. તે સામી દોડી.

બધાંએ મળીને કરશનને ઓશરીમાં ખાટલા ઉપર સુવડાવ્યો. ચંદુએ કરશનનું લોહી લૂછી નાખ્યું. પાટાપોંડા થવા માંડયા.

'રમજાન, આ કોણે કર્યું?' ચંદુ ક્યારનો હકીકત જાણવા તલપાપડ થઈ રહ્યો હતો.

'મને ખબર નથી ભાઈ, બાપુ કરશનને ટેકો દઈને લઇ આવતા હતા. હું તો રસ્તેથી જ સાથે થયો છું.' રમજાને ખુલાસો કર્યો.

ચંદુએ અલીડોસા સામે જોયું. ડોસા કરશનને દવા ચો
રહ્યા હતા.

'કાકા શું થયું છે? કેમ તમે કાંઈ કહેતા નથી.' ચંદુ
અધીર થઈ ગયો હતો.

'શું થાય ભાઈ,' ડોસાનો ગરવો અવાજ નીકળ્યો, 'અ
તો આ બધું રોજનું થયું. આવું તો બન્યાંજ કરે.' ડોસો એ
રીતે વાત કરતો હતો કે જાણે વાતમાં કાંઈ પણ અસાધારણ તત્વ
ન હોય. 'કરશન ફીકાશેઠને બે ચાર દિવસ પહેલાં કાંક બોલી આ
હશે. ફીકાશેઠ જેવા આબરૂદાર માણસને કરશન જેવો માણસ
બોલે તે કેમ સંખાય? ભર બજારે તખુભા દાજીના માણસો આ
લાકડીઓની ઝડી વરસાવી ગયા, કરશને પછાડા માર્યા, પણ સા
માણસ સાથે એકલો કરે શું? ખુદાને કરવું તે હું રસ્તે નીકળ
નહિતર આજ કરશનનું શું નું શું થાત. હશે, ચાલો એ
મરજી.' તેણે આસમાન સામે આંગળી ચીંધી.

'મારનાર કોણ કોણ હતાં કાકા? કોઈને તમે ઓળખ્યાં
ચંદુ ઉગ્ર થતો હોય તેમ લાગ્યું.

'બીજા કોણ હોય? એની એ ચંડાળ ચોકડી. માલી
જમનો, કાનીઓ.' રમજાને વચ્ચે ખુલાસો કર્યો.

'કાકા આપણે કરશનને દવાખાને લઈ જઈએ. પોલીસ
ફરિયાદ કરીએ.' ચંદુએ પ્રસ્તાવ કર્યો.

'તેમાં પણ કંઈ નહિ વળે. તારી વાત કોઈ સાંભળશે જ
એ બધું પણ પહેલેથી જ નક્કી હશે.' અલીમિયાં પહેલાંની જે
ટાઢાશથી બોલ્યા.

'જોઈએ તો ખરા કાકા, નહિ સાંભળે તો પાછા આવશું.
વખત મને અનુભવ તો કરવા દ્યો.'

ચંદુને આવી વાત કોઈ રીતે ગળે ઉતરી શકી નહિ. આટલો મોટો ગુનો થાય અને કોઈ દાદ ફરિયાદ પણ સાંભળે નહિ! ભર-બજારે માણસને મારી જાય અને કોઈ ન્યાય નહિ—કોઈ ફરિયાદ નહિ! તેને લાગ્યું બધાં ખોટી વિચારસરણી કરીને આવી રીતે બેસી રહેતા હશે. ફીકાશેઠ ને તખુભાની ટોળીએ આ ભલાભોળાં માનવીઓની વચ્ચે એવી ભયંકરતા ઊભી કરી દીધી છે કે કોઈ તેની છેડતી કરવાની હિંમત દાખવી શકતું નથી. અલીમિયાં અને રમજાન કદાચ આ ઊભી થયેલી અસર તળે આવી શકે. પણ પોતાથી આવડી મોટી વાત કેમ સાંખી શકાય? કંઈક તો અવશ્ય કરવું જ પડે. તે મનમાં મનમાં નિશ્ચય કરી રહ્યો હતો.

'કાકા તમે ગાડું લાવશો? મારે કરશનને દવાખાને તો જરૂર લઈ જવો છે.' ચંદુએ સલાહ માગવી છોડી સીધી વાત કરી. તેણે અલીડોસા તરફ વેધક દૃષ્ટિ ફેંકી.

મિયાં ધીરે ધીરે કરશનના પગ દબાવી રહ્યા હતા. 'ગાડું લાવવામાં મને વાંધો નથી. ભાઈ, પણ મને લાગે છે કે તું આમાં ન પડે તો સારું.' મિયાં ચંદુના મનોભાવ કળી રહ્યા હતા.

'રમજાન, તું ગામનો સિપાઈ છે. તેં બધું નજરો નજર જોયું છે? તું શાક્ષી થઈશ ને!' ચંદુએ રમજાનને પૂછ્યું.

રમજાને કહ્યું:—'ભાઈ, મેં જે જોયું છે તે જરૂર કહીશ.' રમજાન હંમેશાં સાદી વાતમાં માનતો. અને જ્યાં જ્યાં સાચ લાગતું ત્યાં ખેંચાતો.

'કાકા તમે જલદી ગાડું લાવો. કરશનને જલદી દવાખાને પહોંચાડીએ, તેની સારવાર શરૂ થાય.' ચંદુ બોલતાં બોલતાં ખાટલેથી ઊઠી ગયો. ખાટલાને એક છેડે ગોદી અને દેવુ ઊભાં હતાં. દેવુ રડતી હતી.

'તું શું કરવા રૂવે છે બહેન? કરશનને કાંઈ થયું નથી દીકરી.' અલીકાકા દેવુને રડતી દેખીને આશ્વાસન આપવા લાગ્યા. તેણે હજુ સુધી ઊઠવાની વૃત્તિ દેખાડી ન હતી.

ચંદુ કપડાં પહેરી તૈયાર થયો. 'કાકા તમે જલ્દી જાવ. મોડું ...ય છે તેમ તેમ મને હવે ચેન પડતું નથી.' તેના મોઢા ઉપર ...ઢ નિશ્ચય તરવરતો હતો.

રમજાન શાંતિથી અલીડોસા અને ચંદુ તરફ નિહાળતો હતો.

ડોસા કાંઈ હલનચલન વગરના કરશનને નાળિયેરનું પાણી પાતા ...તા. કરસન ધીરેધીરે સળવળતો હતો. તેને શુદ્ધિ હતી પરંતુ હજુ ...ુધી તે કાંઇ બોલ્યો ન હતો.

ચંદુની ધીરજ ધીરેધીરે ખૂટતી જતી હતી. 'કાકા તમને ગાડું ...ાવતાં દહેશત લાગે છે?' અલીડોસાની ઠંડી બેદરકારી તરફ ચંદુને હવે ...તિરસ્કાર આવતો જતો હતો. 'રમજાન તું લઈ આવીશ? કાકાને ...ીક લાગતી હોય તેમ લાગે છે.' તેણે ભાષાનો આકરો પ્રયોગ કર્યો.

અલીડોસા કાંઈ બોલ્યા નહિ, તે માત્ર જોરથી હસી પડયા. રમ-જાનને પણ ડોસાનું આ વર્તન જરા વિચિત્ર લાગ્યું. આટલી બધી ...કર કરવા છતાં બાપુ કેમ કાંઇ ટેકો આપતા નથી. રમજાને ડોસા ...રફ નજર કરી. તેની નજરમાં ગાડું લેવા જવાની સંમતિ માગ-...ાની આતુરતા હતી. 'હું જાઉં બાવાજાન,' આખરે રમજાને કહ્યું, ગાડું લઈ આવું?'

'તું પહેલાં દયા કાકાનો મત લે, રમજાન.'

ગોર બાજુમાં બેઠા બેઠા બધી વાત સાંભળી રહ્યા હતા. 'મારો ...ત!' તેનાથી બોલાઈ જવાયું. 'અલી કરશનને હવે ઠીક થતું આવે ... ને ભાઈ?'

'અરે અબધડીયે હાલવા માંડશે ભાઈ.' અલીએ કહ્યું. એવો ઊંડો ઘા એકયે નથી. કેમ છે કરશન ?' ડોસાએ બોલતાં બોલતાં કરશન સામું જોયું. કરશને નજર ઉઘાડી ચારે તરફ નિહાળ્યું. આસપાસ બધાં તેને ઘેરીને ઊભાં હતાં, 'મને કાંઈ નથી કાકા, ફિકર કરશો નહિ.' કરશને અત્યાર સુધીમાં વેદનાનો એક પણ ચિત્કાર કર્યો ન હતો.

ચંદુ માત્ર દવાખાને જવાની વાતની ધૂનમાં હતો. 'રમજાન તું ગાડું લાવશે કે કેમ ?'

'તને હજી મારી વાત ગળે નથી ઊતરતી ? તારી ધૂન હજુ શાન્ત પડી નથી લાગતી. જા, રમજાન ગાડું લઈ આવ.' આખરે ઊંચે અવાજે વાત કરી.

'અને ચંદુ તને એક બીજી વાત પણ કહી દઉં. ડોસાને અને ગોદીને પણ સાથે જ લઈ જજે.'

'કેમ કાકા ?' ચંદુને વાત સમજાઈ નહિ.

'વાત અત્યારે તને નહિ સમજાય. પછી ખબર પડશે. ગામમાં પગ મૂક્યો છે ત્યારથી તારી દરેકે દરેક વાત ઉપર મારી ઝીણામાં ઝીણી નજર છે. તું આવ્યો એટલે મને થયું કે ગામમાં કાંક થશે. પરન્તુ તારા અનુભવે સમજાયું કે તું બખેડા કરવા નહિ પણ ઠારવા આવ્યો છે. મનમાં થયું ચાલો ગામમાં એક સારો માણસ વધ્યો.

રમજાને તારી થોડી વાત કરી. દેવુની વાત સાંભળી વિજ્યા વહુને તેડી લાવ્યો. મનમાં થયું ખુદા મને અને દયાભાઈને સુખે મરવા દેશે. પણ લાગે છે કે તું યે જુવાનીઓ છે. જા રમજાન ગાડું લઈ આવ.' ડોસાએ બોલવું પૂરું કરી દયાગોર સામે જોયું. ગોરની માળા ગૌમુખીમાં ઊંચી નીચી થઈ રહી હતી.

'પણ ગોદી ને ભાઈ ત્યાં આવીને શું કરશે?' ચંદુને હજુ વાત સમજાતી ન હતી.

'ત્યાં આવીને કશું કરવાનું નથી. મારે પણ મરિયમ અને તેની દાદીમે લઈને ક્યાંક જતા રહેવું પડશે. તું કરશનને ગાડામાં ઘાલીને દવાખાને લઈ જઈશ, ફરિયાદ કરીશ, ડોસાનું ગાડું તને મૂકવા આવશે, પછી ગામમાં તારું કે મારું ઘર સલામત રહેશે? રાતના એમાંથી એકકે બચશે નહિ. તારી તરફ તો લોકો હજી ધૂંવાપૂંવાં છે, તેમાં આ વાતથી વધુ ચસ ચડશે. પહેલાં તું ગામડામાં રહીને બધું બારીકાઈથી જોઈ લે, અહીંઆં બધું તારું શહેર નથી. અહીં કોઈ ઊંડો વિચાર કરતા નથી. એક ઘા અને બે કટકા. પછી ભલે ગમે તેમ થાય. કાયદો અહીં કોઈ છે નહિ. મારું માને તો હજુ હઠ છોડી દે. તારામાં ઘણાં વાનાં છે, કોઈક દિવસ તારે હાથે ગામનું ભલું થશે. પરન્તુ બધું વિચારી વિચારીને કરતો જા.' ડોસા બોલતાં બોલતાં એટલા ઉપદેશક બની જતા–ભલભલા ભણેલાને તેણે મીઠી વાણીથી મ્હાત કર્યા હતા.

ડોસાએ શબ્દો એવા મુદ્દાના અને વખતસર કહ્યા હતા. ચંદુને અને રમજાનને તેની ધારી અસર થઈ.

'તો પછી કાકા આનો તોડ શું!' ચંદુને કંઈક તો કરવું જોઈએ એમ લાગતું હતું.

'એનો તોડ શાન્તિથી, સંપથી કાઢવો. હું તો એમાં માનું છું ભાઈ. સૌને ખુદાને સોંપો. એ બધાનો હિસાબ માગશે.' ડોસા આ વાત વારંવાર બોલી જતા. તેની આ ખુદા ઉપરની શ્રદ્ધા અનોખી હતી.

'તું માંડ કરીને આવ્યો છો. આકરાં પગલાં ભરીશ તો વળી

પાછો તને ખોઈ બેસવો પડશે, અને કાંતો તું પણ આ ગામડાની ધૂળમાં ક્યાંક દટાઈ જઈશ. માર ખાઈને ફરિયાદી તો સૌ કરે. મારનાર પણ આટલી તૈયારીમાં જ હોય. પરંતુ માર ખાઈને મૂંગાં રહેવાની સામે આ મારનાર લાચાર બને છે. આપણે તો એવા જ રસ્તા લેવા. ધીરેધીરે બધાં રસ્તાં થઈ આવશે'

જીંદગીમાં ગાડું જ જેણે હાંક્યું છે, તેની પાસે આવું તત્વજ્ઞાન, આવડો મોટો ધર્મ, આવડી મોટી બંધુભાવના ક્યાંથી ભરાઈ હશે? ચંદુ વિચાર કરી રહ્યો હતો.

'આખું જીવન આ ગામમાં ગાળ્યું છે. પણ કોઈ દિવસ મને કાંઈ અડયું નથી. કોઈ મેલી વાત મને ખેંચી ગઈ નથી. રમજાને આવીને મને તારી તે રાતની વાત કહી, જ્યારે તમે ગામની બહાર અજવાળિયામાં ફરવા નિકળ્યા હતા, ત્યારે મેં નિરાંતનો શ્વાસ ખેંચ્યો. હવે મારે માથેથી ભારણ ઊતર્યું.'

'આ ગામ પેઢીઓથી મને છાશ રોટલો પૂરે છે. આ જીવનમાં મારી કોઈ મોટી મુરાદ હોય તો ગામને એક દોરે બંધાયેલું જોવાનું. ઘણાં વર્ષથી આને માટે હું લાંબી નજરે જોયાં કરું છું. ક્યાંક ઠીક ઠીક કરું છું, કાંઈક ગોઠવું છું ત્યાં કાંકને કાંઈક મરડાઈ જાય છે.

તને—રમજાનને—મહેષને નાનપણથી મારી નજર સામે રમતા જોયા—મને લાગ્યું આ છોકરા ભલા કાંઈક કરે? હશે! ખુદા મોટા કરે પછી વાત; તમે મોટા થતા ગયા તેમ તેમ મારી કલ્પના સાચી ઠરશે તેમ મને રોજ રોજ જણાતું ગયું. કેટલીક વાર મારા આ વેગમાં ને વેગમાં મધ્ય રાત્રે ઊઠીને ગામની ફરતો આંટો મારી આવતો. આંબલીના ઝાડ ઉપરથી ઘુઘવાતા ઘૂવડ જાણે કે મને કહેતા, 'અલીમિયો ગાંડો,' કોઈકવાર શેરીના કુતરા ઓળખ્યા છતાં ભસવા

માંડતા જાણે કે મારી ધૂન સામે એ તેમના ચાંદૂડિયાં હોય. આ દયો અને ગીરજો એકલા મળે ત્યારે મને ખીજવતા 'અલી, તું ક્યાંક ગાંડો બની જઈશ. હું માત્ર હસતો.' બોલતાં બોલતાં અલી ડોસા કરશનને માથે બેસી ગયા. તેની આંખને ખૂણે પાણીનાં બે બિંદુ આવીને નીચે પડવાની રાહ જોઈ રહ્યાં હતાં. સાંભળનાર સર્વ કોઇ મિયાંની વાત પૂરી સમજ્યાં ન હતાં એમ લાગતું હતું. ચંદુ માત્ર મિયાંનો બોલેબોલ નીચી નજરે વીણી રહ્યો હતો.

'આમ એક દિવસ તેં મારી આશા માથે પાણી ફેરવ્યું. ગોમતીને લઈને તું ગયો કે ગોમતી તને લઇ ગઇ, તેનું મને દુઃખ નથી; શું બન્યું તેની પણ ચટપટ નથી. તું ગયો, મહેબ પણ તારી સાથે ખોવાઈ ગયો, અને મારું ગામડું ભાંગી ગયું— બધું વેરાઇ ગયું. દયો–દીકરો ભાગ્યે રોયો; ગોરાણી–દીકરાને દુઃખે મરી ગઇ. વિજયા વહુ ગાંડી થઇ ગઇ–ગીરજો મરી ગયો અને મહેબ ભાનભૂલો થઇ હિણકમાઉ, તેજ વગરનો થઇ ભટકવા લાગ્યો. આ બધાં એક યા બીજી રીતે દુનિયાદારી, આબરૂ, સંસારસુખ, ઘડપણના આશરા માટે બેફામ બની ગયાં, પણ તું ગયે સૌથી મોટું દુઃખ મને પડયું. મારું બધું ય ચાલ્યું ગયું; અલ્લા જાણે અને મરિયમની મા જાણે મેં કેમ દિવસો વિતાવ્યા છે. રમજાન મને રોજ ગાડું છોડવાનું કહે છે, હું હજી ગાડું હાંકયે જ રાખું છું. ગામમાં કયાં ય નજર માંડી શકું તેમ નથી. ગાડું કેમ છોડું? ગાડું તો મારું દુઃખ ભુલવાનું સાધન બની ગયું છે.' ડોસાએ નજર ઊંચી કરી સર્વની સામે જોયું. કરશન ખાટલામાં દેવુને ટેકે બેઠો હતો. ગોદી કરશનના ઘા ઉપર દવા ચોપડતી હતી. ચંદુ જવા ઊભો હતો ત્યાં જ સ્થિર હતો. દૂર છેટે દયા ગોર ઝપાટા બંધ માળાના પારાને વેગ આપી રહ્યા હતા. માળા એટલી બધી ત્વરિત ગતિથી ફરતી હતી!–ભગવાનના નામની આ માળા હશે કે કેમ?

'પણ કાકા આનો રસ્તો શું?' ચંદુએ શાન્તભાવે અલી-મિયાં સામે જોયું.

'રસ્તો, બેટા અહીં અનુભવ અપાવે છે, અહીં રહે, જીવ હેઠો મૂક, બધા રસ્તા મળી રહેશે. અધીરો થઇ આકળો બનીશ તો ભાગી જઇશ. આ ગામડું છે. અહીં કોઇ દલીલથી ડગશે નહિ. અહીં કોઇ વેગળો રહી ભળી શકશે નહિ. તું પાછો ગામડામાં આવ્યો છે—ગામડાંનો થઇ જઇશ તો બધા રસ્તા સૂજી જશે.'

ચંદુએ ઓશરીથી નીચે ઊતરી કાકાની પાસે આવી, કાકાના પગની ધૂળ લઇ માથે ચડાવી. આવો અસભ્ય લાગે તેવો દેખાવ કર્યા સિવાય તેનાથી રહી શકાયું નહિ. ડોસાની આંખમાંથી દબાઇ રહેલાં આંસુ બહાર નીકળી આવ્યાં. સમજ્યે કે વગર સમજ્યે ગોદી અને દેવુ પણ રડી પડયાં.

અલીમિયાંએ પછેડીથી આંખ લૂછી નાખી, દયા ગોર તરફ જોયું. વિજયા કોણ જાણે કયારથી ગોરના પગ પાસે આવીને બેઠી હતી. 'લ્યો. આ મારી દીકરી પણ બધું સાંભળે છે ને શું!' ડોસાએ સર્વેનું ધ્યાન વિજ્યા તરફ ફેરવ્યું. વિજ્યા નીચી નજરે નખ વતી જમીન ખોતરી રહી હતી.

## ૧૨

'કરશનને ધબેડી નાખ્યો' માલિયો તીકુને વાત સંભળાવી રહ્યો હતો 'દાજીની ડેલી પાસે ભરબજારે હું અને જમનો તૂટી પડયા. દોસ્તનું વેર ન લ્યે તે માણસ શું કામના?'

તીકુ આજ ઘણા દિવસે પાછું બકાલું વેચવા બેઠો હતો. તેણે ઘણા દિવસથી મિત્રોની ખબર કાઢી ન હતી. દાજીને ને કીકાશેઠને મળ્યો ન હતો. તેનું મગજ કાંઇક જુદે રસ્તે વિહરી રહ્યું હતું. ફરી ફરીને તેની આંખ સામે પીંજરામાં પુરાએલી બે તગતગતી આંખો આવતી હતી. ચાર પાંચ દિવસ તેણે મૂંઢની જેમ ફર્યા કર્યું. વિજયાને લઈને આવતાં ગાડામાં ગોમતી હશે એમ ધારી તેણે પોતાના તોફાની સ્વભાવને કામે લગાડયો, અને બને એટલા માણસને ખબર આપવા કામે લાગી ગયો.

કીકાશેઠને તેણે કહ્યું 'કાકા હદ થઈ. ગોમતી આવી.' કીકાશેઠે ચરમાંની દાંડી કાનેથી ખેંચી લઈ તીકુ સામે જોયું.

'હેં ! ! ગજબ થયો. ગામમાં ભ્રષ્ટાચાર બેઠો.' મેલા ધોતિયાના છેડા વતી નાક લૂછતાં લૂછતાં તેણે આંખ ઝીણી કરી.

'કાકા કાંક કરો, તમ જેવા નહિ કરે તો પછી ગામનું ધણી ધોરી કોણ ?' તીકુ, શેઠને કેમ કામે લગાડવા તે જાણતો હતો.

'દાજીને વાત કરી ?' ઝીકાશેઠે તીકુને પૂછ્યું.

'ના કાકા, સૌથી પ્રથમ તમારી પાસે જ આવ્યો છું. હમણાં ગાડું જોયું અને સીદ્ધો તમારી પાસે દોડયો.

'તું જા ,દાજીને ખબર કર. હું હમણાં આવ્યો. અરે નરસી તું ગામમાં જઇ પુરૂષોત્તમ લુવાણાને, રામજી સોનીને, પરવત પટેલને બોલાવી લાવ. બધાને દાજીની ડેલીયે જ મોકલજે.' ઝીકાશેઠે માથે ફેંટો વીંટવા માંડ્યો.

તીકુએ દાજીની ડેલીનો રસ્તો પકડ્યો, અને ઘણું કામ હોય તેમ જલદીથી પગ ઉપાડયા. કાંઇક યાદ આવ્યું હોય તેમ પાછાફરી તેણે ઝીકા-શેઠના કાનમાં ઝીણી વાત કરી. 'કાકા, રમજાન અને અલીમિયાં ચંદુને પડખે ચડયા લાગે છે. ગાડું મિયાંનું હતું અને રમજાન સાથે હતો.'

'હં ! હં ! હં બધું બરોબર કરવું પડશે. તું જા તીકુ, જલદી દાજીને સાબદા કર, હું આ આવ્યો.'

તીકુએ રસ્તો પકડયો. તેના મોઢા ઉપર મરકલડાં હતાં. રસ્તે જતાં દેવુની ખડકી પાસે થઇ તેણે રસ્તો પસંદ કર્યો. તેના મનમાં દેવુને જરા મોઢું બતાવતા જવાની ઇચ્છા હતી. દેવુના ઘર પાસેથી નીકળ્યો ત્યારે ફરીથી પણ તેણે તાળું જ જોયું. તેના મનમાં ચટપટી થઇ આવી. 'આજ તો આખો દિ' ઘર બંધનું બંધ જ દેખું છું. રાંડ ક્યાંક રઝળતી હશે.' તેણે મૂછ ઉપર હાથ ફેરવ્યો. 'મળે ત્યારે વાત છે' સંકલ્પ સાથે તેણે બમણા જોરથી ચાલવા માંડયું. તેણે છેટે

રમજાનને અને મરિયમને આવતાં જોયાં. તીકુએ દાંત પીસ્યા. દીકરા તારો ઘડો લાડવો હમણાં જ થઈ જશે.' મનમાં ને મનમાં તે હસી રહ્યો.

રમજાને તીકુને ઝપાટાબંધ ચાલતો છેટેથી નિહાળ્યો. તેણે મરિયમને ચાલવાનું કહ્યું, ને પોતે તીકુની આડે ફર્યો.

'અરે તીકુભાઈ, આમ ઉતાવળો કયાં?' રમજાને શાન્તિથી તીકુને ઊભો રાખ્યો.

'રમજાન જરા કામે, ઉતાવળ છે. પછી નિરાંતે વાત' તીકુએ ચાલવા પગ ઉપાડયા.

'ભલે,' રમજાન તીકુને બરોબર ઓળખતો હતો, 'ભલે જઈ આવ ત્યારે. મારે તો તમને એક વાત કહેવાની હતી. હવે નિરાંતે કહીશ. કાંઈ ઉતાવળ નથી.' કહી રમજાને તીકુનો રસ્તો મૂકયો.

'શું વાત!' વાત સાંભળવાની તીકુની જીજ્ઞાસા હંમેશાં સતેજ હતી, 'કહી નાખ, કામ હોય તો, પછી શું થોડું મોડું.' તીકુની જીજ્ઞાસા કોઈ પણ વાત સાંભળવા હંમેશ તીવ્રજ હતી.

'કામ હોય તો પછી, કાંઈ નહિ' રમજાન બાલિશ રીતે પોતાનો ભાવ વધારવા તાણવા લાગ્યો.

'અરે ભાઇ કહી નાંખ જલદી. મને પાછું ચેન નહિ પડે.' તીકુએ આગ્રહ કર્યો.

'જુઓ તીકુભાઇ તે રાત યાદ છે ને? દેવુની ડેલી! ત્યાર પછી તમે આજે જ મળો છો. તમે ચાલ્યા ગયા તે ઠીક થયું. તમે ધનિયાની ખબર કાઢવા ગયા હતા તે જ વાત આગળ કરી, પણ ગામમાં કોઇ માને નહિ. સૌ ભળતું કહેવા માંડયા. અરે, ચોરીની વાત પણ આવી. અરે, બીજી અનેક, મારા ભાઇ, પૂછો નહિ. હું એકલો દોડી દોડીને થાકયો. જમના, કાનિયો, માલિયો બધાને ખબર કર્યાં. ફોજદારને જાણ થઇ, મુકામ કર્યું. દાજીને મેં

જાણુ કરી રાખી. પહેલાં તો દાજીએ ગળચવાં ગળ્યાં' કહે 'રમજાન તારો ક્યાં બાપનો દીકરો થાય છે. જાવા દે બેટાને ચાર છ મહિના.' મેં દાજીને વિનવ્યા, ફોજદારને આવતાં રોકયા.' રમજાન વિણી વિણીને જૂઠું બોલ્યે ગયો.

'એ બધું તો ઠીક તીકુભાઇ, પણ ભલા દાજીએ તારા નહિ. રાતને દિ' તું ફીકાકાકા અને દાજીને માટે મરી જા—જાન પાથર, પણ બધા-યને તારી ટાઢક હશે, ચાલો. આતો બધી નકામી વાતો. મારે તેની સાથે કંઇ નિસ્બત નથી. આટલેથી ચેતવું હોય તો તારી મરજી. કોઇક ચાર છ વરસ મહેમાનગતીએ જવું હોય તો મને વાંધો નથી. વળી આ લોકો હંમેશાં આપણા જેવાને કામ હોય ત્યાં સુધી રાખે, જરૂર પૂરી થયે લાત મારી દે. કોઇકવાર નકામો ચડી જઇશ.' રમજાન આવી યુક્તિઓ કેમ શોધી રહ્યો છે, તેની પોતાને પણ કદાચ જાણ નહિ હોય. ચંદુની વાત સાંભળ્યા પછી તે તેનો દોસ્ત થઇ રહ્યો હતો. અલીમિયાંના ઉદ્‌ગારો તેના હૃદયમાં વણાઇ ગયા હતા. આ બધા બખેડામાં મુળ ચાવી તીકુ હતો. એ તેણે માપી જોયું હતું. તીકુ કેવો ખંધો અને હરામખોર છે તેની તેને ઝાંખી હતી. છતાં પોતાની રીતે પ્રયત્ન કરી જોવાની તેની તમન્ના ઉપડી. અને બને તેટલું જૂઠું બોલીને, આડી અવળી યુક્તિઓ કરીને તીકુને આમાંથી કાઢી લઇ પોતાને પડખે કરવાની તેની ઇચ્છા હતી.

'માટે ચેતીને જે કરવું હોય તે કરજો તીકુભાઇ. અમલદારોની સાથે બેઠઊઠ એટલે છાનુંછપનું બધું જણાય. તમને ચેતવવા એ મારી ફરજ છે. ચાલો–તમને મોડું કર્યું' રમજાને ચાલવાનો ડોળ કર્યો.

તીકુએ રમજાનનો હાથ પકડી લીધો અને રમજાનની સામે ટગર ટગર જોયા કર્યું. તેને રમજાનની સાથે સલામના વ્યવહાર સિવાય બીજો કોઈ વ્યહવાર કદી થયો નહતો. ચંદુ ગામમાં આવ્યા

પછી રમજાન અનાયાસે ત્રણ ચાર વખત તેની વચ્ચે ઊતરી આવ્યો હતો. ઉઘાડી રીતે તેણે તેને અને અલીમિયાંને ચંદુને મદદ કરતા જોયા હતા. રમજાનની વાતમાં તેને કોઇ વખત રસ પડયો ન હતો. રમજાનની વાતો તેને હંમેશાં સાદી અને રસ વગરની સૂકી લાગતી. ઉમરમાં પણ રમજાન તેની કરતાં નાનો અને તેની સાથે ગભરૂ છોકરા તરીકે મોટો થયો હતો. એટલે આજે તેને કુતૂહલ થયું. 'શું કે, રમજાન ખરેખર સારો હતો કે આવી વાત કરવામાં તેનો કાંઈ મુદ્દો હતો ?

'રમજાન તું દાજીનું ખુરૂં બોલે છે.' તેણે રમજાનનું માપ કાઢયું. 'જાણે છે દાજીને હું શું ગણું છું ?'

રમજાન તૈયાર હોય તેમ લાગ્યું. 'તીકુભાઈ જે ખરૂં છે તે કહું છું. દાજી તમારે મન ગમે તે હોય, મારે મનથી તો મુરબ્બી છે. અનુભવ થાય ત્યારે સમજાય તે કહેવાનું. ઉપરાન્ત તમારા હિતની વાત તમારા કાને નાખવી આ મારી ફરજ'

'તને ખબર છે આ વાત દાજી જાણે તો શું કરે ?' તીકુ રમજાન તરફ કરડી નજરે જોઇ રહ્યો.

'શું કરે તીકુભાઈ, હું બધાયને ઓળખું છું. તેમને ફાવે તે કરે. ઘણાયનું થોડું ઘણું મારી મૂઠીમાં પણ છે, હુંયે સિપાઈગીરી કરૂં છું. તમે જરૂર દાજીને આ કહેજો. તીકુભાઈ, તમને પણ ખ્યાલ આવે. નાહક કોઇને નડવું નહિ. નહિતર મારાભાઈ, હું પણ કાંઇક જાણું છું.' રમજાન જોરથી બોલી ગયો. તેના દમ મારવા પાછળ શું વજન-બળ હતું તે પણ તે જાણતો હતો. તેને લાગ્યું કે તેણે ઉત્પન્ન કરવા ધારેલી અસર તીકુ ઉપર થઇ નહિ. તીકુ ચાડી ખાય તો પરિણામ ઊંધું આવે તેથી તેણે આખરી પ્રયત્ન કર્યો : 'તીકુભાઈ તમે હમણાં કયાં જાવ છો તે બધું હું જાણું છું. તમે એમ ન સમજો અમે બોટ અને ગમાર છીએ. તમારે મન પડે તે કરો, પણ

ેતરેલાં ઘોડાં જેમ ફેંકી દે એમ કોઈ તમારો ભાવ ન પૂછે ત્યારે મમારા જેવાને ગોતવા પડશે. માટે આજથી જ ચેતો.'

'હું ક્યાં જાઉં છું રમજાન?' તીકુ જરા પલળ્યો હોય તેમ લાગ્યું.

'દાજીને ત્યાં પંચમાં. હમણાં જ પરવતે મને કહ્યું. નકામા ધામાં કરો નહિ. ચંદુનો વાળ વાંકો કોઈથી થાય તેમ નથી, અને ામતી ક્યાંય ગોતી જડે તેમ નથી.'

'એટલે?—' તીકુએ રમજાન સામે જોયું. 'એટલે એમ કે જે ાડામાં તમે ગોમતીને કલ્પી છે, તે ગાડું વિજયા ભાભીને—ચંદુભાઈનાં હુને લઈને આવ્યું છે, સમજ્યા! તમે શું ધ્યાન રાખો છો તે ણ્યું, દેવુ ક્યાં છે ખબર છે?'

'દેવુ!!! ક્યાં છે?' તીકુ ચોંકયો.

'ચંદુને ત્યાં નોકરી કરે છે. જાણવું છે હજુ વધુ?' રમજાન ાણે આજે તીકુને ભરી પીવા માંગતો હોય તેમ બોલ્યો ગયો. 'દાજીને હેજો તીકુભાઈ, કે મારે ગામની જેમ પીંજરાં નથી રાખવાં, અને કા કાકાને પણ કહેજો કે દીકરાની વહુને...અરે મારાભાઈ જવાદો. કામું કોકનું ઉઘાડું પડશે.' છેલ્લા શબ્દો બોલી રમજાન જોરથી ાલી ગયો. તીકુએ બે ત્રણ બૂમો મારી પરન્તુ પાછું વળીને જોવાની ણ તેને દરકાર કરી નહિ.

તીકુ જડની જેમ ચોંટી ગયો. કોઈ બીજો પ્રસંગ હોત તો તેના ોગી ભેજાએ બોલનારને ડાર્યો હોત. પેંતરા લડાવ્યા હોત, અને નેક ગડભાંજમાં ઊતરી પડત.

## ૧૩

આજના પ્રસંગે તેના પગને જમીન સાથે જડી દીધા. ક્યાં જવું તે ઘડી ભર ભૂલી ગયો હોય તેમ તેના મોઢાના ભાવ ઉપરથી સમજાતું હતું.

તેના મનમાં અનેક વિચારો આવી ગયા. તેને જે રસ્તે જવાનું હતું ત્યાંથી પાછો ફર્યો. રસ્તો બદલી જે રસ્તેથી આવ્યો હતો તેજ રસ્તે પાછો ચાલવા લાગ્યો. કીકાશેઠનો મુનીમ નરસી દાજીની ડેલી ભણી જઇ રહ્યો હતો. તીકુએ તેને ઊભો રાખ્યો.

'નરસીભાઇ દાજીની ડેલીએ જાવ છો?'

'હાં તીકુભાઇ ગજબ થયો! શેઠ ત્યાં છે?' નરસી હાંફળો હાંફળો લાગતો હતો.

'શું થયું!' તીકુએ પૂછ્યું.

'રંભાબા ખડ ભરવાના ઘરમાં પુરાઇ ગયાં છે. બારણું ખૂબ ખખડાવ્યું પણ અંદરથી ઉઘાડતાં નથી. ગજબ થયો.' કહી નરસી વ્યગ્ર ચિત્તે તીકુ સામે જોઇ રહ્યો.

'શેઠ ત્યાં છેને ભાઇ?'

હાં નરસીભાઇ, ત્યાં તપાસ કરો. હું ત્યાં ગયો જ નથી. રસ્તે જ રોકાઇ ગયો. અને નરસીભાઇ તમે શેઠના કાનમાં કહેજો કે ગાડામાં ગોમતી નહતી, ચંદુની વહુ વિજયા આવી છે. નરસી ખાસ સમજ્યો નહિ. પરન્તુ 'ભલે' કહી ઉતાવળથી દાજીની ડેલી તરફ ઊપડયો.

'રંભાએ કેમ બારણું બંધ કર્યું હશે? તિકુએ મગજ કસી જોયું. રમજાન હમણાં કંઇક બબડી ગયો. તેણે યાદ કર્યું. શું હશે? તીકુએ કલ્પના કરવા માંડી. તેને કાંઇ સમજાયું નહિ. આખા ગામની વાત તેની મૂઠીમાં હતી તેમ એ માનતો. પરન્તુ કાકાની દુકાનની ઓશરીથી અંદર તે જઇ શકતો નહિ. ફીકાકાકાની રમત અજબ હતી. હશે. જે હશે તે સમજાશે. કંઈ સમજાયું નહિ એટલે તેણે વાતની ધડ કરી.

રસ્તે તેણે દેવુની ડેલી ઉઘાડી જોઈ. આજુબાજુ નજર કરી. તે ડેલીમાં દાખલ થયો.

ફળિયામાં દેવુ ધનિયાને નવરાવી રહી હતી. તીકુ દાખલ થઈ ઓશરીમાં પડેલા ધનિયાના ખાટલા ઉપર બેસી ગયો. દેવુ ડેલીની તરફ પીઠ ફેરવીને ધનિયાને નવરાવી રહી હતી. એટલે તેનું ધ્યાન તીકુ તરફ ગયું નહિ. ધનિયે તીકુને આવતો જોયો. તેણે બોલવા પ્રયત્ન કર્યો. પરન્તુ તેનાથી કશું બોલી શકાયું નહિ. માત્ર સંજ્ઞાથી દેવુ સમજી કે કોઇ આવ્યું છે. તેણે પાછું વાળી જોયું ને ખાટલા ઉપર તીકુને બેઠેલો જોયો.

'આજે ક્યાં હતી? ચારવાર નીકળ્યો પણ ડેલી બંધની બંધ!' તીકુએ પૂછ્યું. તેના અવાજમાં આછો થડકાર હતો.

'તમે...તમે...તું કેમ આવ્યો છે. મારે ત્યાં કોઇ વખત આવશો નહિ.' દેવુનો જવાબ એવો હતો કે જાણે તે ઘણા વખ-

તથી આ એક વાત ગોખતી હોય અને તૈયારી પૂર્વક બોલતી હોય તેમ લાગે.

'શું કહ્યું ? તું કોની સાથે બોલે છે તેનું ભાન છે ?' તીકુને દેવુના જાકારાએ ઉશ્કેરી મૂકયો. 'હલકાં વર્ણ કીધાં એટલે થયું. બોલ જોઇએ ફરીથી, પછી શું હાલ થાય છે તે જો ! તેં હજુ મને ઓળખ્યો નહિ' તીકુ બોલતાં બોલતાં ખાટલેથી ઊઠી ઊભો થયો.

'મને ગાળો ભાંડશોમાં. ફરીથી કહું છું મારે ઘેર કોઇ દિવસ આવશો નહિ.' દેવુએ ધનિયાનો પગ ચોળતાં ચોળતાં કહ્યું. ધનિયાનો લૂલો પગ તે ચોળતાં ચોળતાં ધારી ધારીને જોતી હતી. ઘણા વખતથી આટલી બારીક નજર તેણે આ પગ ઉપર કરી ન હતી.

'રાંડ લાજતી નથી. ખાઇ ખાઇને ખાધું તે આટલા માટે ? કેમ કોઇએ સામું પણ જોયું નહિ ? સાલા રોંચાં, કોઇ વખતનો ભરોંસો જ નહિ. એકને ચૂસી લીધો કે બીજો તૈયાર જ ઊભો છે.' તીકુ બોલતાં બોલતાં આગળ પાછળ જોતો હતો. તેને દેવુને આવી રીતે ગાળો ભાંડવાના પ્રસંગો ઘણા મળ્યા હતા. પરન્તુ તેવા પ્રસંગો વખતે દેવુની આજની ટાઢાશ તેણે જોઇ ન હતી. કાંતો ગાળોના બદલામાં થોડી ગાળો સામી મળતી કે બહુ થાય તો થોડી રકમની કે એકાદ વસ્ત્ર કે ચીજની માગણી થતી. આજે તેણે આમાંનું કંઇ નિહાળ્યું નહિ. જે શાન્તિથી દેવુ ધનિયાને ચોળી રહી હતી તેજ શાન્તિથી દેવું ચોળ્યે ગઇ.

તીકુને જવાબ ન મળ્યો એટલે ફરીથી દેવુ સામે જોયું. દેવું શાન્ત જ હતી. નરમ પડી છે જાણી તીકુએ પાસે જઇ એક નાની એવી કાંકરી મારી. જરા અડપલું કર્યું. દેવુ કશું બોલી નહિ. તીકુ સમજ્યો દેવું મનાતી જાય છે.

'બાઇને હવે માન જોઇતાં હશે. મોટા ઘરની કામગરી છે ને !'

'તમને મેં કહ્યું નહિ કે તમે જાવ! મારે હવે કાંઇ સાંભળવું નથી.'

'કેમ બહુ ફાટી છે?' તીકુએ નવું જોર કર્યું.

'તમારે અહીંથી જવું છે કે નહિ?' કહેતા દેવુનું મોઢું સખત થયું.

'આનું પરિણામ સારું નહિ આવે સમજી. કોક ચડાવે તેમ ચડીશ નહિ. સાલો હરામી ગામમાં આવ્યો છે તે કંઇનું કંઇ કરી બેસશે.' છેલ્લા શબ્દો ચંદુને ઉદ્દેશીને બોલાયા હતા.

દેવુ ધનિયાને નવરાવી રહી હતી. તેણે ધનિયાને ઊચકી કેડે બેસાડયો, અને મા જેટલા જતનથી બાળકને લઇ આવે તેમ લાવીને ખાટલે બેસાર્યો. પોતાના પહેરવાના સાડલાથી જ ધનિયાનું શરીર લૂછવા માંડયું. તીકુની છેલ્લી વાત જાણે તેણે ન સાંભળી હોય તેમ તેના વર્તન ઉપરથી જણાયું.

'ઠીક છે જોઇ લઇશ' કહી તેણે જોરથી દેવુને પાટુ મારી. 'રાંડનો ચોટલો ને નાક બન્ને ન લઉ તો હું તીકુડો નહિ.'

જોરથી વાગેલી પાટુથી દેવુ પડી ગઇ તેનાંથી બૂમ પડાઇ ગઇ. ધનિયો ખૂબ ક્રોધે ભરાયો હોય તેમ તેના મોઢા ઉપરથી જણાયું. પરન્તુ તે લાચાર હતો. તે અશક્ત હતો. ખાટલામાં હાથ પછાડીને બેસી રહ્યો.

દેવુએ પાડેલી બૂમ રસ્તા ઉપર ગઇ. મહેષ રસ્તા ઉપરથી પસાર થતો હતો. તેણે બૂમ સાંભળી. તે દોડતો દેવુની ડેલીમાં દાખલ થયો.

પાટુ વાગવાથી પડી ગયેલી દેવુને તીકુ બીજી લાત મારવાની તૈયારીમાં હતો એટલામાં મહેષ દોડીને ઓશરી ઉપર ચડી ગયો, અને જોરથી તીકુને ધક્કો મારી ઓશરીની કિનાર ઉપરથી ફળીમાં પછાડયો. તીકુ નીચે પડયો કે તરત જ મહેષ કૂદીને તેની ઉપર ચડી બેઠો.

'હરામી સ્રીઓને મારે છે !' મહેષના મોંઢા ઉપર લાલાશ તરી આવી. જોરથી તેણે તીકુનું ગળું બે હાથની વચ્ચે પકડયું.

દેવુએ તીકુના પડવાનો ધબાકો સાંભળ્યો અને ફળિયામાં તીકુની છાતી ઉપર મહેષને બેઠેલો જોયો. મહેષના હાથ નાગચૂડ પેઠે તીકુના ગળા ફરતા વીંટળાઇ વળ્યા હતા.

તેનાથી બૂમ મરાઇ ગઇ 'ભાઇ, મહેષભાઇ રહેવા દ્યો, રહેવા દ્યો...' તે વિહ્વળતાથી મહેષને બાઝી પડી.

દેવુ ઓશરીમાં બેસી ગઈ.

'મૂકી દે બહેન ? એને સાલાને જરા ફૂણો કરવા દે' મહેષે દેવુને તરછોડી.

'મહેષભાઇ મૂકી દ્યો. તમને મારા સમ છે. જવા દ્યો.' દેવુએ મહામહેનતે મહેષને તીકુની છાતી ઉપરથી ખેંચ્યો.

મહેષ તીકુની છાતી ઉપરથી ઊઠી ગયો. ઊઠીને તેણે તીકુને લાત મારી. 'આ વખતે તો બચી ગયો, ફરીથી કોઈ સ્રીની છેડતી કરી છે તો જીવતો નહિ જવા દઉં. ચાલ્યો જા, હરામી !'

તીકુ ધ્રૂજતાં ધ્રૂજતાં ઊઠયો. તેણે મહેષ કે દેવુની સામે પણ જોયા વગર ડેલી તરફ દોટ મૂકી.

'ગભરાઇશમાં બહેન, ફરી તારું નામ નહિ લ્યે. લ્યે તો મને કહેજે.' કહી મહેષ ડેલી ભણી વળ્યો. તેને લાગ્યું કે હવે તેનાથી અહીં વધુ ઊભું રહેવાય નહિ. તે જોત જોતામાં બહાર નીકળી ગયો.

રસ્તા ઉપર દોડયા જતા તીકુનાં ધૂળવાળાં લૂગડાં તરફ ઘણા માણસોએ નજર કરી. તીકુ જલદીથી ઘર તરફ વળી ગયો. શેરીને નાકે મનજી સોની ઉઘાડે ડીલે માથે ફાળિયું વીંટીને આભડવા જતા તેને મળ્યા.

'તીકુ' મનજી સોનીએ તીકુને બૂમ મારી 'કાં ચાલવું નથી? ફીકા કાકાની દીકરાની વહુ–રંભા મરી ગઈ. સર્પદંશ થયો.' બહુ બોલકા મનજી સોની બોલીને જોરથી ખોંખાર્યા.

'તમે જાવ હું આ આવ્યો.' તીકુ સાંભળવા ઊભો રહ્યો હતો, તે બોલીને જલદી ખડકીમાં દાખલ થઈ ગયો.

ઘરની સાંકળ ઉઘાડી ઘરમાં જઈ તીકુએ અંદરથી બારણાં બંધ કરી દીધાં.

૧૪

મૃત્યુથી સ્વજનોને અનેક આઘાતો લાગે છે. રંભાના અકાળ સ્વર્ગવાસથી ફીકાશેઠને ન સમજાય તેવી મનોવેદના ઉત્પન્ન થઇ હોય તેમ લાગ્યું.

રંભાની છેલ્લી મજલમાં સાથ પૂરનાર અનેક ગ્રામ જનો ધ્રુશકે ધ્રુશકે રડતાં ફીકા કાકાને આશ્વાસનના અનેકવિધ શબ્દો વડે શાન્તિ આપવા પ્રયત્ન કરી ચૂકયાં પરંતુ ફીકા શેઠને શાન્તિ મળી નહિ.

વિધવા-દીકરાની વહુ-મરી ગયે આવું દુઃખ, આવું રૂદન! ખરેખર કાકા લાગણીવશ માણસ છે. ભલે ગમે તેવા લોંઠકા હોય પરન્તુ ખરે વખતે પોચા. આવા જાત જાતના અવાજો સ્મશાનમાં ફીકા શેઠને કાને પડતા રહ્યા.

મહાન સમજાવટ પછી કાકા શાન્ત રહ્યા. તેમણે મોઢા ઉપરથી ફાળિયું ખસેડી જોરથી નાક છીંકયું અને સાથે આવેલા ડાઘુઓ તરફ નજર નોંધી. કોણ કોણ આવ્યું છે તે જોવા માંડયું.

ઘડીભર તેમની આંખે બરાબર દેખાતું ન હોય તેમ લાગ્યું : કાકાની નજર દૂર છેટે આંબલીનાં ઝાડનાં થડ પાસે બેઠેલી બે વ્યક્તિઓ ઉપર પડી, તેમણે ધોતિયું ફરીથી આંખ ઉપર ચાંપ્યું અને નજર સ્થિર કરી : તેમની નજરે ચંદુ, કરશન, અને રમજાન પડયા : શું ચંદુ આભડવા આવ્યો છે? દાજી ફીકાશેઠને પડખે જ હતા; શેઠે દાજી સામે નજર નોંધી : શેઠની દરેક પ્રવૃત્તિ ઉપર નજર નોંધતા દાજી મોઢા ઉપર શાન્તિ રાખીને બેઠા હતા.

બન્નેની નજર એક થઇ. બન્નેની આંખોએ હા કહી, નક્કી થયું કે ચંદુ જ હતો. ફરીથી બન્નેએ નજર એક કરી–થોડી વારે શેઠના મુખમાંથી શબ્દો સર્યા! 'મારી લાજ તારે હાથ છે. હે ઇશ્વર ભીડભંજન હે રામ: નીસાસો આજુ બાજુના ઘણા કાન સુધી પહોંચ્યો. મહામહેનતે શાન્તિ રાખી બેઠેલા મનજી સોનીને ફીકા શેઠના આટલા શબ્દોથી પરવાનગી મળી ગઇ હોઇ તેમ સુમસામ બેઠેલા ટોળાની વચ્ચે તેણે વાતની શરૂઆત કરી.

'પહેલાં તો સાંભળ્યું ત્યારે ખરું ન લાગ્યું. ખરેખર ફીકા શેઠને બિચારાને દીકરાનું નામ લેણું હતું તે પણ ટળી ગયું. શું ગરવી બાઇ હતી! ધર્મનો અવતાર! ઊંચી નજરે કોઇ દિવસ કોઇની સામે જોયું નથી.' મનજી સોનીને વાચા પ્રગટતી ત્યારે ભલભલાં નિઃશબ્દ બની જતાં.

'શેઠની રખાવટ પણ કેવી? દીકરાની વહુને આવી રીતે કોઇએ રાખી જોઇ નથી!' કોઇ બીજાએ ટહૂકો પૂર્યો.

'ખાનદાન ઘર લોકો ગોતે છે શું કરવા?' દાજીએ ટહૂકો મૂકયો.

'મને ભૂંડાને નાગે ડંશ કેમ ન દીધો? બચારી ગભરૂડી કયાં મરવા જેવી હતી? અરેરે એકયે આશા પૂરી થઇ નહિ. હજી તો

ગઈ કાલે બપોરે જ કૃતિયાની માએ મને જમતી વખતે કહ્યું કે વહુને અગિયારશ ઊજવવી છે.' શેઠે આશ્વાસનોનો જવાબ વાળ્યો...

આ બધી દુનિયાદારીથી થોડે છેટે રંભા વહુનું શબ પંચતત્વમાં ભળી રહ્યું હતું. માનવી અનેક ઝંઝાવાતો ખેડે છે, નાની જીન્દગી અનેક યાતનાઓ, ત્રાસ વગેરેથી ભરી દે છે. બુદ્ધીશાળીઓ, જ્ઞાનીઓ, વ્યવહારકુશળો બુદ્ધિના, જ્ઞાનના, વ્યવહારના અનેક સંગ્રામો ખેલે છે, બધાં ને સમજ હોય છે કે આ બધું એક દિવસ આપોઆપ અટકી જશે, છતાં કોઇ કાંઇ છોડતું નથી. જીવનના છેલ્લા શ્વાસ સુધી, અણુઅટકયું, ચાલ્યું જ જાય છે: માનવી માને છે પોતે બુદ્ધિ-શાળી છે. માનવીમાં ખરેખર બુદ્ધિ છે ?

'રમજાન ! ગામડા ગામમાં આવા બનાવો બને ત્યારે દવાદા-રૂની કોઇ સગવડ જ નહિ ?' ચંદુ ટોળાથી દૂર કરશન અને રમજાન સાથે બેઠો હતો. શાન્ત બેઠેલા કરશન અને રમજાનને તેણે વાતમાં ઉતાર્યા :

'દવાદારૂ તો કયાંથી મળે ? સર્પનાં ઝેર ઉતારનારા ખરા. પરન્તુ સર્પ કરડે તેનાં ઝેર ઊતરે ને ?' રમજાને અસંબંધ જેવો જવાબ આપ્યો :

'એટલે ?' ચંદુના મોઢા ઉપર વાત સમજવાનું કુતૂહલ જણાયું.

'એટલે એમ કે રંભાને સર્પ કરડ્યો જ નથી, રંભાએ આપઘાત કર્યો છે.' કરશને વાત પૂરી કરી :

'કરશન, આવી ઉતાવળ ન કરવી. કોણે કહ્યું સર્પદંશ થયો નથી ?' ચંદુએ પૂછ્યું.

'આખું ગામ જાણે છે : આ બધાં ભેગાં મળીને શેઠને દિલાસા દે છે પણ સહુને રજેરજની માહિતી છે' રમજાને વધુ માહિતી આપી.

'રંભા શું કામ આપઘાત કરે?' ચંદુનું કુતૂહલ વધતું ગયું.

'રંભાને મહિના હતા.' કરશને કહ્યું. 'ફીકાશેઠને તમે જાણતા નથી. જાણશો એટલે સમજાશે કે રંભા જેવી કેટલીએ આપઘાતો કર્યાં હશે.' રમજાન ભભડી ઊઠયો.

વાત સાંભળી ચંદુને ખૂબ દુઃખ થયું હોય તેમ તેના મુખના ભાવો ઉપરથી જણાયું.

ફરી ફરીને એકની એક વાત તેના હૃદયમાં આવીને મનોમંથનો ઊભી કરતી હતી :

તેણે થોડા દિવસમાં ગામડામાં જે જોયું હતું તે સાચું લાગ્યું. અલીમિયાંની સ્વપ્ન સૃષ્ટિ, આદર્શ ઘેલછા, આવા ગામડામાં સફળ થાય? મૂળમાંથીજ ઇમારતમાં સડો પેઠો છે કે પછી ઉપરનાં રોગાનની જરૂર છે? ફરી ફરીને તેના કાનમાં એક જ વાત ગુંજવા લાગી. ગામડું તેને ખેંચે છે, આ ગામડું મૂકીને તેનાથી હવે જવાય ખરું?

બળતી ચિતા તરફ તેણે નજર કરી. રંભાના દેહના અવશેષો માથે અગ્નિના યોગથી થયેલાં મિશ્રણથી અનેકવિધ અવાજો તેણે સાંભળ્યા—ઘડીભર તેનું મન બધી વાતમાંથી નીકળી વૈશ્વાનરની જ્વાળાઓમાં સ્થિર થયું.

વૈશ્વાનરની જ્વાળાઓની વચ્ચે તેને એક રમ્ય આકૃતિ ઉપસ્થિત થતી લાગીઃ ભ્રમ. તેણે આકૃતિને મગજમાંથી ભૂંસી નાખવા જ્વાળાઓ ઉપરથી આંખ ખસેડી લેવા પ્રયત્ન કર્યોઃ પરન્તુ આંખને તે ખસેડી શકયો નહિ. એક આકૃતિની સામે બીજી એક આકૃતિ ઉત્પન્ન થઇ. વિભૂતિ એક ટચૂકડા બાળકને આંગળીએ વળગાડી ઊભો હતો. વ્હાલસોયા કાકાની સામે જાણે કે તે આંખમાંથી અગ્નિ ખેરવતો હતો ને કાકાને પૂછતો હતોઃ 'જોઇ અમારી સ્થિતિ? અમારી

જેવાં અનેકનું શું ?' આકૃતિઓ વધતી ચાલી. અનેક નાનકડાં બાળુડાંઓ જ્વાળાઓની ફરતાં કૂદવા અને નાચવા લાગ્યાં. સમાજની તરફ ધૃણાઓ વરસાવતાં, સમાજનાં ચાંદૂડિયાં પાડતાં તેઓ ફર્યે જ ગયાં !

ચંદુ દૃશ્યથી વિહ્વળ થઇ ગયો, તેના શરીરે પરસેવાનાં પાણી ઊતર્યાં: તેણે બળ કરીને આંખ બંધ કરી દીધી:

આ ત્રાસ, આ વિડંબના—આ દુઃખ, આ બધું કઇ રીતે અટકે ? સભ્ય ગણાતા માનવ સમૂહમાં આ કુરબાની કેમે અટકે ? તેના મગજમાં પડઘા પડતા હતા. વિભૂતિની બિહામણી આંખો વારંવાર તેની સામે આવતી હતી:

એકાદ ગોમતી કે એકાદ વિભૂતિ ઊગરે તેથી શું ? અનેક ગોમતીઓ અને અનેક વિભૂતિઓનું શું ?

ચારે બાજુ તેને દાજીઓ અને ફીકા શેઠો દેખાયા. ક્યાંક રડ્યો ખડ્યો એકાદ અલીમિયાં નજરે ચડ્યો. પરન્તુ પટ ઉપર આવે તે પહેલાં તો ફીકા શેઠોએ અને દાજીઓએ તેને દૂર હડસેલી દીધો, દૂર, ખૂબ દૂર. ઊભડક બેસી બે પગનાં ઢીંચણ ઉપર માથું મૂકીને તેણે મોઢું છુપાવી દીધું. આજુબાજુ ન દેખાતું જગત તેને માટે અલોપ થઈ ગયું.

'ભાઇ ઊઠો, ચાલો ! ઝોકું આવી ગયું ? શબ બળી રહ્યું, બધા નાહવાની તૈયારી કરે છે.' રમજાને ચંદુને ઢંઢોળ્યો.

ચંદુને ઝોકું આવી ગયું હતું. તેણે આંખ ઉઘાડી— શબ બળતું હતું ત્યાં નજર નોંધી. ફીકા કાકા શબમાંથી બનેલી રાખોડીને ટાઢા પાણીથી ઠારતા હતા. ઊભા થઇ તેણે શબ તરફ પગ ઉપાડ્યા. શબની ફરતો આંટો મારી ઘડી પહેલાંની માનવ આકૃતિમાંથી હુતાશને ભસ્મ બનાવી દીધેલ ઢગલામાંથી થોડી ભસ્મ લઈ માથે લગાડી, અને તે ટોળાની સાથે સ્મશાનભૂમિની બહાર નીકળી ગયા.

'કરશન, તને મારે મુંબઈ મોકલવો છે' મુંબઈથી આવેલી ટપાલ પૂરી કરીને ચંદુએ કરશનને બોલાવી કહ્યું.

'મુંબઈ! એકાએક મુંબઇ જવાની શું જરૂર ઊભી થઇ હશે?' કરશનને આશ્ચર્ય થયું.

'હા, મુંબઇ, મેં મુંબઇમાં તપાસ કરાવી છે. ધનિયાનો રોગ કદાચ મટી જાય, આવા રોગના ઘણા ઇલાજો ત્યાં થાય છે.' ચંદુએ હકીકત સમજાવી.

'હું એકલો ધનિયાને લઇને ક્યાં જાઉં! એવા મોટા શહેરમાં મૂંઝાઈ જવાય અને વળી સાથે અપંગ માણસ!' કરશને પોતાની મુશ્કેલી રજૂ કરી.

'હું બધી ગોઠવણ કરીશ. અહીંથી ડબ્બો નક્કી કરશું, ત્યાં પહોંચશો એટલે સામે માણસો આવીને તેડી જશે, આપણું પોતાનું ઘર છે ત્યાં રહેવાની અગવડ પણ નહિ પડે. રોગ એવો છે કે ઘણું રહેવું પડશે, એટલે દેવુ બહેનને પણ સાથે લઈ જા તો સારું.' ચંદુએ બધી પરિસ્થિતિ સ્પષ્ટ કરી નાખી.

'ગોદી, દેવુ ક્યાં છે?' ચંદુએ બૂમ મારી.

'શું છે ભાઇ?' ગોદી અને દેવુ બન્ને ઘરની બહાર નીકળ્યાં.

'જો ધનિયાને મારે મુંબઇ મોકલવો છે, ત્યાં એનો રોગ દવાથી મટી જાશે. કરસન સાથે જાય છે. દેવુ પણ જાય. ઘણા દિવસ રોકાવું પડે એટલે સાથે દેવુ હોય તો સારું.' ચંદુએ ગોદીને વાત સમજાવી. દેવુએ કરશનની સામે જોયું, કરશન નીચી નજરે ચંદુની વાત સાંભળતો હતો.

'મોટાભાઇ' દેવુએ કહ્યું, 'દવા તો ઘણી કરી છે. કાંઇએ ફરક પડયો નહિ. આ રોગ નથી, ભગવાનનો શાપ ઉતર્યો છેઃ હેરાન ગતી થાય, પૈસા બગડે અને વળી હું સાથે જાઉં તો ડોસીનું શું થાય?' છેલ્લા શબ્દો દેવુએ પોતાની સાસુને માટે વાપર્યા હતા.

'દવા ભલે કરી, ફરીથી એક વખત કરી લઇએ, મને પોતાને નિરાંત વળે, ડોશીની કાંઇક ગોઠવણ કરશું. અલી કાકાને વાત કરશું. કાંઇક રસ્તો થઇ રહેશે.' ચંદુએ જાણે નક્કી કર્યું હોય તેમ જણાવ્યું.

'મોટાભાઇ, મને ત્યાં શું ગતાગમ પડે,? હું બાઇ માણસ! કાંઇ સૂઝ પડે નહિ.' વાત કરતાં કરતાં તેણે કરશનની સામે જોયું : દેવુ વિવશ થતી જતી હોય તેમ લાગ્યું.

ચંદુ સમજી ગયો હોય તેમ જણાયું. તેનાથી હસી જવાયું. 'કરશનનો ડર લાગે છે? ગાંડી, કરશન હવે ખૂબ ડાહ્યો થઇ ગયો છે. તમે મુંબઇ જઇ આવો ને ધનિયાને સારું થઇ જાય, એટલે કરશનને ધામધૂમથી પરણાવી દઇએ.' કહીને ચંદુ ફરીથી હસ્યો. ગોદીના મોઢા ઉપર પણ મુસ્કરાટ દેખાયો.

'ના ભાઇ મારે પરણવું નથી. કરસન નિશ્ચયપૂર્વક બોલતો હોય તેમ બોલી ગયો.

દેવુ ચંદુને ત્યાં રહી હતી, પરન્તુ કરશનથી તે હજુ તેટલી જ ડરતી હતી. ભાગ્યેજ તે કરશન સાથે બોલતી. કરશન પણ કામ સિવાય દેવુની પાસે ફરકતો નહિ. દેવુને સંશય હતો : કરશન બધું ભૂલી ગયો હશે? તેનાથી કોઇ દિવસ પણ આવી વાત ભૂલાય ખરી કે? તેની શંકા કાયમ હતી.

છેવટે વાત નક્કી થઇ, કે કરશન અને દેવુએ ધનિયાને લઇને મુંબઇ જવું. અને ચંદુએ બધી અગાઉથી ગોઠવણ કરવા મુંબઇ પત્ર લખવો શરૂ કર્યો.

'ભાઇ—ચંદુભાઇ ઘરમાં છે?' ડેલીનું બારણું ખખડયું.

'કરશન, કોણ છે? બારણું ઉઘાડ!' ચંદુએ કહ્યું :

કરશને ડેલીનું બારણું ખોલ્યું, ને તેને નવાઇનો પાર રહ્યો નહિ. બારણે તીકુ હતો.

'ભાઇને જરા મળવું છે.' તીકુએ કહ્યું :

'ભાઇ કામમાં છે.' કરશનને આ માણસ સાથે વધુ વાત કરવી પણ ગમતી નહતી.

'જરા પૂછો ને ! મારે જરૂરી કામ છે.' તીકુ મળ્યા વગર જાય તેમ જણાયું નહિ :

'કહ્યું નહિ કે કામમાં છે !' કરશનને થયું ચંદુનું ધ્યાન પડે તે પહેલાં તીકુ જાય તો ઠીક, નહિતર વખતસર ચંદુ તીકુને મળવા બોલાવે.

તીકુએ આગ્રહ જારી રાખ્યો, એટલે ન છૂટકે કરશને ચંદુને ખબર આપ્યા : 'ભાઇ તીકુ આવ્યો છે.'

'કોણ ?' કાગળ લખતાં લખતાં ચંદુએ પૂછ્યું.

'તીકુડો—તમને મળવા' કરશને બતાવી શકાય તેટલી બેદરકારી સાથે કહ્યું :

'ક્યાં છે ?' ચંદુએ કલમ પડતી મૂકી. પાછું વાળીને જોયું :

ઓશરીની કોર ઉપર કોઇ દિવસ ન દેખાયો હોય તેવો તીકુ ઊભો હતો.

'આવ તીકુ ! તું કાંઇ આજે ભૂલો પડયો :'

એક જ વાકયથી ઘણા માણસો ઉપર જૂદી અસર થઇ.

પાણિયારું સાફ કરતી દેવુ, પાણિયારા ઉપર થંભી ગઇ.

દયાગોરની પૂજાની સામગ્રી તૈયાર કરતી ગોદીના હાથમાંથી પાટલા ઉપર મૂકવા લીધેલુ પંચપાત્ર પડી ગયું.

ખૂણામાં અક્કડ બેઠેલી વિજ્યા ખસી શકાય તેટલું પાછળ ખસી ભીંતમાં ભરાઇ ગઈ.

' ચંદુભાઈ મારે તમારું કામ છે. ' તીકુએ કહ્યું.

'મારું !' ચંદુએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. ' ભલે આવ અંદર આવ ' બીજી પળે ચંદુએ સ્વસ્થતા અનુભવી.

તીકુએ ઘરમાં પગ મૂકયો. આજુબાજુ વિચિત્ર રીતે સ્થિર થઇ ગયેલી વ્યક્તિઓ ઉપર તેની નજર પડી. ચંદુ પાસે જઇને તે બેસી ગયો.

તેણે બની શકે તેટલી શાંતિથી કહ્યું : ' ભાઈ, જરા બહાર આવશો મારે જરા એકાંતમાં કશું કહેવું છે. '

'ભલે, ચંદુ ઊઠયો.' બન્ને જણા ફળીમાં એક ઢાળિયામાં પડેલા ખાટલા ઉપર બેઠા.

કરશનને આ બધી વાત રૂચી નહિ. તેણે બારીકાઇથી બન્ને ઉપર નજર રાખ્યા કરી. તેના મોઢા ઉપરના ભાવો વારંવાર બદલાતા જતા હતા.

' મને તમે એક મદદ ન કરો ચંદુભાઈ? ' તીકુએ નીચી નજરે વાત શરૂ કરી.

' શાની મદદ, મારી પાસેથી તને શું જોઇએ છે ? ' ચંદુએ પૂછ્યું.

' મારે કહેવાનું છે અને મેળવવાનું છે તે મારે માટે નથી, ચંદુભાઈ! આજ ચાર દિવસ પહેલાં મેં એક દશ્ય જોયું, ત્યારથી મારા અણુએ અણુમાં ભયંકર વેદના ઉત્પન્ન કરે છે. ચાર દિવસથી વિચારોને ચગડોળે ચડેલું મન કોઈ રીતે શાન્ત પડતું નથી. કોની પાસે જઉં ? મહા ભયંકર અનર્થની વાત કોને કહું ? ઘણા વિચાર કર્યા, કોઈ નજરે ચડયું નહિ; છેવટે થાકીને તમારે શરણે આવ્યો છું.'

'પણ વાત શું છે?' તીકુ કંઇ સમજ્યો હોય તેમ લાગ્યું નહિ.

'શું વાત છે તેની મને પણ સમજ પડતી નથી. મેં એક પાંજરું જોયું, પાંજરામાં સળેખડાં જેવું એક માણુસ હતું. હાથ કંપે, પાસે ઉભીયે તો ભયંકર દુર્ગંધ છૂટે; ઇસારો કરીને મને પાસે બોલાવ્યો. માત્ર બે શબ્દ સાંભળ્યા. ઊંડેથી ખૂબ ઊંડેથી પાતાળમાંથી આવતા હોય તેવા 'બચાવો,' 'અમજી બા.'

ચંદુ ધ્યાન પૂર્વક વાત સાંભળી રહ્યો હતો. 'તું ગઇ કાલે કયાં હતો તીકુ?' ચંદુએ વાત માની હોય તેમ તેના મોઢા ઉપરથી જણાતું હતું. તીકુએ જાણે ચંદુએ કહ્યું તે સાંભળ્યું નહિ.

'ચંદુભાઇ તમે મને મદદ ન કરો? મારાથી આ દુ:ખ જોવાતું નથી.' તીકુ હજુ તેની વાતની જ ધૂનમાં હતો.

'પીંજરું કયાં હતું? તીકુ, તને સ્વપ્નું તો આવ્યું નથી ને?' ચંદુએ વાત સ્વીકારી હોય તેમ લાગ્યું નહિ.

'તખુભા દાજીના ડહેલામાં.' તીકુએ કહ્યું.

'દાજીના ડહેલામાં? તું ગાંડો થઇ ગયો નથીને તીકુ?' દાજીનું નામ વચ્ચે આવતાં ચંદુનો વહેમ, પાકો થયો. તીકુ કાંઇક નવી ચાલ લડાવવા આવ્યો હોય તેમ લાગ્યું:

'જો મને આવા પીંજરા, અને અમજીબામાં રસ નથી: મારે કોઇની વાતમાં પડવું નથી, ફરીથી આવી તકલીફ લઇશ નહિ તીકુ!' ચંદુ જલદીથી વાત પૂરી કરવા માગતો હોય તેમ ઉતાવળથી બોલી ગયો, અને ઊભો થયો.

'ના ભાઇ આમ ન કરો, આ ગામમાં મને કોઇ મદદ કરશે નહિ. તમારી પાસે હું આશાથી આવ્યો છું. મારી તરફ તમને ખૂબ ગુસ્સો હોય, ભલે હોય: મેં અનેક પાપો કર્યાં છે, તમારી જોવાને પડછાયે ઊભા રહેવાની મારી હિંમત નથી પરન્તુ હું તમારો

મિત્ર હતો. તમે મને મદદ ન કરો તો કોણ કરે ' તીકુએ બોલતાં બોલતાં ચંદુનું કાંડું પકડયું.

'મિત્ર ! મને તું મિત્ર કહે છે ? મારી જેવા, ગામની બેનુ દીકરીયુંને રાત લઇને ભગાડી જનાર માણુસ પાસેથી તને શું મળે ! ત્રીકમ પછી તારા વેરનું શું ? તારે હજુ મહાજન બોલાવવું છે ! ગોમતીનો પત્તો મેળવવો છે ? મારો સહકાર સાધીશ તો તારા પ્રયત્નો અડધે રસ્તે ભાંગી જશે.' ચંદુએ બોલીને તીકુના હાથમાંથી કાંડુ છોડાવી લીધું.

કરશને તીકુને ચંદુનું કાંડું પકડતો જોયો હતો, ચદુને કાંડું છોડાવતાં પણ જોયો. પરન્તુ બન્નેના મોઢા ઉપરના ફેરફારો સિવાય તેણે કશું સાંભળ્યું નહિ. તે ઊંચો નીચો થતો હતો, વ્યગ્ર બની ગયો હતો. વ્યગ્રતા ટાળવા, એક બે વખત ઘરમાં જઇ દેવુ અને ગોદીના મોઢા ઉપર નજર કરી આવ્યો. ત્રણેને સાથે મળીને કાંઇક બોલવું હતું; પરન્તુ કોઇ કશું બોલી શકયું નહિ; કરશન દયાગોરની પાટ પડખે આવીને નીચે બેસી ગયો.

પાનખરનો પવન ખરી પડેલાં પાંદડાને ઢસડી લાવીને વાળી ચોળીને સાફ કરેલું ફળી વારંવાર ભરી દેતો હતો. કરશન ગુસ્સામાં ને ગુસ્સામાં પવન ઉપર કાંઇક બબડી લેતો હતો.

તેને લાગ્યું વાત ખૂબ ચાલી. તેની ધીરજની અવધી આવી રહી હતી : ચંદુએ તીકુએ પકડેલું કાંડુ છોડાવ્યું : એટલે તેને મોકો મળી ગયો. એક ફલાંગે તે ચંદુ પાસે પહોંચ્યો. ક્રોધથી લાલ ચટકી ઊઠે તેવી દષ્ટિએ તેણે તીકુ સામે જોયું. મોઢેથી બોલાઇ ગયું 'ભાઇ કેમ ?' તીકુની આંખમાં ટપકતું પાણી–અને ચંદુના મુખ ઉપરના ભાવો તે કાંઇ કળી શકયો નહિ એટલે વધુ ને વધુ ગૂંચવાતો ગયો.

'તારી વાત સાચી હોય તો મારાથી બનશે તે જરૂર કરીશ.' ચંદુ પીગળતો જણાયો. 'બીજું કોઇ આ વાત જાણે છે?'

'મને ખાસ ખબર નથી રમજાન કદાચ જાણતો હશે : બીજા કોઇને ખબર હોય તેમ મને ખ્યાલ નથી. તીકુ ધોતિયા વતી આંખ લૂછી રહ્યો હતો.

'ભલે તપાસ કરશું : હું રમજાનને બોલાવું છું, તું સાંજે મળજે. કરશન તું રમજાનને બોલાવી લાવ.'

તીકુ જતાં જતાં દયાગોરની પાટ પાસેથી નીકળ્યો.

હંમેશની ટેવથી ગોરે પૂછ્યું : 'કોણ એ?'

'હું તીકુ.'

'તીકુ, તું ક્યાંથી ભાઈ? ભાઇને મળવા આવ્યો હતો! સારૂં.'

તીકુ ડેલીની બહાર નીકળી ગયો, ગોરે પૂરી થયેલી માળાનો મેર આંખે અડાડયો :

## ૧૫

'અમજીઆ' ની વાત બહુ જૂની છે ભાઈ!' દયાગોર ચંદુને વાત કહેતા હતા :

'અમે બધા, હું, ગિરજો, અલી, મનજી, કીકો, તખુભા, અને શીંગડિયો બાવો બધા ૧૮-૨૦ ની અવસ્થામાં હતા ત્યારની એ વાત છે.

'અમારામાંથી સર્વની પહેલાં તખુભાનાં લગ્ન થયાં : તખુભાના બાપુ હરભમજી બહુજ ખાનદાન માણસ, બે પૈસે પોંચતા એટલે દીકરાને એણે પરણાવી દીધો. જે દિવસે તખુભાની વહુને લઈને વેલડું આવ્યું તે દિવસની વાત હજુયે મને સાંભરે છે. અમારામાં શીંગડિયો બાવો બહુ ઉતાવળિયો અને ક્રોધી. સીધો ચાલે ત્યાં સુધી સીધો, ફટક્યું એટલે તેના જેવો કોઈ ભૂંડો નહિ.'

'-બારોબર ગોધૂલી સમયે, ખબર લઈને અસવારો આવ્યા કે વેલડું આવી ગયું છે : એટલે તખુભા તૈયાર થઈને વેલડું ગોતવા નીકળ્યો, ગરાસિયામાં એવો રિવાજ કે જે કન્યા ખાંડે પરણીને આવે,

તે ગામની નજીક આવીને ખબર કહેવરાવે, વરરાજા વેલડાની સામે જાય, અને વેલડું સાથે લઇને આવે એટલે બન્નેનું સામૈયું થાય—

'શીંગડિયા બાવાએ એવી તરકીબ કરી કે વેલડું આવ્યું એટલે ત્યાં પહોંચી જઈ વેલડાંવાળાને અને સાથેનાં માણસોને સમજાવ્યાં, અમારા ગામમાં વેલડાં આવે છે તે બધાં આમને આમ સહેલાઈથી, ગામમાં જતાં નથી, કોઇ જગ્યાએ છૂપાઈ જાય છે; અને વરરાજાને બરોબર નવ નેજા લેવરાવે ત્યારે જ જડે, એવું ઊલટું સુલટું સમજાવીને વેલડાને છેક દીપડિયાના ધાર સુધી લઈ ગયો અને છૂપાવીને પોતે આવીને મંદિરને ઓટલે ગાંજાની ચલમ ભરીને બેસી ગયો.

'તખુભા બિચારો અડધી સીમ ઢૂંઢી વળ્યો, ન મળે વેલડું કે ન મળે કાંઇ વાવડ; છેવટે કંટાળીને મંદિર પાસે આવ્યો; એક તરફ ગામમાં સામૈયું ખોટી થાય, અમે બધાં સમજી ગયાં કે ભાઈબંધ શીંગડિયાનાં કાંઈક કારસ્તાન લાગે છે. અલી મૂળથી બહુ દયાવાળો. તે તરત જ મંદિર પહોંચી ગયો. મંદિરમાં જઈને શીંગડિયાને મનાવી જોયો પણ દાદ કોણ આપે!

'છેવટે મહામુશીબતે મનાવ્યો ત્યારે એ બોલ્યો 'તખુભા તુમસે કુછ ન હો સકેગા, ઔરત ભી નહિ ઢૂંઢ સકતે; અચ્છા દેખો મેં ઢૂંઢ દેતા હું. મગર યાદ રહે જગા કે વાસ્તે કુછ લડ્ડુ બડ્ડુ કા હો જાના ચઈયે.'

'રાતના ત્રણ વાગ્યે માંડ માંડ સામૈયું થયું, મોટેરા બધા ધુંવાં-પૂવાં થઇ ગયા, બાવાને કાંઈ અસર નહિ.

'લગ્ન થયાં અને બીજે વરસે ગામમાં મરકી ફાટી નીકળી; ગામ બધું ખાલી થઈ ગયું, ખળાવાડ છે ત્યાં ઝૂંપડાં કર્યાં અને બધાં ત્યાં રહેવા ગયાં.

'ઘણાં માણસો મરી ગયાં. સૌથી પહેલો ભોગ ગિરજાના પિતા તુળજારામ કાકા બન્યા. શહેરમાં ગયેલા ત્યાંથી તાવ લઇને આવેલા. બીજા ગયા હરભમજી, ગામમાં અરેરાટી બોલી ગઈ, જેમ ભગાય તેમ સૌ ભાગ્યા. એક શીંગડિયો બાવો, ગામમાં આંટા મારે. અમે ઘણો વાર્યો પણ માન્યો નહિ.

'શંકર ભગવાન મેરી સહાયમેં હૈ, તુમ લોક સબ ડરપોક હૈ,' આવું આવું બોલીને, મસ્તની જેમ ફર્યા કર્યો. એક વખત ચાર પાંચ દિવસ સુધી કોઈએ તેને જોયો નહિ, બધાંને થયું કાંઈક જરૂર થયું છે નહિતર છાપરે આવ્યા સિવાય રહે નહિ.

'અલી અને હું બન્ને રાત્રે બધાંને છેતરીને મંદિરે ગયા– મંદિરની ઓરડીમાં જોયું. ખૂબ દુર્ગંધ આવતી હતી. ખાટલા ઉપર શીંગડિયાનું મડદું પડયું હતું. બન્ને જણ ચોંકીને ભાગ્યા. બહાર જઈને વિચાર કર્યો, સવારના બધાને ખબર પડશે તો કોઇ અહીં આવવા નહિ દે. બાવાનું મડદું પડયું પડયું સડે તેથી બન્નેને શરમ આવી. મોઢે ડૂચો મારીને એમને એમ ખાટલો ઊપાડયો, રંગમતી ને કાંઠે ખાડો ગાળી, ખાટલો જ આખો દાટી દીધો. સવારે જઇને બધાને વાત કરી.

'બધાં ખૂબ ગુસ્સે થયાં. ગૌમુત્ર પીવરાવ્યું, ઊલટીઓ કરાવી, ત્રણ દિવસ અને ત્રણ રાત કડાકા કરાવ્યા.

'છ મહિને–રોગ શાન્ત થયો, એટલે સૌ પાછાં ગામમાં રહેવા ગયાં. ફીકો અને તખુભા ધીરે ધીરે ગાઢ મિત્રો થઈ ગયા. અલી તો જાણે એવો માણસ–!–મૂળ ધૂની, મરજી પડે તો મળે અને મરજી ન પડે તો મળે પણ નહિ.

'હું અને ગિરજો ધીમે ધીમે ધંધામાં પડી ગયા : પછી તો બધા પરણતા ગયા, અને અનેક ઉપાધિયોમાં પડતા ગયા :

'વચ્ચે વચ્ચે કોઈવાર બધા મળીએ હળીએ: પણ ફીકો અને તખુભા કોઈક જ વાર મળતા, તેમને માટે સંભળાતી વાતો સારી નહતી એટલે અમે ધીમે ધીમે તેના સંસર્ગમાંથી નીકળી યગા.

'અલી એક દિવસ એક વાત લઈ આવ્યો, 'તખુભા અમજીબાને ખૂબ મારે છે.' અમે બધા મળીને તખુભા પાસે મિત્ર ધર્મે બે શબ્દો કહેવા ગયા: પરન્તુ તખુભા, તખુભા મટી ગયો હતો. બિભત્સ શબ્દો વડે તેણે અમારું અપમાન કર્યું અને તખુભાની ડેલી કાયમ માટે અમારે માટે બંધ થઈ ગઈ.' ગોરે વાત કહેતાં ચંદુના વાંસામાં હાથ ફેરવ્યો, તેમની બંધ થઈ ગયેલી દૃષ્ટિ અદીઠ રીતે ફરીથી ઊઘડી હતી. મોઢાની એકેયે એક રેખા રહસ્યમયી બની ગઈ હતી.

'પછી સાંભળ્યું કે તખુભા ફરી પરણે છે. અમજીબાને પિયરથી માણસો આવ્યા, તખુભાને સમજાવ્યો, પરન્તુ અપમાન સિવાય તેમને કાંઈ મળ્યુ નહિ અને તખુભાનાં લગ્ન થયાં.

બીજાં બે ત્રણ વર્ષો ગયાં, અને તખુભાએ ત્રીજાં લગ્ન કર્યાં.

તેના ઘરની પછી કાંઈ માહિતી મળી નહિ; ફીકો અને તખુ અમારાથી જૂદા પડી ગયા, અને ગામમાં મોવડી ગણાવા લાગ્યા.

'વ્યસનો, મારામારીઓ, ચોરીચપાટીઓ આ બધામાં તેમનાં નામ લેવાતાં. અલી તો પછી સાવ ધંધાદારી બની ગયો. ભલું એનું ગાડું અને ભલું સ્ટેશન! ગિરજો અને હું બહુ જંજાળી થઈ ગયા.

'ચંદુ તને જનોઇ દીધી, એ વરસની વાત છે. ગામમાં ઝીણી ઝીણી વાત થવા માંડી કે દાજીએ અમજીબાને મારી નાખ્યાં. વાત ખૂબ ફેલાણી. સરકારી તપાસ થઇ, અમલદારો આવ્યા. ગામને થયું દાજીને કાંઇક છાંટા ઊડશે. પરન્તુ! કોણ જાણે કેમ વાત ઉપર ટાઢું પાણી રેડાઇ ગયું. અને અમજીબા ભૂલાઇ ગયાં.

બાઇ બિચારાં બહુ સારાં, તારી બા કોઇવાર વાત કરતી.' ગોરના મોઢા ઉપર અનુકંપાની રેખાઓ આવી હોય તેમ સાંભળનારને લાગ્યું, અવાજ જરા ખોખરો થયો. રખે કયાંક ઢીલા પડી જવાશે, સમજી ડોસાએ જોરથી ગળું ખંખેર્યું, અને વાતનો દોર ચાલુ રાખ્યો.

'શું શું સહન કર્યું? મેં તો જોયાં નથી. જોનારા કહે છે; શું રૂપ હતું! ચપટી ખણે તો આઠ દિવસ સુધી લાલ ચીમકી ઊઠી આવે. ભલાં પણ એવાં જ, બોલે તો મોઢેથી અમી નીતરે, તખુએ કોઇ દિવસ ગાળ સિવાય બોલાવ્યાં નથી. લાત સિવાય બીજી કોઇ નવાજેશ કરી નથી.'

'એવું શું થઇ ગયું કે આવડો મોટો અંટસ પડી ગયો?' કરશને આતુરતા બતાવી.

'કોણ જાણે ભાઇ, આમ તો કોઇ વાત સાંભળી નથી. ઊડતી વાતો આવતી કે બાઇમાં કાંઇક કહેવાનું છે. દાજીને બાઇની ઉપર કાંઇક વહેમ પડયો છે. આ બધા ખોટાં તૂત ભાઇ! દુનિયાં છે જ એવી છીંછરી હલકી, કંઇકને નામે આવી વાતો ચડાવી પાપના ભારા બાંધે છે : કયે ભવ છૂટશે?' ડોસાના શબ્દો ખૂબ હૃદય વેધક હતા. સાંભળનાર બધાયે તેની સામે જોયું. નિર્મોહ, નિર્હંકારના, મુખ ઉપર હોય છે એવું તેજ તેમના મુખ ઉપર હતું.

'પછી અમજીબા ભૂલાઈ ગયાં. અલી કોઇક વાર વાત લઇ આવતો, અમજીબા જીવે છેઃ દાજી ખૂબ હેરાન કરે છે. પરન્તુ તેની વાત કોઇએ સાંભળી નથીઃ પછી તો, પછી તો ઘણું બધું બની ગયુંઃ ભગવાન જાણે શું હશે?' ગોર અટકયા. વાત કહેનાર અને સાંભળનાર સર્વને સરખો પરિશ્રમ પડ્યો હોય તેમ લાગ્યું.

ઘણી વાર સુધી કોઇ બોલ્યું નહિ, 'ગોદી! વિજયા કયાં છે? બેટા!' ગોરે શાંતિનો ભંગ કર્યો.

'અહીં મારી પાસે બેઠેલ છે.' ગોદીએ જવાબ આપ્યો. તેની તંદ્રા હજુ ઊડી ન હતી.

'હવે તને કેમ છે, મારી મા ?' ગોરે ગોદીના અવાજની દિશામાં મુખ રાખી વિજયાને સંબોધી.

'હવે ઘણું સારું છે બાપુજી !' ગોદીએ વિજયાની વતી જવાબ આપ્યો.

વિજયાને ધીરે ધીરે ઠીક થતું હતું : શરીર પણ ઠીક થતું જતું હતું : હજુ કશું બોલતી ન હતી, પરન્તુ સર્વને આશા બંધાણી કે થોડાક દિવસમાં ફરક પડી જશે.

'ભાઇ, તું કાંઇ ઊંડા વિચારમાં પડી ગયો ?' બહુ વાર થઇ છતાં ચંદુ બોલ્યો નહિ એટલે ગોરે પૂછ્યું.

'કાંઇ નહિ, એટલું તો ખરું કે તીકુની વાતમાં કાંઇક તથ્ય છે. તીકુ ભલે ગમે તેવા ઇરાદાથી કહેવા આવ્યો હોય પણ વાત તદ્દન જૂઠી નથી લાગતી.' ચંદુ મૂળ વાતના અનુસંધાનમાં બોલે છે તેવું સર્વ કોઇ સમજ્યાં.

'વાત સાચી હોય, અને અમજીબા ખરેખર જીવતાં હોય તો જરૂર કાંઇક કરવું જોઇએ.' ચંદુ બોલીને પાટ ઉપરથી ઊઠી ગયો. કોઇએ કાંઇ જવાબ આપ્યો નહિ.

'કરશન, રમજાન આજે તને મળ્યો હતો ?'

'ના ભાઇ રમજાન બે દિવસથી તાલુકે ગયો છે.' કરશને જવાબ આપ્યો.

'કરશન, ચાલ આપણે અલી કાકાને મળીએ :' ચંદુએ કહ્યું.

ધરતી ઉપર માનવી–માનવીની વચ્ચેનાં વેર જેવું કાળું ઘોર અંધારું ઊતરવા માંડ્યું હતું.

૧૬

**ગોમતીનો** પત્ર આવ્યો હતો. ચંદુ પત્ર વાંચીને ઊંડા વિચારમાં પડી ગયો. અહીં આવ્યા પછી તેણે ગોમતીને લખેલા પત્રો બહુજ ટૂંકા, માહિતી પૂરતા જ હતા.

ગોમતી ખૂબ ઉતાવળ કરતી હતી. ધંધા અંગે પણ ચંદુની જરૂર હતી. આ બધું સંભાળવા માટે હવે જવું જ જોઇએ.

તે એક કલ્પના કરીને રંગપુર આવ્યો હતો; તેને તેનું ગામ જોવું હતું, મા, બાપ પત્નીને મળવું હતું; અને એ બધાંની વચ્ચે ગોમતી અને વિભૂતિનું સ્થાન નક્કી કરવું હતું.

પ્રસંગો, તેને જૂદી રીતે ખેંચી રહ્યા, જૂદા બનાવોનો તેને સામનો કરવો પડયો. અને તેને રોકાઇ રહેવું પડયું. એક તરફ જેને માટે તેણે કાયા કસીકસીને માર્ગ કર્યો હતો તે પૈસા, તેને પ્રાપ્ત થતા જતા હતા, અને હજુ અનેક રીતે પ્રાપ્ત થાય તેવી સંભાવના હતી.

એ પૈસા વડે, ગોદી, ગોર, અને ગોમતીનું સ્થાન જગતના કોઇપણ ગામમાં તે સ્થાપી શકે તેની પણ તેને ખાત્રી હતી.

'તો પછી આ નિરાળી રીતે ઝૂઝવાની શી જરૂર? ગામમાં આવીને સાંભળેલું, જોયેલું બધું ભૂલી જવું! ભૂલી જતાં કેટલીવાર? દેવુ, રંભા, અલીકાકા, ઝીકાશેઠ-તખુભા દાજી, બીજાં આવાં અનેક. આ બધાંના પ્રશ્નોનો નિવેડો તેનાથી થઇ શકે ખરો? પારકી ઉપાધિ જગતમાં કોણ કરે છે? સર્વને પોતાનું ગણાય એવું ઘણું હોય છે. ગામમાં બીજાં પણ ઘણાં છે: તેની એકલાની આ ફરજ છે!

'આ લોકોનો પ્રશ્ન શું! મુખ્યત્વે ગરીબાઇ! કેટલાની ગરીબાઇ તે મટાડી શકે? તેની ગરીબાઇ ટાળવા કોઇયે મદદ કરી હતી! કાયાને મકોડે, મકોડે તેલ સિંચી સિંચીને તેણે પસીનો નિતાર્યો ત્યારે તેને સિદ્ધિ મળી હતી; જગતમાં કોઇનું કર્યું શું થાય છે! કર્મની ગતિ પણ આને માટે જવાબદાર નથી?'

ચકડોળમાં બેઠેલો માનવી જેમ ચક્કર ચક્કર ફરે, તેમ ચંદુના મગજનાં યંત્રો અનેક વિચારો કરી રહ્યાં:

'આ બધું જ્ઞાન પહેલાંથી જ હોત તો ગોમતીને બચાવવા માટે આ બધી કુરબાની તેણે કરી હોત? ત્યારે શું જે તે કરી રહ્યો હતો તે બધું દંભ ખાતર? દેખાવ ખાતર કરી રહ્યો હતો? તેને કોઈ આદર્શ ન હતો? જીવનનું મૂલ્ય ન હતું?

'જીવનનું મૂલ્ય કઈ રીતે અંકાય? પૈસા ભેગા થાય, સ્ત્રી હોય, બાળકો હોય; બે, પાંચ, દસ બંગલાઓ હોય! ગાડી, ઘોડાં, વાડી, વજીફા! આજુબાજુ ભાઈ! કહેનારાઓનું જૂથ. તેમાં જીવનનું મૂલ્ય નથી? બહુ થાય તો, બે પાંચ હજાર ખર્ચી કોઇક જગ્યાએ આરસપાણની થોડી તકતીઓ પણ લગાડી શકાય; એથી વધુ શું?'

'જગતના ડાહ્યા ગણાતા વ્યવહાર કુશળોની આ સૃષ્ટિ: તેમાં શી કમીના છે? થોડી જિંદગી–કેટલી ઉપાધિ થઈ શકે?'

ચંદુની વિચાર પરંપરાએ બેચેની ઊભી કરી; તેને લાગ્યું કે તે નિર્બળ માણસ છે; જીવન માર્ગને રસ્તે કાળજીથી ઘડેલાં પગથિયાં ઉપર ન તો તે ધીરે ધીરે ચડી શકે છે: નતો ધીરે ધીરે ઊતરી શકે છે. કાંતો છલાંગો ભરી છેક મથાળે જવાનો પ્રયત્ન કરે છે કાં તો કૂદકો મારી નીચે ઊતરી જવાની હિમાયત કરે છે? તે શું સ્વપ્ન-દૃષ્ટા માત્ર છે:

તેને ગામડું વહાલું છે, ગામડાના લોકો તેને હૈયે ચાંપીને બેસી શકે છે: પરન્તુ; વ્યહવાર, પૈસા, દુનિયાદારી જૂદે રસ્તે જવા પ્રેરે છે? ખરેખર તે દંભી છે: દુનિયાના બીજા કોઈ પણ માણસ જેટલોજ:

તેણે જેમ બને તેમ જલદી એક માર્ગ લઈ લેવો જોઈએ, ત્રિશંકુ જેવી સ્થિતિમાંથી નીકળી સાચે રસ્તે ચડવું જોઈએ:

'ભાઈ તમારું માથું ચડયું છે!' ચંદુને સૂમસામ બેઠેલો ગોદી જોઈ રહી હતી: 'લાવો જરા દવા ચોપડી આપું.'

'ના. મને કંઈ નથી': ચંદુએ આળસ મરડયું: 'ગોદી તારે મુંબઇ આવવું છે? ચાલો આપણે બધાં મુંબઈ ચાલ્યાં જઈએ.'

'કેમ!' ગોદી ભાઈ ને પડખે બેસી ગઈ: 'અહીં હવે ગમતું નથી?'

ચંદુએ ફરીથી આળસ મરડયું.

'હજુ ઘર પૂરું થયું નથી: ભાભીને મુંબઈમાં ગમશે? બાપા તો કહે છે મારે હવે ઘર મૂકીને ક્યાંઈ જવું નથી.' ગોદી સમજી ભાઇને આ મુશીબતોનો ખ્યાલ નહોતો:

'ઘરને કેટલી વાર લાગશે હજુ?' ચંદુએ પૂછ્યું.

'માવજી કાકા કહેતા હતા કે મહિનામાં પૂરું થશે' ગોદીએ જવાબ આપ્યો. 'ઘર પૂરું થઈ જાય પછી તમે જાવ ભાઈ.'

'કેમ તું નહિ આવે?'

'હું આવું તો પછી ભાભી અને બાપાનું શું થાય?' ગોદીને લાગ્યું ભાઈ તો જાય જ ને!

ચંદુએ ગોદીના મોઢા સામે જોયું: તેના મુખ ઉપર કાંઈ દુઃખ ન હતું. કોઈ ગ્લાનિ ન હતી: તેણે હેતથી ગોદીના માથા ઉપર હાથ મૂકયો ને પૂછયું–

'તને અહીં ગમે છે ગોદી?'

'કેમ ન ગમે? અહીં બધાં છે, બાપુ, ભાભી, તમે, મહેષભાઈ, અલીકાકા. ઘેર ન ગમે તો કયાં ગમે?' ગોદીએ નિખાલસતાથી જવાબ આપ્યો.

'તેં મુંબઈ જોયું નથી! સ્વચ્છ ઘર, ફૂલની વાડીયું: ઘૂઘવતો સાગર, મોટર ગાડીઓ, જાતજાતનાં માનવીના મેળાઃ બીજું આવું અનેક રોજ નવું નવું જોવા મળેઃ નવીનતા જ નવીનતા.' ચંદુને પોતાને પણ કરેલું વર્ણન જરા બેહૂદું લાગ્યું.

'બળ્યું એ બધું તો મૂંઝવી દયે. મુંબઈ જવાનું નામ પડયું છે ત્યારથી દેવુ બહેન તો બિચારી દૂબળી પડી ગઈ છે.'

'મારે નથી આવવું, તમે જાવ ભાઈ.'

'ગોદી, મહેષ કેમ હવે આવતો નથી?' ચંદુએ વાતની દિશા બદલી.

'તમારી ઉપર ગુસ્સે થયા છે.' ગોદીએ જવાબ આપ્યો.

'કેમ, મારા ઉપર ગુસ્સે થયો છે?' ચંદુ જાણતો હતો છતાં ગોદીના મનોભાવ સમજવા પ્રયત્ન કર્યો.

'મહેષભાઇ માને છે કે તમે ગોમતી ભાભીને કયાંક લઈ ગયા છો. મેં સમજાવ્યું કે ભાઇ આવું કરે નહિ, પણ તે માનતા નથી.'

'તું શું માને છે ગોદી! હું ગોમતી ભાભીને લઈ જાઉં ખરો?' ચંદુનો સવાલ વેધક હતો.

'ના, ભાઇ બધાં જૂઠાં છે.' ચંદુને લાગ્યું કે જવાબ નિર્દોષ બાળકના જેવો છે :

'ભાઇ, તમે મહેષભાઇને કેમ બોલાવતા નથી? બોલાવો ને! કાકીને મળવા પણ ગયા નથી : દેવુ બહેન કહેતી હતી, કાકીને બહુ ધોખો થાય છે. મહેષભાઇ બિચારા ભોળા છે : એનો કાંઇ વાંક નથી. ગામનાં માણસો એને ચડાવે છે : તમે કહેશો એટલે તેના મનમાંથી રોષ નીકળી જશે.' ગોદી ઘણા દિવસથી રાહ જોતી હતી તે બોલી ગઈ.

'ગોદી? જો હું ગોમતી ભાભીને લઇ ગયો હોંઉ તો?' ચંદુએ ગોદીની સામું જોયું. 'તો તો મહેષ, કાકી ગામનાં માણસ બધાં સાચાં ને? પછી મહેષનો રોષ કેમ ઊતરે?'

'તમે કાંઇ ગોમતી ભાભી લઇ જાવ નહિ, મને નકામા ચિડાવો છો.' ગોદીએ વાત માની નહિ.

'ખરેખર?' ચંદુએ સહજ હસી લીધું.

'ના બા, મારો ભાઇ આવો ન હોય' ગોદી લહેકો કરી બોલી.

'ગોદી બેન, તમારી દાળ બળી જાય છે :' દેવુએ ઘરમાંથી બૂમ મારી.

'હાય, હાય સાવ ભૂલી જ ગઇ' તે દોડતી જતી હતી : ચંદુને લાગ્યું કે ગોદી હજુ બાળક છે : હાથમાં તેડીને રમાડવા જેવું એ બાળક! ચંદુને થયું પોતે ગોદી જેવો બની જાય તો કેવું?

વિજયા ચંદુના પગ પાસે આવીને બેસી ગઈ હતી. ચંદુની પાસે પડેલો ગોમતીનો પત્ર તે ફેરવી રહી હતી.

ચંદુએ વિજયા ને જોઇ. અનંતકાળના ગાળા પછી ધરતી અને મેઘ મળે તેવું એ મિલન હતું : જે દિવસની જે પળની ચંદુ રાહ જોઈ રહ્યો હતો તે પળ શું ઊગી હતી? તેને બોલવાનું મન થયું.

શબ્દો મનમાં ગોઠવાણા પરન્તુ બહાર નીકળી અવાજ ઉપજાવી શકયા નહિ.

બન્ને નજર એક થઈ. બન્નેને જાણે કંઇક કહેવું હતું પરન્તુ બન્ને અવાક થઈ ગયાં.

એક નજરમાં ઠપકો હતો. 'મને છેક ભૂલી જ ગયા ?'

બીજી નજરમાં દયા માટેની અનુકંપા હતી : કેટલો ગુસ્સો-ક્રોધ કોઈ દિવસ ઉતરશે નહિ? ચંદુએ વિજયાના હાથ ઉપર હાથ મૂકયો. વિજયાએ હાથ ખસેડયો નહિ.

'ભાભી-ભાભી કયાં ગયાં ?' ગોદી વિજયાને ન જોવાથી બૂમ મારતી બહાર નીકળી.

ભાઈ અને ભાભીને તેણે સામે બેઠેલાં જોયાં.

પહેલાં તેને સંકોચ થયો, બીજી પળે તે ઉલ્લાસથી ભરાઇ ગઇ. નાની નણંદી બની ગઈ—ટીખળ કર્યું.
'કેવા જૂઠાં છે : મોટાં રાણીની જેમ આવીને ભાઇ પાસે બેઠાં છે.' તે ભાભીની પાસે આવીને ભરાઈ ગઈ.

ચંદુ તરફ આંગળી ચીંધી તેણે અબોલ વિજયાને પૂછયું :

'આને ઓળખો છો ?' વિજયા કુતૂહલથી જોઇ રહી. તેણે તો છૂટી પડી ગયેલી ચંદુની લટને બીજા વાળ સાથે સરખી કરી.

ગોદી જોરથી હસી પડી : 'કેવા પાકા છે :'

'કેમ ગાંડી, કેમ પજવે છે ?' ગોરનો અવાજ આવ્યો. તેમણે બધી વાત સાંભળી હોય તેમ લાગ્યું: મોટેથી બોલાયેલું વાકય ચારે તરફ સંભળાયું: દેવુ ઘરમાંથી બહાર નીકળી અને કરશન ડેલીમાંથી અંદર આવ્યો.

બધાં ખેંચાઇને ચંદુ અને વિજયાની પાસે આવ્યાં.

ગોદી ફરીથી હસી પડી. હાસ્યના પડઘા ઘણા વખત સુધી બધાંના કાનમાં ગુંજી રહ્યા.

## ૧૭

પ્રસન્ન ચિત્તે બીજે દિવસે ચંદુએ ગોમતીને પત્ર લખ્યો.

ભાભી,

ગઈ કાલે તમારો પત્ર મળ્યો, વાંચીને ખૂબ વેદના થઇ આવી. મહાતોફાનનું એક મોટું મોજું ઊભું થયું અને દિલના તારેતારને ઝણઝણાવી ગયું:

તમે મને ઓળખો છો. હું નરમ માણસ નથી: નિશ્ચયી અને મક્કમ છું. પરન્તુ હું પણ માણસ છું. અહીં આવ્યા પછી, મારે તમને આપવી જોઈતી કેટલીક માહિતી મેં તમને આપી નથી. મને એમ થયું દુ:ખની વાત તમને રૂબરૂમાં કહીશ. દુ:ખને વખતે સ્વજન પડખે હોય તો દુ:ખ સહન કરવામાં ધીરજ રહે.

પરન્તુ મને લાગે છે, વહેલું મોડું દુ:ખ થવાનું છે જ, એટલે એ દુ:ખ વહેલું આવે તેમ સારૂં કે જલદી ભોગવાઈ જાય!

ઉલ્લાસથી અને આશાથી એક દિવસ મે અહીંની ધરતી ઉપર પગ મૂકયો. ઘણાં વર્ષે માને મળવાથી દીકરાને જે આનંદ થાય તેવી લાગણી સાથે રંગમતીની ભેખડો અને રંગપુરની ધરા લાંબા હાથ કરીને મને ગોદમાં લેતાં હોય તેવા મારા મનોભાવો થયા. મને આશા હતી, ઉત્સાહ વધ્યો, મારી મા–મારું ગામડું મને નહિ જ તિરસ્કારે !

બળબળતે બપોરે અલી કાકાના ગાડાએ મને ઘરમાં મૂકી દીધો. નિર્જન વનમાં એકાકી ઝાડ જેવા ઘરમાં સ્મશાનની શાન્તિ હતી.

પછી તો મેં જે જોયું તે કઠણ હૈયું કર્યા સિવાય ન જોવાય તેવું હતું. મારે ઘેર, બે જણાં છે. એક ગોદી અને બીજા બાપા. ત્રીજી એક વ્યક્તિની હસ્તી હતી, પરન્તુ તે ઘરમાં ન હતી; પિયુના વિરહે ભાનભૂલી બની બાપને ઘેર દિવસો પૂરા કરતી હતી. બેમાંયે એક બિચારી ગોદીઃ અરેરે ! સંસારનું તમામ સુખ પરવારી વિધવા બની ગઈ હતી. અને બાપા બિચારા દુઃખથી ઝરી ઝરી વધુ ન દેખી શકવાથી અંધ બની ગયા હતા.

તમારે ત્યાં પણ આવા જ બનાવો સાંભળ્યા. ગિરજાશંકર કાકા મૃત્યુ પામ્યા છે. મહેષ છે પણ એ મહેષ રહ્યો નથી. રંભા મરી ગઇ છે. દરિદ્રતા અને ઓશિયાળાપણું એ એમની મૂડી રહી છે.

મને લાગ્યું હું ન આવ્યો હોત તો ? જીવનના વહેણને જુદી રીતે વાળ્યા પછી, ફરીથી આ સૃષ્ટિમાં મારે શું હતું ? ગામના સ્વાગતમાં ગાળો, તોળાઇ રહેલી લાકડીઓ ! અને આવું બધું અનેક મારી વાટ જોઇને બેઠું હતું.

'હું હારણ થઇ જાત, પાછો ભાગી આવત; પરન્તુ તેમ ન કરી શકયો, અને અંદર રહી ગયો; એવી સમજથી કે આ દુઃખ અને આ સ્વાગત મારે ભોગવવાં જ જોઇએ.

કારણ આ બધાં ગમે તેવાં તોય મારા દુઃખે દુઃખી થયાં છે. મારા કૃત્યે જીવન ખોઇને નિશ્ચેતન બની બેઠાં છે.

મેં બધું જોયું, સાંભળ્યું, અને કઠણ હૈયે પચાવવા માંડયો. થાકી જાઉં છું ત્યારે અલીકાકા જેવા પાસે કે ગોદી જેવાં પાસે બેસી કંઇક આશ્વાસન મેળવી લઉં છું.

આ બધી જાણે કુટુમ્બ ખુવારીની કથા, પરન્તુ સર્વથી વધુ દુઃખદાયક અને અશ્રુ નિતરાવે તેવી ગામની કથા છે.

ગામમાં રડયા ખડયા અપવાદ સિવાય કોઇ સારૂં માણુસ મળી શકે તેમ નથી. ચારે તરફ એક જ નાદ છેઃ અજ્ઞાનતા–કુટિલતા અને પેટ ભરવા માટેનાં બાથોડિયાં. દસ વર્ષમાં મારું–આપણું ગામ ભાંગી ગયું છે.

આજે નીકળું કાલે નીકળુંઃ નીકળાતું જ નથી. કયારે નીકળાશે તે કહેવું કઠણઃ આ ગામ મૂકીને ચાલી નીકળવું મારે માટે ખરેખર દુઃસમ જેવું થઇ ગયું છે! હું ગામનો દીકરો ઊઠી–ગામની આ દશા જોઇ ભાગી છૂટું, પછી મારા ગામનું શું?

ગઇ કાલે મેં અનેક રીતે જીવન ઉપર વિચાર કરી જોયો. મારાથી બે વાત નહિ બને. કાંતો હું એકલો સુખી થાઉં અને સાથે મને વળગી રહેલાં બે પાંચ દસ જણને સુખી બનાવું અને કાંતો મારા ગામને માટે કંઇક કરી છૂટું. હું સુખી થાઉં તેમાં મને મહત્વ દેખાતું નથી. એ સુખ કાચના કટકા જેવું છેઃ કેટલું ચાલે? બહુ બહુ તો પેઢી બે પેઢી સુધી. મારા ગામનાં અનેકને હું સુખી કરી શકું તો મને અને મારી અનેક પેઢીઓને સુખ મળે. શાશ્વત ટકે તેવુંઃ ફૂલ ગુલાબી કળીએ મહેકતું.

મારો હવે આ નિશ્ચય થઇ ગયો છે. ચારે તરફથી મને બધાં ખેંચી રહ્યાં છે. વનરાજીનો મોરલો–કળા બતાવી બતાવીને મને વીનવે છે,

હું અહીં છું; શેરીનાં કૂતરાં-ભસી-ભસીને મને ઠપકા આપે છે: 'ક્યાં જાય છે?' ખેતરોમાં બોરડીનાં ઝાળાં પગમાં વીંટાઇ વીંટાઇને કહે છે 'ક્યાંય જવાનું નથી. ભલા જઇ જઇને ક્યાં જઇશ?'

માનવીએ માનવી, પથ્થરે પથ્થર ઝાડે ઝાડ ઠપકા ભરી આંખે મારી હિજરતને જોઇ રહ્યાં છે: હવે હું આ બધાંને મૂકી શકું નહિ.

હવે રહી ત્યાંની વાત. એ હું હવે જલદી પતાવી લઇશ—અને તમારી વાત—તમારું સ્થાન અમારા બધાંની વચ્ચે સર્જાઇ રહ્યું છે: ગામની વહુ કે દીકરીની જગ્યા ગામમાં જ હોય—કોઈ રોષ કરે ઠપકો આપે—પણ કોઈ તેને તિરસ્કારી શકે નહિ:

તમારી વાત ઘણું પૂછે છે. કોઈ ગુસ્સાથી, કોઈ શાન્તિથી પરન્તુ સર્વના પ્રશ્નમાં તમારે માટે આતુરતા છે-ઝંખના છે. તમે અહીં આવી અને બધાંની વચ્ચે સમાઈ શકશો—સરિતા જેમ સાગરમાં સમાઈ જાય છે તેમ:

રવા રબારીના દીકરા દેવુની વહુ આપણે ત્યાં કામ કરે છે. તેનો ભાઈ કરશન—પણ આપણે ઘેર જ રહે છે. દેવુના વરને કાંઇક ગંભીર દર્દ થયું છે: તેને હું થોડા વખતમાં મુંબઈ મોકલવાનો છું. સાથે મારાથી બનશે તો હું પણ આવી જઈશ.

તમે તૈયારીમાં રહેશો. ત્યાંથી બધું આટોપીને આપણે જલદી પાછું ફરવું છે:

મારી વાતો ઉપર શાન્ત ચિત્તે વિચાર કરશો—ભાભી, મને તમારા આશીર્વાદની જરૂર છે-મને એટલી આશા જરૂર છે તે મળી રહેશે.

વિભૂતિને લાડથી બોલાવશો.

લી. ચંદુ

આ પત્ર પૂરો કર્યા પછી એક વાત યાદ આવે છે. વિજયા અહીં આવી ગઈ છે. તેની તબિયત સુધરી રહી છે. ધીરે ધીરે સ્મૃતિ સજીવન થશે : ચિંતા કરશો નહિ.

પત્ર પૂરો કર્યા પછી–ચંદુએ કરશનને બોલાવ્યો—' ભાઈ—જો મેં આ પત્ર લખી નાખ્યો. તમે જલદી તૈયાર થાવ'—ચંદુએ કવર કરશનના હાથમાં મૂકયું :

' રમજાન તું કયારે આવ્યો ? ' દાખલ થયેલા રમજાનને ચંદુએ પૂછયું.

' હમણાં જ આવ્યો. ' રમજાને જવાબ આપ્યો.

' ઠીક થયું, હું તારી રાહ જોતો હતો.' ચંદુએ રમજાનને બેસવા કહ્યું:

' કરશન, તું કાગળ ટપાલમાં નાખી આવ આપણે બહાર જવું છે.'

' રમજાન ચાલ નદીએ આંટો મારીએ.' રમજાન અને ચંદુ બહાર નીકળ્યા.

' રમજાન તને ખબર છે? તીકુ મને મળવા આવ્યો હતો. ' રસ્તે ચાલતાં ચંદુએ રમજાનને કહ્યું :

' ના, કયારે ?' રમજાનને કુતૂહલ થયું.

' બે ત્રણ દિવસ પહેલાં એકાએક આવી ચડ્યો.' ચંદુએ રમજાનને વાત કહેવા માંડી. ' પહેલાં તો મને ખૂબ આશ્ચર્ય થયું; તીકુ મને મળવા આવે! તીકુની વાત સાંભળી મને થયું કે તીકુ બદલાઇ ગયો.'

' માનશો નહિ ભાઇ. એ ફરંદાબાજ માણસ છે. ' રમજાનને થયું ' ચંદુ ભોળવાઇ ગયો લાગે છે.'

'હશે. પરન્તુ તેણે કહેલી વાત ફરંદાબાજ ન હતી.'

' શેની વાત હતી ?'

'તેં આ ગામમાં ક્યાંઇ પિંજરામાં પૂરાયેલું માણુસ જોયેલું છે?' તીકુએ કહ્યું હતું કે તને આ પિંજરાની ખબર છે; તે આવ્યો હતો પિંજરામાંથી માણુસની મુક્તિ ખોળવા.

'પિંજરૂ મેં જોયું નથી. પણ મેં સાંભળ્યું છે કે તખુભા દાજી પિંજરામાં કોઇને પૂરીને દુ:ખ દે છે. બાબાને મેં પૂછ્યું હતું પરન્તુ બાબા કાંઇ જાણુતા નથી એમ કહેલું.' રમજાને ચંદુને ખુલાસો આપ્યો.

'તીકુ કહે છે તેણે પિંજરૂ જોયું છે, અને પિંજરામાં અમજીબા છે. એમ તેણે પૂરાનાર પાસેથી કાનોકાન સાંભળ્યું છે. બાપુએ મને અમજીબાની વાત કહી અને અલીકાકા પણ તેમજ કહે છે.' ચંદુએ વધુવાર સ્ફોટ કર્યો.

'રમજાન, આપણે તપાસ કરીએ, તીકુની વાત સાચી હોય તો હું મારાથી બનશે તે કરીશ એમ મેં વચન આપ્યું છે. ચંદુએ વાતની પછવાડે રહેલી પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

'ભાઇ તમે શું કામ આ પંચાતમાં પડો છો? નકામી ઉપાધિ વહોરવી. તમારે ક્યાં અહીં રહીને જીંદગી કાઢવી છે. બે-પાંચ દિવસ મહિનો માસ. નિરાંતે રહો.' રમજાનને ચંદુની વાત યોગ્ય ન લાગી.

'કેમ-કોઇ માણુસની જીન્દગી બચતી હોય તો તેમાં મદદગાર થવું એ આપણી ફરજ નથી?' ચંદુએ આટલું બોલીને મનોભાવ પારખવા રમજાનની સામે જોયું.

'બાબાને તમે પૂછ્યું ભાઈ?' રમજાને પૂછ્યું.

'હાં-બાબા કહે છે-તપાસ કરીએ. આવું હોય તો જરુર કાંઇક કરવું ઘટે.' ચંદુનો જવાબ મક્કમ હતો.

'ભાઈ તમે મુંબઈ ક્યારે જવાના છો! તમે મને કહ્યું હતું હું તને સાથે લઈ જઈશ.' રમજાને વાતનો વળાંક ફેરવ્યો.

'મારું નક્કી નથી. રમજાન—તારે મુંબઈ જઈ શું કરવું છે?' ચંદુએ પૂછ્યું.

'મને અહીં ગોઠતું નથી. મારે પૈસા પણ કમાવા છે—ભાઈ,' ચંદુને એણે હૈયાની વાત કરી:

'કોણે કહ્યું મુંબઈમાં પૈસા છે? અહીં ન ગમવા જેવું શું છે?'

'અહીં કંઈ નથી. પૈસા બધા મુંબઈમાંથી જ લાવે છેઃ તમારી જ વાત છે ભાઈ. તમે પણ ત્યાંથી જ લાવ્યા છો.'

રમજાનની વાત સાંભળી ચંદુને હસવું આવ્યું: 'રમજાન, હું તને અહીં બેઠાં પૈસા અપાવું તો? પૈસાને તારે શું કરવા છે?

'પૈસાને શું કરવા છે! બધાને પૈસા તો જોઈએ એને ભાઈ—સુખે રહેવાય, બાબાને અને અમ્માને સંતોષ થાયઃ પૈસા વગરનું જીવવું નકામું છે.'

'તારે કેટલા પૈસા જોઈએ છે?' ચંદુએ કાતર—નજરે રમજાનનું માપ કાઢવા પ્રયત્ન કર્યો.

'બે—પાંચ હજાર થઈ જાય તો નિરાંત.' રમજાને કહ્યું:

'બસ! ચંદુ હસી પડ્યો. હું તને પાંચ હજાર આપી દઇશ. પછી તો મુંબઈ નહિ જાય ને?'

'તમે એમને એમ આપી દેશો. મહેનત કર્યા સિવાય એવા પૈસા કેમ લેવાય?' રમજાને મુશ્કેલી અનુભવી—'બાબા અને અમ્મા મને ઘરમાંથી કાઢી મૂકે.'

'કેમ—તું કહે છે ને પૈસાથી તેમને સંતોષ થશે!' ચંદુનો જવાબ ઊંડી અભિરૂચિ વાળો હતો.

'સંતોષ જરૂર થાય, પરન્તુ આવી રીતે પૈસા લઇ લેવાથી

નહિ, મહેનત કરીને ખરી કમાણીથી મેળવેલા પૈસાથી.' રમજાન જે માનતો હતો તે બોલી ગયો.

'ત્યારે તારી પાસે પૈસા નહિ થાય.' ચંદુએ કહ્યું.

'કેમ ?' રમજાને આશ્ચર્ય અનુભવ્યું.

'મહેનત કરવાથી બે-પાંચ હજાર તો શું પાંચસો પણ ભેગા થવા કઠીન છે. મહેનત મજૂરી કરવાથી પૈસા થતા નથી. પેટ ભરાય છે. પૈસા સર્વ કોઈ મેં કહ્યું તેમજ ભેગા કરે છે : કોઈ તર્ક લડાવે છે, કોઇ કોઇને રોવડાવે છે, અને કોઇ કોઇના લઇ લ્યે છે. કોઇ કોઇને આપતું નથી.' ચંદુની વાત રમજાન પૂરેપૂરી સમજ્યો નહિ.

'ત્યારે તમારી પાસે પૈસા થયા તે કેમ થયા : તમે મહેનત નથી કરી ભાઇ ?' રમજાન એકદમ અંગત વાત ઉપર આવી ગયો.

'તેનો ઇતિહાસ પણ તેવો જ : મહેનત ખરી, પણ સાધારણ મહેનતથી મને જે મળ્યું, તેના કરતાં અનેક ગણું અત્યારે મને મળી રહ્યું છે : હું અહીં છું તોય રોજની મારી કમાણી રૂ. ૫૦૦ થી ઓછી નથી. મહેનત કરવા વાળાને શું મળે છે ? વાત કરતાં ચંદુના મોઢા ઉપર ગ્લાનિ આવી : પૈસાના સંગ્રહની કથા ગમે ત્યાં સાંભળ, તે બધાની પછવાડે ઊંડું દુઃખ—ઊંડું રૂદન જ દેખાવાનું.' ચંદુ હજુ કાંઈક વધુ કહેત, પરન્તુ રમજાને વાત અટકાવી દીધી.

'ભાઇ મારે આવા પૈસા નથી જોઇતા. મારો રોટલો છાશ વધુ સારાં છે'

'હું પણ મેળવેલા બધા પૈસા છોડી દેવા માંગુ છું' ચંદુએ કહ્યું. રમજાનને લાગ્યું ચંદુ મશ્કરી કરે છે.

'ભાઇ એવું તો કોઇથી બનતું હશે !'

'કેમ ન બને ! પૈસા હોય તેથી શું વધું છે ! તારામાં અને મારામાં શો ફરક છે ! ચંદુએ સ્પષ્ટતા અનુભવી :

'તમે પૈસા ક્યાં ફેંકી દેશો ભાઈ?'

'આપણા ગામમાં લાવીને બધાય પૈસા વાપરી નાખવા વિચાર કર્યો છે.' ચંદુએ જવાબ આપ્યો.

'ગામમાં! પૈસા ક્યાં વપરાય?'

'ગામમાં ઘણા પૈસા વાપરવાની જરૂર છે ભાઈ–તું જોઈશ કે ગામમાં વાપરવા માટે મારા પૈસા ઘણા ઓછા છે.'

'અહીં તમે શું કરવા માગો છો ભાઈ!'

'અહીં ઘણું કરવાનું છે. હું તને નિરાંતે સમજાવીશ. તારી મદદની બહુજ જરૂર પડશે. તું મારે પડખે રહીશને રમજાન?' રમજાને ચંદુ તરફ નજર કરી. તેની આંખમાં ઊંડું ઊંડું ઘણું ભર્યું હતું.

'રમજાન તું પિંજરાની વાત શોધી કાઢ અને તીકુને ખોળી કાઢી મને મળવાનું કહે.'

'ભલે ભાઈ ત્યારે હું જાઉં.' રમજાન છૂટો પડયો. જતાં જતાં તેણે ચંદુને કહ્યું 'ભાઈ તમે એક વખત બાબાજાનને મળજો.'

'વારૂ.' કહીને ચંદુ હસી પડયો–તેના મોઢા ઉપર શબ્દો આવીને રહી ગયા. 'ભોળિયો રમજાન!'

## ૧૮

દિવસ ભરની સખત ગરમી પછી ઠંડી થતી જતી હતી. શાન્તિની છાયા પાથરતી પાથરતી આગળ વધ્યે જતી હતી. દુઃખ અને દરિદ્રતાથી વિંટાયેલો માનવ-સમૂહ કયાંઈથી પણ રૂકાવટ નહિ પામેલા પવન અને નિઃશબ્દ શાન્તિને માણતો, માથી યે મીઠી નિદ્રાને ખોળે આળોટી રહ્યો હતો.

મધરાત થઈ ત્યારે એક માનવી એક ઘરમાંથી બહાર નીકળ્યો. તેની વાંકી વળી ગયેલી કેડને તે દઢપણે સીધી રાખીને એક પછી એક એમ બે ત્રણ શેરીઓ વટાવી એક શેરીમાં વળી ગયો.

શેરીનાં એક ફળીમાં તેણે જોયું, ખાટલા ઉપર એક માણસ ઘસ ઘસાટ ઊંઘી રહ્યો હતો. આવનારે ફળીનો ઝાંપો ઉઘાડી, ઊંઘનાર ને ઢંઢોળ્યો. ઊંઘનાર ઝબકીને જાગ્યો-તેના મોઢા ઉપર આશ્ચર્ય ઉદ્ભવે, તે કાંઈ પણ બોલે તે પહેલાં આવનારે, આંગળા ઊંચી કરી નાક ઉપર મૂકી 'ચૂપ! મારી સાથે ચાલ.'

'તમે! તું કોણ......છો?' ઊંઘતો માણસ બેઠો થઈ ગયો.

'મહેષ મારી સાથે ચાલ!—'આગંતુકે સંબોધન કર્યું'.

'કયાં?' મહેષની સુષુપ્તિ ઊડી ગઈ હતીઃ

'તેં મને ઓળખ્યો!'

'તમે કોણ?'

'હું અલી. અલી મિયાં!'

'તમે! આવી રીતે મને કયાં લઈ જાવ છો!' મહેષે જવાબ આપ્યો.

'એક સ્ત્રીની આબરૂ બચાવવાની છે. ચાલ જલદી કર મોડું થઇ જશે.' અલીએ મહેષનું કાંડું પકડયું.

'સ્ત્રીની આબરૂ! કયાં બચાવવાની છે,? મહેષ ઊભો થયો.

'તું મારી સાથે ચાલ.' અલીએ મહેષનો હાથ પકડયો.

બન્ને જણા ઝાંપો ઊઘાડી બહાર નીકળ્યા. શેરીની બહાર નીકળી ભર બજારે તેઓ આગળ વધ્યા. ઉપરની બજારે ચડી, તેઓ ગામની બહાર નીકળી ગયા.

'કાકા, આ તરફ કયાં જવાનું છે?'

'વણજારને ઢારે. મેં તારા દુશ્મનને ત્યાં બેસવાનું કહ્યું છે.'

'મારો દુશ્મન કોણ?' મહેષને વાત સમજાઇ નહિ.

'તારે કોણ દુશ્મન છે તેની પણ તને ખબર નથી?'

'કાકા, મને કયાં લઇ જાવ છો?' મહેષ એકાએક વિહ્વળ થવા માંડયો હતો.

'તું ચાલ, જોઇશ એટલે ઓળખી જઇશ.' અલી ઝપાટાબંધ આગળ વધી રહ્યો હતો, મહેષ ઢરડાતો ઢરડાતો પાછળ જઇ રહ્યો હતો.

'જો સામે તારો દુશ્મન બેઠો છે. તેણે એક સ્ત્રીની આબરૂની બેહાલી કરી છે. તેનું રક્ષણ કરવું એ અનેક રીતે તારી ફરજ છે.'

'કોણ છે ત્યાં?' મહેષ ઊભો રહી ગયો.

અલીએ જોરથી મહેષનું કાંડું પકડયું. 'હવે તારે ત્યાં આવ્યા સિવાય છૂટકો નથી. તારૂં વેર ખોટી થાય છે.'

'શેનું વેર? મારે કોઇની સાથે વેર નથી.'

'કેમ ? ત્યાં ચંદુ બેઠો છે. તેની સાથે તારે વેર નથી? ગોમતીને ભગાડી જનાર ચંદુ છે.' કાકાએ હાથની પકડ વધારે મજબૂત કરી.

'ચંદુ—ચંદુભાઈ–કાકા ?' શું બોલવું તે તેને સૂઝયું નહિ— અલીએ જોર કરી તેને ખેંચ્યો. લગભગ ઢસડતો તેને ટેકરા સુધી ખેંચી ગયો.

વણજારને ઢારે ચંદુ બન્નેની રાહ જોઇને બેઠો હતો. બન્નેને આવતા જોઇને તે ઊભો થયોઃ ઢારેથી નીચે ઊતરી સામો ગયો.

'બન્ને જણા સમજી લ્યો.' અલીએ મહેષનું કાંડુ મૂકી દીધુઃ 'આજે બેમાંથી એક જણ હૈયાત ન જોઇએ.'

'મહેષ, તારે મને મારવો છે? મારી હયાતી મટાડી દેવી છે! આ ગામમાંથી કાઢી મૂકવો છે ?' ચંદુએ મહેષને ખંભે હાથ મૂકયો.

પવનની એક લહેરકી બન્નેની વચ્ચેથી પસાર થઈ ગઇ.

મહેષના શરીરમાં ચંદુના મૂકાયેલા હાથથી એક ઝીણી ધ્રૂજારી આવી ગઇ. શું બોલવું તે તેને સૂઝયું નહિ. બીજી પળે તેને મિયાં તરફ તિરસ્કાર આવ્યો. આ માણસ જેના તરફ તેને પૂજ્ય ભાવ હતોઃ તેણે આ માટે આવો સંજોગ ઉપસ્થિત કર્યો, પોતે ખેંચાઇને તેની સાથે કેમ આવ્યો. બીજો વિચાર ઉદ્ભવ્યો!

'ચંદુને તે તિરસ્કારતો હતો? તેને મારવા કાઢી મૂકવા તે ખરે-ખર તલસતો હતો?' તેને નાસી છૂટવાનું મન થયું.

'મહેષ, કેમ કાંઇ બોલતો નથી? વેર લેવા માટે કેટલી રાહ જોવાની? આમ હવે વાર ન કર. તારે જે કરવું હોય તે જલદી પતાવ.

પ્રભાત થાય તે પહેલાં તમારા બેમાંથી એક અદૃષ્ય થાય એ જોવાની મારી ઇચ્છા છે; તમે બન્ને અનંત કાળ સુધી લાકડીઓ ઊંચી નીચી કર્યા કરો તે મને પાલવે તેમ નથી. મારે હવે ઉતાવળ છે. વાત પૂરી કરો એટલે મારૂં ખાતું હું ઠીક કરી લઉં.' અલીની વાત સાંભળી ચંદુ જોરથી હસી પડયો.

'અલીકાકા–મહેષ મને મારશે ?' તે ફરીથી હસી પડયો.

'જો મહેષ !' ચંદુએ મહેષને ખંભે મૂકેલો હાથ લઇ લીધો : 'તું મને શું કરવા તિરસ્કારે છે ? તું એમ માને છે કે ગોમતી ભાભીને હું ખરેખર નસાડી લઇ ગયો છું ?' ચંદુએ પૂછયું.

'હા. નથી લઇ ગયા તો ગોમતીભાભી કયાં છે ?' મહેષ એવી કરડી રીતે બોલ્યો કે સાંભળનારને એમ થાય કે વધુ વખત આવા શબ્દો ન સાંભળવા.

'ગોમતીભાભી મારી પાસે જ છે, પરંતુ પછવાડેની હકીકતમાં જરા ગેરસમજ થાગ છે: હું એને લઇ ગયો છું નસાવી જવા માટે નહિ, જીવ બચાવવા માટે. એક કારમી ઘડીએ ધરામાં પડતી એક સ્ત્રીને મેં જોઇ.' ચંદુની મુખાકૃતિ ઉપર વેદનાની કરચલીઓ ચડી આવી. 'મેં તેનો હાથ પકડી પડતી બચાવી. પરંતુ તેણે પડવા માટે ખૂબ કાલાવાલા કર્યા. કાજળ જેવા અંધારાથી ભરેલી અવનિ ઉપર તેનું મોઢું મને દેખાતું ન હતું. મારાથી જાણ્યે અજાણ્યે કહેવાઈ ગયું : 'તું ગમે તે હોઈશ, હું તને મરવા નહિ દઉં—મારાથી બનશે તે મદદ કરીશ.'

જવાબ મળ્યો, 'હું બીજી કોઇ નથી, તારી ભાભી છું. પાપીણી છું.'

મહેષ ચંદુના મુખ તરફ જોઈ રહ્યો : ક્રોધને લીધે કઠણુ થઈ ગયેલું તેનું મુખ શાન્ત થતું જતું હતું.

'હું ઓળખી શકયો, ગોમતી ભાભી ! અરેરે શું કરવા ધરો ગોતવા નીકળ્યાં ?' ટૂંકામાં મેં જે જાણ્યું એ એટલું હતું કે

તે સગર્ભા હતાં...મોત સિવાય તેમને માટે બીજો રસ્તો નહોતો. મારી નજર સામે હું એમને મરવા દઉં ? મારાથી એ કૃત્ય ન સંખાયું : કોઇ અજાણ્યા બળની પ્રેરણાએ હું ખેંચાણો અને ગામની વાટ પડતી મૂકી ચાલી નીકળ્યો.'

'પછી તો ખૂબ દૂર નીકળી ગયો. દૃષ્ટિ–મર્યાદાની પેલી પાર. ખૂબ વેઠ્યું, ખૂબ રખડયો. પરન્તુ નક્કર હાથે પકડી રાખેલ, ગોમતી ભાભી તો બચી ગયાં : અને તેનું બાળક પણ બચી ગયું : વિભૂતિ આલ્હાદતો કૂદતો જીવી રહ્યો છે : એ એક બાજુ, બીજી બાજુ તું જાણે છે? બધું ખોયું, પરન્તુ એ બધું દુઃખ, ગ્લાનિ મેં એક કર્તવ્ય ઉપર ન્યોછાવર કરી દીધું છે : છતાં મને સંતોષ છે કે તારી અને મારી ગોમતી ભાભીને હું જીવાડી શકયો છું. વિભૂતિની મનરંજન પગલીઓ સાંભળી સાંભળીને બધું દુઃખ ભૂલી ગયો છું.'

'અલી કાકા' ચંદુ મહેષ તરફથી મુખ ફેરવી અલી તરફ ફર્યો :

'દુનિયાનો કોઈ પણ માણસ મારી જગ્યાએ હોત તો શું કરત ?'
'ગોમતીને સરખી જગ્યા વાળું ઊંડું પાણી બતાવી ભાગી જાત.'
કહી અલી જોરથી હસી પડયો. 'દુનિયાનાં કોઇ પણ માણસથી આવું કેમ બની શકે? તું તો ગાંડો છો! મૂર્ખ છે!'

'કાકા' ચંદુએ અલીમિયાંને અટકાવ્યા

'ત્યારે તને શું કહું બચ્ચા.'

'તમે બીજું કાંઇ જાણતા નથી ચંદુભાઈ!' મહેષે શાન્ત સ્પષ્ટ વાક્ય ઉચ્ચાર્યું.

'શેની ખબર ?'

'ગોમતી ભાભીની.'

'કેમ મેં કહ્યુંને ગોમતી ભાભી જીવે છે. તેનું બાળક વિભૂતિ પણ છે. બન્ને મારે ઘેર રહે છેઃ ચંદુએ કહ્યું.'

'એ બાળક કોનું છે? ભાઈ!' મહેષે બોલતાં ધ્રૂજારી અનુભવી.

'સાચું કહું?' ચંદુએ મહેષ અને અલીની સામે જોયું. 'મને ખબર નથી, મેં કોઈ દિવસ પૂછ્યું નથી.' ચંદુએ બોલીને સાંભળ-નારની સામે જોયું. તેને લાગ્યું બન્ને માનશે નહિઃ 'તમે નહિ માનો. પરન્તુ મારી ભાભી જેણે દીકરાની જેમ મારી સંભાળ લીધી છે, તેને મારાથી એ કેમ પૂછાય? દીકરો ઊઠીને માની મર્યાદા કેમ લોપે? હકીકત ગમે તે હોય તેની સાથે મારે નિસ્બત ન હતી. આજે પણ નથી. ભાભી અને વિભૂતિ બન્ને મારાં છેઃ'

'મહેષ–તું જાણે છે? હૈયાની ઉકલત શું છે.' અલીએ પૂછ્યું.

મહેષ સમજ્યો નહિ. તેણે મૌન સેવ્યું. 'ચાલો બન્ને સમજી લ્યો. તમારા બન્નેમાંથી એક વગર મને ચાલે તેવું નથી.' ઊભા થઈ તેણે બન્નેના વાંસામાં હેતથી હાથ ફેરવ્યો : 'ચાલો હવે હમણાં કૂકડો બોલશે.'

ચંદુ અને મહેષ અલીની સાથે ચાલી નીકળ્યા : ત્રણેના પગલાં ખૂબ સ્થિર હતાંઃ ત્રણેનાં હૃદય ખૂબ હલકાં હતાંઃ રાતના શીતળ પવને હિલોળી હિલોળી ને ઠંડી કરેલી માટી નવી જાતની તાજગી પગને અને મનને આપી રહી હતી.

ગામ આવ્યું : ચંદુને જવાની શેરી આવી. 'કાકા ચાલો છાશ થઈ હશે. પીને જ જજો.' ચંદુએ વિવેક કર્યો.

'ભલે.'

અલી ચંદુની શેરીમાં વળ્યો. દેવુ અને ગોદી છાશની ગોળી ઉપર નેતરાંની રમઝટ બોલાવી રહ્યાં હતાં.

ફળીમાં દાખલ થતાં અલીએ બૂમ મારી.

'એ ગાંડી જો કોણ આવ્યું? એકને બદલે બે ભાઈને લાવ્યો છું.'

નેતરાંની રમઝટ અટકી ગઈ.

'કોણ મહેષ ભાઈ?'

મહેષ ઉતાવળથી પગથિયાં ચડીને બારણાની વચ્ચે ઊભેલી વિજયા પાસે જઈને તેને વળગી પડયો–'ભાભી ભાભી!' તેના શબ્દોનું જ્હાલ ઊભરાઈ ઉભરાઈને જાણે વાતાવરણને રસમય બનાવી રહ્યું.

# ૧૯

**કરશન** ખાસ કારણોથી આનંદમાં હતો. ધનિયાને અને દેવુને લઇને મુંબઇ જવાનું તેને માથેથી ઊતરી ગયું હતું.

મહેશ, ગોદી, વિજયા, દેવુ, ધનિયો બધાં આજ બપોરની ગાડીમાં મુંબઇ જતાં હતાં. જેટલી હળવી લાગણી કરશને અનુભવી તેટલી જ હળવી લાગણી દેવુને પણ થઇ આવી હતી.

કરશન યાદ કરી કરીને બધું .બંધાવતો હતો. દેવુની સાથે તે ભાગ્યે જ બોલતો પણ આજે વાત વાતમાં 'બોન' 'બોન' કહીને દેવુને ઘણાં વાનાં કહી રહ્યો હતો.

ગોદી અને વિજયા મુંબઇ જોવા જતાં હતાં. મહેશે બધાંની સંભાળ લેવાની હતી. રમજાન કરશન અને ચંદુ ત્રણે હાલમાં અહીં રહેવાના હતા. ચંદુને જવાની અગત્ય હતી પરન્તુ ઘર તૈયાર થયું ન હતું. બીજી પણ કેટલીક ઉપાધિઓ તેને રોકી રાખતી હતી.

દયાગોરને જવા માટે કહેવામાં આવ્યું, પરંતુ તે એકના બે

થયા નહિ; છેવટે તેમની બધી સગવડનો ભાર ગિરજા ગોરની વહુએ ઊપાડી લીધો.

'ભાઈ, તમે ટાણુસર જમી લેજો અને બહુ મોડા ઊઠતા નહીં.' ગોદી પેટીમાં કપડાં ભરતી ભરતી વારે વારે ભાઇને ભલામણો કરી જતી હતી.

'કરશનભાઈ, ભાઈને બહુ બહાર ફરવા દેશોમાં– એકલા ક્યાંય ન જાય, તમે અને રમજાનભાઈ સાથે જ રહેજો.'

મહેશ ચંદુ પાસે બેસી કાંઈક ભલામણો સાંભળી રહ્યો હતો.

ગોદી પાંચમી વખત બહાર નીકળી. 'બાપાની ગૌમુખી ફાટી ગઈ છે તે માધુ દરજીને કહીને નવી કરાવી લેજો.'

મહેશ રહી શક્યો નહિ, કંટાળી ગયો 'અરરર માથું ખાઈ ગઈ. મોટી ડાહ્યલી બા! તારા વગર જાણે બધું ઉજ્જડ થઈ જશે!'

ગોદી છંછેડાણી. મહેશની સામે જીભડો કાઢી ચાંદુડિયાં પાડતી અંદર ચાલી ગઈ.

અલી કાકાની ગાડી વખતસર બધાંને બેસારી સ્ટેશનને રસ્તે પડી.

ગાડામાં ધનિયો દેવુ ગોદી અને વિજયા બેઠાં હતાં. ચંદુ મહેશ કરશન અને રમજાન પછવાડે ચાલ્યા જતા હતા:

'મેં તને કહ્યું છે તે બધું સંભાળજે: ચંદુ મહેશ ને કહી રહ્યો હતો. 'ભાભીને બધી વાત સાચવીને કરજે, અને જો બધું શાન્તિથી પતાવજે.' મહેશ બધું સાંભળતો જતો હતો.

'મહેશ તને ખબર છે કે સ્ત્રીનું હૃદય કેવું હોય છે?' મહેશ સમજ્યો નહિ કે આ કોને માટે વાત થાય છે.

'તેની સાથે નાજુક બારીકાઈથી કામ લેવું ઘટે. કઠોરતા–અને અતડાપણું સ્ત્રીના હૃદયને ભાંગી નાંખે છે ભાઇ. સમજ્યો ને? ગોમતી ભાભી મારી જેમ મા બની ગઈ છે તેમ તારી–આપણા બધાંની મા બની જાય એવું વર્તન રાખજે.'

મહેશ નિરુત્તર જ રહ્યો.

'વિભૂતિને ઓછું આવે નહિ.'

ગાડું સ્ટેશનની પાસે આવ્યું. નહિતર ચંદુની ભલામણો આગળ વધ્યે જ જાત.

'ભાઈ, ગોદીએ ગાડામાંથી બૂમ મારી 'ભાભી તમને બોલાવે છે.'

ચંદુ સમજ્યો કે 'ગોદી મશ્કરી કરી છે.' સ્ટેશન પાસે ગાડું અટકયું. ચંદુ, રમજાન અને કરશન ત્રણે ગાડા પાસે પહોંચ્યા.

વિજ્યા ગાડામાંથી ઊતરીને હેવુ પાસે ઊભી હતી. ચંદુ તેની પાસે ગયો.

'તને મુંબઇ જવું ગમે છે?' ચંદુએ વિજ્યાને પૂછ્યું. જવાબ ન મળ્યો. પવન વિજ્યાના વાળને વિખેરી રહ્યો હતો. ચંદુએ વિજ્યાની અસ્તવ્યસ્ત લટોને સરખી કરી. બપોરનો તાપ વિજ્યાના મુખને લાલ ચોળ કરી રહ્યો હતો. ચંદુને થયું તે દૂર થઈ જાય તો સારું. નહિતર કયાંક અસભ્ય દેખાવ થઈ જશે.

ચાલો ભાઇ ગાડી આવી–બધાં સ્ટેશનમાં દાખલ થયાં.

'ભાઇ તમે જલદી આવજો' ગોદી બોલી 'મને ત્યાં ગમશે નહિ.' તેની આંખમાં જળજળીઆં ભરાઈ આવ્યાં.

'ગાંડી નહિ તો !' 'ચંદુએ ગોદીને ટપલી મારી. બધાં ડબામાં ગોઠવાઈ ગયાં : ગાડી ઊપડી, ચંદુએ બારણાં ઉપરથી હાથ ઊપાડયો.

'ભાઈ, ભાભીની ચિંતા કરશો નહિ' મહેશે સસ્મિત કહ્યું. ચંદુની નજર વિજ્યા ઉપર જ હતી. વિજ્યા શરમાતી શરમાતી બારી પાસે બેઠી હતી.

ગાડી ચાલી ગઇ. ચંદુ નજર પડે ત્યાં સુધી ગાડીની પાછળ જોઈ રહ્યો. અદશ્ય થતી ગાડી દૂર ને દૂર જતી રહી : સ્ટેશનના દરવાજા તરફ પગલાં ભરતાં ચંદુને થયું, 'ફરીથી આજે તે એકલો બની ગયો.'

બહાર નીકળી કરશન અને રમજાન સાથે તે ચાલી નીકળ્યો.

અડધે રસ્તે રમજાન જરા ફંટાઈને દૂર ગયો. રસ્તાથી જરા દૂર એક સ્ત્રી આકડાનાં પાંદડાં તોડી રહી હતી. રમજાન તેની પાસેથી પસાર થયો.

'કડવી કાકી આકડાનાં પાન લેવા નીકળ્યાં છો?' રમજાને સ્ત્રીને ઓળખી બોલતો તે પાસે ગયો.

'હં. માડી રમજાન! બીજા કોણ છે? ચંદુભાઈ ને કરશન લાગે છે. બધાં ને મૂકી આવ્યો દીકરા?'

'હા. કાકી બધાં ગયાં.' રમજાને જવાબ આપ્યો. 'કોણ માંદું છે! કોને માટે પાન લેવા આવ્યાં છો?'

'બિચારો તીકુડો આઠ દિવસથી માંદો પડયો છે. તાવે શેકાઈ જાય છે.' કડવી પટલાણી–પાંદડાં તોડતાં ગયાં.

'તીકુને તાવ આવે છે કાકી! હા. હમણાં કયાંય જણાતો નથી.' રમજાને વાત માની લીધી.

'ભાઈ!' રમજાને છેટે નીકળી ગયેલા ચંદુ અને કરશનને બૂમ મારી! 'ઊભા રહો જરા, કાકી તમને સંભારે છે.' કરશને ચાલતાં પાછળ બે ચાર વાર જોયું હતું. રમજાન જરા ફંટાઈ ને ચાલ્યો એટલે તેને કુતૂહલતો થયું હતું. તેણે રમજાનને આકડા પાસે કોઈ સ્ત્રીની સાથે વાત કરતાં જોયો, કોણ છે તે જાણવાની ઇંતેજારી થઇ પરન્તુ ચંદુ અટકયો નહિ એટલે તેની સાથે ધીરે ધીરે ચાલ્યો ગયો.

રમજાનની બૂમ સાંભળી તે અટકયો. 'ભાઈ રમજાન બૂમ મારે છે.'

'રમજાન કયાં છે?' ચંદુ ઊંડા વિચારમાંથી જાગ્યો. તેનું ધ્યાન કોઈ વસ્તુ ઉપર નહતું.

'પેલી તરફ પછવાડે રહી ગયો.' કરશને ઇસારાથી જગ્યા બતાવી.

કડવીકાકી અને રમજાન પાસે આવી ગયાં.

'ભાઈ કાકી તમને સંભારે છે' રમજાને કડવી કાકી તરફ આંગળી ચીંધી.

ચંદુએ કડવીને શહેરી ઢબે નમસ્કાર કર્યાં. કડવીએ પાસે જઈને દસે આંગળીએ ટાચકા ફોડયા : 'નરવ્યો છો ને ભાઈ! ઘણા વખતથી થતું હતું કે તને મળવા આવું પણ ફુરસદજ મળે ત્યારે ને? આજે આ મેમાન ને કાલે પેલો, માડી હવે તો કંટાળી ગઈ છું. તારા કાકા બિચારા ભદ્રીક માણુસ મોઢાના મોળા! કોક મળવું જોઇએ. લઈ આવ્યા ઘેર. કહેવાય ત્યારે પટલાઈ પણ કોડીની કમાણી નહિ અને ત્રાસનો પાર નહિ.'

કડવી આ નાના ગામની પટલાણી હતી. મીઠી જીભે, અને ફરતિયાળ સ્વભાવે તેણે ગામમાં પોતાનું સ્થાન કર્યું હતું : પરવત પટેલ સાદા, સીધા અને ઓછા બોલા હતા : પટેલનો હોદ્દો તેમના નામ ઉપર હતો પણ ખરા પટેલ કડવી પટલાણી હતાં :

રમજાન અનેકવાર નોકરીને લીધે પટલાણીના સંસર્ગમાં આવતો. તેને જ્ઞાન હતું કે પટલાણી ગામની ઘણી વાતો જાણે છે : તેણે આજે તેમને આકડે પાન તોડતાં જોયાં, તેના મનમાં ચંદુ પાસેથી પિંજરાની વાત સાંભળ્યા પછી, માહિતી મેળવવાની વૃત્તિ થઈ હતી. કડવી પટલાણી કદાચ કાંઈ જાણતાં હોય, તેને વિચાર સ્ફુર્યો હતો. ચંદુની સાથે કાકીની ઓળખાણુ થાય તેમ પણ તેની ઇચ્છા હતી. ચંદુની ભવિષ્યની યોજનાઓમાં પટલાણીની ઓળખાણ ઉપયોગી થઇ પડે.

'બધાંને મુંબઇ મોકલ્યાંને દીકરા?' પટલાણીએ વાત શરૂ રાખી.
'મોકલવાં જ પડે ને! પાંચ દિ, પંદરદિ, મહિનો બે મહિના ગામડામાં તે કેટલું ગોઠે! ધંધો ધાપો હોય ત્યાંજ સારૂ ને ભાઇ.'

ચંદુને પટલાણીની એક પણ વાતમાં હજુ ભળવાનું મળ્યું ન હતું. તે આ મન માનતા શબ્દોની ઝડીઓ વરસાવતી નારીને જોઇ રહ્યો હતો. તેને માટે તેની પાસે ખાસ કાંઇ સ્મરણો ન હતાં. પટલાણી છેલ્લા દસકામાં જ ખૂબ વિકસ્યાં હતાં :

રમજાનને થયું કે કાકી કદાચ ચંદુને કાંઇ બોલવા જ નહિ દે અને ગામ ઘડી બે ઘડીમાં આવશે.

તેણે વચ્ચે ઝંપલાવ્યું; 'તીકુને તાવ આવે છે. કાકી આકડાનાં પાંદડાં લેવા નીકળ્યાં હતાં.

'હા માડી, બચારો આઠ દિથી ઉંધમુંધ પડયો છે, ફળિયામાં રહે, એટલે પીટયો જીવ બળે. એનું છે પણ કોણ? મારા પીટયાઓએ ગામમાં એક આકડો પણ રહેવા દીધો નથી. કયાંનું કયાં તરભેટે જવું પડે છે.'

રમજાનને થયું કાકીને શાન્ત નહિ કરી શકાય. ફરીથી તેણે નવી વાત કાઢી.

'ભાઈ તમે કહેતા હતા તે આપણે કાકીને પૂછશું?'

ચંદુ રમજાનની વાત સમજ્યો નહિ. રમજાને શબ્દો પૂરા કરી ને ચંદુ સામે આંખ મીચકારી.

'હં યં માડી મને શું પૂછવાનું છે? પૂછોને દીકરા! તું તો મારા અરજણ જેવો બેટા!' એક જ મુલાકતમાં પટલાણીએ ચંદુને પેટનો દીકરો બનાવી દીધો.

રમજાને વાત ફેરવી. તેને લાગ્યું ચંદુને વાત સમજાણી નથી કે રૂચી નથી. 'કંઇ નઇ કાકી, વળી કોકવાર નિરાંતે આવશું :
'ભાઇ ઘણા વખતથી ફળિયે આવવાનો વિચાર કરે છે.'

'ભલે દીકરા—તર્યે જરૂર આવજે માડી હું તારા કાકાને કહીશ. તને મળશે.'

'દેવુ અને ધનિયો પણ ગયાં ને કરશન ?' પટલાણીએ કરશનને પૂછ્યું.

'હા કાકી.' કરશનનો જવાબ રમજાને જ આપ્યો.

'સારું બિચારીનું દુઃખ ઓછું થાય તો, છતે ધણીયે બિચારીનો ભવ બગડયો છે :'

ચંદુને આશ્ચર્ય થયું, આ સ્ત્રી બધું જાણતી હતી : ઘણું બોલતી હતી : અને તે બધાની પછવાડે માર્દવ ભરી કુંળાશ હતી, અને પ્રેમ નીતરતી વાણી હતી. ચંદુને પટલાણીની વાતમાં રસ લાગ્યો. તેને રમજાનની યુક્તિનું રહસ્ય સમજાયું. રમજાને ઇરાદા-પૂર્વક જ મુલાકાત ગોઠવી હતી.

તેણે ગામડામાં દટાઇ જવા માટે નિશ્ચય કર્યો હતો. ગામડાની એકેક એક વ્યક્તિને ઓળખ્યા સિવાય તેને હવે ચાલે તેમ ન હતું :

'ઠીક તંઇ માડી હું જઇશ.' રસ્તાની ડાબે હાથે વળેલા રસ્તા ઉપર પટલાણી વળ્યાં : 'દીકરા ચંદુ, આવતો રહેજે માડી !'

ચંદુએ કાકીના સવાલનો જવાબ ન આપ્યો. ફરીથી તેણે શહેરી ઢબે નમસ્કાર કર્યા :

મત્ત મારૂત વહાણનાં સઢને ફડફડાટી કરીને ઉડાડે તેમ ચોળી-યાની ઝીમીનો ફડફડાટ બોલાવતાં પટલાણી અદ્રશ્ય થઇ ગયાં.

'ભાઇ, કાકી ગામનું જીવતું જાગતું ગેઝેટ છે' રમજાને કહ્યું :

'આખા ગામની વાત જાણે, આખા ગામમાં ફરી વળે.'

'કાકીને સાધવાં પડશે? આપણા કામમાં મદદ કરે ખરાં?' ચંદુએ પૂછ્યું.

'મદદ તો કોણ જાણે પણ જો ફળે તો ઘણું જાણવાનું મળે ખરું.' રમજાને જવાબ આપ્યો.

'કરશન આપણે તીકુને જોવા જશું?' ચંદુએ શાન્ત રહેતાં કરશનને પૂછ્યું :

'ના, ભાઇ હું નહિ આવું;' કરશન ક્યારનો મૂંગો મૂંગો ચાલ્યો આવતો હતો; તીકુ ઉપર હજુ તેને ક્રોધ પહેલાં જેટલો જ હતો.

'કરશન તું હજી માફ કરી શકતો નથી?' કરશન કાંઈ બોલ્યો નહિ.

'તમે જઇ આવો ભાઈ મને નહિ ફાવે.'

ચંદુએ વાત આગળ વધારી નહિ. 'કરશન તું ઘેર જા. હું ને રમજાન તીકુને જોઇને હમણાં આવીએ છીએ.'

બન્ને જુદી જુદી દિશામાં છૂટા પડી ગયા.

'કાકા, આપણે એક દવાખાનું ખોલીએ. લોકોને દવાના સાંસા છે. બિચારા સારવાર અને દવા વગર અનેક મરી જાય છે; ગામમાં એક નિશાળ ખોલીએ : અજ્ઞાનતા લોકોને વહેમી અને જડ બનાવી રહી છે : ગામના રસ્તા સમરાવીએ : ગંદકી અને બેદરકારી ઢોરના અને માનવીના પ્રાણ હરી રહી છે : ગામની જીર્ણ થઈ ગયેલી પંચની જગ્યાઓ સમરાવીએ : ઠાકર મંદિર અને ચોરો ચોમાસુ ઝીલી શકે તેવાં રહ્યાં નથી :'

અલીમિયાં દાઢી ઉપર હાથ પસારતા બેઠા હતા : ચંદુ ગામના ઉદ્ધારની તેની યોજનાઓ સંભળાવતો હતો :

'આ બધામાં કેટલું ખર્ચ થશે ભાઈ!' અલીએ પૂછ્યું :

'ખર્ચનો અંદાજ કેમ કઢાય? ગામ લોકો મદદ કરે તો ઝાઝું ખર્ચ થાય નહિ.' ચંદુએ કહ્યું.

'ગામ લોકો મદદ કરશે એમ તને લાગે છે?'

'કેમ નહિ કરે? તેમના ઉત્કર્ષની યોજનામાં સૌ કોઈ સાથે આવેજ.'

'મારું એવું માનવું નથી : ગ્રામ લોકોને આવી યોજનામાં બહુ રસ નથી. તેમનો અત્યારનો સૌથી અગત્યનો સવાલ એ ભૂખ-મરો છે :

'ખરી વાત કાકા, ભૂખમરો મટાડવાનાં આ બધાં પગથિયાં છે : જ્ઞાન, ચોકખાઇ, માનસિક ખીલવણી : માણસોને સ્વચ્છ અને વ્યવહારૂ બનાવે જ. સ્વચ્છ અને વ્યવહારુ માણસો જરુર રોજી રળી ખાય.'

'તારી વાત અને તારણ ખરૂં છે: પરંતુ ગામડામાં આ વિચાર-સરણી જો તેનાં તાત્કાલિક સ્વરૂપમાં રજૂ કરીએ તો નિષ્ફળ જાય : કારણ કે પાયો દૃઢ કર્યા વગરના ચણતરરૂપે શરૂ કરેલી યોજના ભાંગી જાય :'

'ગામડામાં જે વાતો તને દેખાણી તે બધાંનાં કારણોની પછવાડે મૂળભૂત વાત અન્ન માટેનાં તરફડીયાં છે : પાશેર અન્ન પેટ ભરે; પરન્તુ એ પાશેર મેળવવામાં લોહીને પાણી એક થાય. તું તારી યોજનામાં લોકોને અન્ન પાણીનો યોગ કરી આપ. ઊભો લોકો તને વધાવી લેશે : દવાથી તેમના રોગ મટશે, ચોખ્ખાઇથી તેમના જીવન સુધરશે, જ્ઞાનથી તેમના જીનનમાં ઉલ્લાસ આવશે પરન્તુ જ્યાં સુધી ભૂખ નહિ ભાંગે ત્યાંસુધી તેમના દિલનો તારતાર ઝણઝણી ઊઠશે નહિ.' અલીએ મુખ ઉપર પ્રસન્નતા આણી.

'કાકા, આ બધી જમીન વાડીયું ખેડુતનાં છોકરાંને રોટલા પણ પૂરા આપતી નથી, એમ કેમ બને છે?' ચંદુ ને ઘણા વખતથી આ હકીકત સમજાતી ન હતી :

અલીએ કહ્યું : 'સાંભળ, ગામડાઓમાં છેલ્લાં ઘણાં વર્ષથી હું અભ્યાસ કરી રહ્યો છું. મને પણ પહેલાં એમ જ થતું કે ખેડુત ભૂખની બૂમ કેમ મારે છે? આટલી મહેનત મજૂરી પછી એટલો પણ તેને કેમ બદલો મળતો નથી? તેમની બેદરકારી છે? ખેતી કરવાની તેમની અણઆવડત છે? કારણો ઘણાં

છે. જમીન ધીરેધીરે કસ વગરની બનતી જાય છે. જમીન પાસેથી રસ કસ મેળવવો હોય તો તેને ખાતરથી વંચિત ન કરવી જોઈએ ! ઘણાં વર્ષોથી કેટલીએ જમીન ખાતરના અભાવે કસહીન બની પડતર થતી જાય છે. વાડીયું છે. પણ તેમાં પાણીનો પૂરતો જથ્થો નથી. લોકો પાસે કૂવા સમરાવવા માટે પૈસા નથી. વર્ષ પછી વર્ષ નબળાં આવતાં ગયાં. લોકો ઘસાતાં ગયાં, જીવન ટકાવી રાખવા કર્જ કરતાં ગયાં. અત્યારે ગળા ડૂબ ડૂબી ગયાં છે. શાહુકારો ચારેકોરથી તેમને ચૂસી રહ્યા છે.

વરસાદની ખેંચ અથવા અનિયમિતતા, પૂરતા પાણીના જથ્થાનો અભાવ એટલે બીજી કોઇ પેદાશનો રસ્તો બંધ અને બરોબર નીપજ તૈયાર થાય ત્યારે ખરીદનારાઓની લુચ્ચાઈ! જ્યારે ખેડૂત અનાજ તૈયાર કરી વેચવા નીકળે ત્યારે બજારો હલકામાં હલકાં હોય. ગરીબ બિચારા ખેડૂત જીરવી શકે નહિ. ગમે તે ભાવે વેચેજ છૂટકો. ખેડૂત માલ વેચી કરી રહે ત્યારે બજારમાં પાછી તેજી આવે. ખેડૂત બિચારા રાહ જોઈ શકે નહિ, તેમની શક્તિ થોડી. એટલે માલ નીપજાવનાર કરતાં સંગ્રહનાર ફાવી જાય. આ બધાં સટોડીઆનાં કર્તુંકો!

ચંદુને આશ્ચર્ય થયું. અલીકાકા મેલાં ઘેલાં લૂગડાંમાં વિંટાયેલો ગાડાવાળો છે કે અનુભવી–અભ્યાસી છે!

'એટલે ખેડૂત તો ડેરનો ડેર!' અલીયે કપાળ ઉપર વળેલા પરસેવાનાં બિંદુઓ લૂંછ્યાં. 'મને યાદ છે, હું નાનો હતો ત્યારે પરવતના બાપને ૧૦૦ કળશી અનાજ થતું. ડુંડાનો ઢગલો મેં નજરે જોયો છે, નબળા પોચાને ઢગલા ઉપર ચડવા માટે બે વખત થાક ખાવો પડતો. જે જમીન ત્યારે તેની પાસે હતી તે અને તેટલીજ જમીન પરવત પાસે હજુ પણ છે, પરન્તુ ૨૦–કળશીથી વધુ અનાજ તેમાં નીપજતું નથી. એટલું અનાજ તો પર

વતનો બાપ ખળું વધાવતી વખતે બાવા, સાધુ અને બ્રાહ્મણોને વહેંચી આપતો.'

'કોઇ પાસે સારૂં સાધન નથી; ખેતીનાં અગાઉનાં જેવાં જનાવરો પણ હવે ક્યાં છે! પરવતને ત્યાં ૫૦૦, રૂપિયાની બળદની જોડયો રહેતી; આજે હવે બે ઉથલ વળે ત્યાં બેસી જાય તેવાં ગળીઆં ઢાંઢાં રહ્યાં છે.'

'એક વખત ખેડ ભાંગી પછી ગમે તે થાય પણ ફરીથી સુધરવી મુશ્કેલ.' ગળું ખંખારીને અલીએ વાત શરૂ રાખી.

'તું ભાઇ, તારા અખતરા આ બધાંની ખેતી સુધારવાથી શરૂ કર; સાથે તારે બીજું પણ કરવું હોય તે ધીરે ધીરે શરૂ કરઃ પણ ખેતી સુધાર્યા વગર કોઇ પણ વસ્તુ તેમનાં વેરણ છેરણ થઈ ગયેલાં વ્યહવારને સાંધી શકશે નહિ.'

'પહેલાં બે પાંચ દસ ખેડૂતને થોડી થોડી મદદ કર; તેમનાં ખેતરોમાં ખાતર ભરવા માટે મદદ થાય, તેમના કૂવાનાં પાણી ભરાય તેવી જોગવાઇ કર : બે પાંચ સુધરશે તો બીજા બે પાંચને ટેકા મળશે.'

'પીંખી રહેલા શાહુકારો અને રાજ્યની સામે ખડે પગે ઊભો રહે. તેમનું રક્ષણ કર. આત્મભાન ખોઈ બેઠેલાં માણસોને માર્ગદર્શાવનારની જરૂર સૌથી મોટી મદદ છે; તેમનું આત્મભાન જગાડ; ભૂલાયેલા માર્ગ ઉપર જો તેમને સહિસલામત મૂકી શકીશ તો તારે બહુ પૈસા પણ ખર્ચવા નહિ પડે : તેમનો વાંસો થાબડવાવાળું કોઈ રહ્યું નથી. કોઈ મળી આવે તો ટટાર થતાં તેમને બહુ વાર નહિ લાગે.'

'કાકા, તમે આ યોજનાના સુત્રધાર બનો, મારી બધી સગવડો તમારે ચરણે ધરી દેવા હું તૈયાર છું.' ચંદુને વાત ગમી ગઇ

'ભલે : કામ કેમ શરૂ કરવું તેનો વિચાર કરી લઉં :' અલીએ સંમતિ આપી :

'એલા અલી, મારા છોકરાને ક્યાંક ગાંડો કરી મૂકતો નહિ?' પાટ ઉપર બેઠાં બેઠાં દયા ગોર બધી વાત સાંભળતા હતા તેણે કહ્યું અને ખડખડાટ હસ્યા :

'તારો દીકરો આખા ગામને ગાંડું કરવા આવ્યો છે ભાઇ.'

અલી ઊઠયો, 'આવા દીકરા કોઇ એકના થઈને રહેતા નથી : ગામના, દેશના, દીકરા થઈ જાય છે: દયા, તારા જેવા દીકરા સૌને હોય ભાઈ.' ગોરની બાજુમાં અલીડોસો પાટ ઉપર બેસી ગયો :

ચંદુએ મંગળાચરણ કરી દીધું : ગ્રામોદ્ધારની પહેલી યોજના આજે તેણે અલીમિયાં પાસેથી જાણી લીધી : તેની કલ્પના સામે એક ધીંગા એવા હર્યા ભર્યા ગામડાનું ચિત્ર હતું : તેની કલ્પના ફળશે ? ઝંઝાવાતના વાયરામાં વિંટાયેલા ગામડામાંથી એકાદને પણ તે નવું સર્જન મળી શકશે !

એક ગામનો દાખલો બીજા અનેક નહિ લ્યે ! અવનિ ઉપરથી માનવતા—પ્રેમ—બંધુત્વ અંધાર પછેડો ઓઢીને કોઈક અજાણી ગલીમાં ધકેલાઈ ગયાં છે : તેમને ખેંચી કાઢીને તે પાછા સરખા ગોઠવી શકશે !

તેના મનોરાજ્યમાં કોઈ હાડચામ ગાળી રહેલા યોગીની સિદ્ધિ ફળે તેવો આનંદ થયો. તેનો ચહેરો કેસૂડાનાં ફૂલની જેમ રંગ ભર્યો બની ગયો, જીવનનાં મૂલ્યનો સાચો રાહ, સાચી કિંમત તેને મળી ગયાં : તેનું હૈયું હરખફદુડું બની ડોલી ઊઠયું :

'કાકા ! બાપુ ! તમારાં બન્નેનાં સ્વપ્નાં ફળી ભૂત થશે : મને લાગે છે મારું તમારું સૌનું ગામડું ફરીથી એકવાર હિલોળાં કરતું, નવા રૂપે નવા ઝંકારે થનગની ઊઠશે.'

## ૨૧

ડીકાશેઠને એક વાત ઘણા વખતથી સમજાતી ન હતી : ચંદુ ગામમાં આવ્યો, ધીરે ધીરે ગામમાં ભળી ગયો : ઘણા માણસોને પોતાની તરફ આકર્ષી ગયો : દાજી અને પોતે શરૂ કરવા ધારેલી યુક્તિઓને હજુ મૂર્ત સ્વરૂપ મળતું ન હતું :

અલી, રમજાન, કરશન, દેવુ : અને છેવટે તીકુ જેવી વ્યક્તિઓ ચંદુની સાથે ખુલેખુલી ભળી ગઈ. સાંભળવા પ્રમાણે તીકુએ તો જઈને ચંદુની માફી માગી કાલાવાલા કર્યા !

આ બધાનું કારણ શું ! ચંદુ પાસે પૈસા તો હતા જ; તેણે ગામમાં કરવા માંડેલી યોજનાઓ જણાવતી હતી કે તેની પાસે પૈસા છે; ગોમતીની વાત કદાચ ગામમાં તેને માટે તિરસ્કારની હવા રાખે; પણ તેની વચ્ચે પણ પૈસા આવ્યા હોય તેમ લાગતું હતું : ડીકા શેઠ અને દાજી નવ નવી યોજનાઓ જન્માવતા હતા પરન્તુ યોજનાઓ પરિપૂર્ણ થતી નહતી કે આકાર પકડે એ પહેલાં નાશ પામતી હતી :

દાજીની ટોળી હતી : પરન્તુ ચંદુને માર મારવાની હદ્ સુધી ટોળીનો કોઈ પણ માણસ તૈયાર નહતો. લાગતું હતું કે ચંદુડો બચી ગયો :

નરશી તાજી ખબર લાવ્યો હતો કે, તીકુ સખત માંદો પડયો છે : ચંદુએ શહેરમાંથી ડાક્ટર બોલાવ્યો હતો : રમજાન ખડે પગે

તીકુની સારવાર કરતો હતો; કોઈ કોઈને પૈસો કોઈની સારવાર કરે તેની સામે શેઠને વાંધો નહતો ! વાંધો માત્ર તીકુને માટેજ હતો. તીકુ હાથમાંથી જાય તો ઘણું જાય...ચંદુની વાત કદાચ પડતી મૂકીએ. પણ બીજી ઘણી વાતોનું શું ? દાજીનું અને શેઠનું તીકુ ઘણું સંગ્રહી રહ્યો હતો :

'તીકુડાને કોઈ રીતે છટકવા દેવો ન જોઈએ,' ઊંડા વિચારમાં ઊતરેલા ફીકાશેઠને પોતાની ભૂલ જણાઈ, પોતે તીકુ તરફ કેટલી નફરત બતાવી, માંદો પડયો તેની તેને ખબર હતી છતાં એક આંટો પણ માર્યો નહિ. માણસ મોકલીને થોડો મામેજવો મંગાવી આપ્યો હોત, બહુ બહુ તો તાલુકેથી એ કોયદાનની પડીકી આણી આપી હોત તો ! પોતાની બેદરકારીમાં તીકુડો ખોઈ, બેસવાની અણી ઉપર વાત આવી ગઈ.

'નરશી !' શેઠે બૂમ મારી : નરશી કયારનો, શેઠના મોઢા સામે જોઈ રહ્યો હતો. તેના મુખ ઉપરના બદલાતા રંગો ઉપરથી કોઈકનું આજે થઈ જવાનું છે તેમ તે ગણી રહ્યો હતો.

'હાં ?' શેઠની બૂમ સાંભળી ચોપડો બાજુમાં મૂકી નરશીએ કલમ કાને ખોસી.

'દાજી ડેલીએ છે ?'

'ના. દાજી કાલના તાલુકે ગયા છે.'

'હરામખોર, મને કહેતો કેમ નથી ?' શેઠ ભભડી ઊઠયા :

'મને તો હમણાં ખબર પડી.' નરશી શેઠના ભભડાટને ગણકારે તેવો ન હોતો : ધડાઈ ધડાઈને રીઢો થઈ ગયો હતો.

'ઠીક, ઠીક બહુ ડાયો.' શેઠે બે ત્રણ વખત ચશ્માં ઉતાર્યાં ને પાછાં પહેર્યાં.

દાજી ઉપર તેને સખત અણગમો આવ્યો, 'ઘડીએ, ઘડીએ તાણકે તે શું દાટ્યું છે ?' આખા જગત ઉપર તેને અણગમો ઉત્પન્ન થયો પરન્તુ અણગમો ઉત્પન્ન થવાથી પ્રશ્નનું નિરાકરણ થઈ જતું નથી.

તેને પરવત યાદ આવ્યો, જગલો, માલિયો બધા તેની સામે ખડા થયા. તેના મનમાં એક વિચાર સ્ફુર્યો. એટલું બધું ગભરાવાની શી જરૂર છે, તીકુ હાથમાંથી છટકી જશે તો શું અનિષ્ટ થઇ જશે ? બહુ થશે તો તીકુને માર્ગમાંથી કાઢી મૂકતાં કેટલી વાર : સ્ફુરણા સાથે તેને જરા વસવસો ઓછો થયો :

'નરશી તારી કાકી કેમ આવ્યાં હતાં ?' શેઠે ચિત્ત બીજે લગાડવા પ્રયત્ન કર્યો :

કહેતાં હતાં કે 'વહુનો કાલ માસિયો છે : બ્રાહ્મણ જમાડવા છે કે સીધું આપવું છે ?' નરશીને લાગ્યું કાકાની મૂંઝવણ ટળી ગઈ:

'ડાહીલી બહુ થઈ ગઇ છે : મહિને મહિને ભામણ કેવા ! સીધાં શું વળી ? વહુ ભાળી ન હોય મોટી !' તેમના મોઢા ઉપર જરા કચવાટ આવ્યો.

નરશીએ જવાબ ન માંગ્યો. કાને ખોસેલી કલમ લઇ તેણે પાછો ચોપડો હાથમાં લીધો.

'રામ રામ કાકા,' પુનો ગોકળી દુકાનનાં પગથિયાં ચડયો.

શેઠે ચશ્માં હાથમાં લીધાં 'કોણ પુનો ? રામ રામઃ કેમ આવ્યો છે ?' શેઠ જાણતા હતા કે તેનાં પગથિયાં ચડનારામાં મોટા ભાગનાં તો પૈસા લેવા સિવાય આવતાં નહિ.

પુનો ઉપર ચડી શેઠની ગાદી પાસે બેસી ગયો : 'મારું નામું સમજવા આવ્યો છું કાકા ?'

'નામું સમજવા!' શેઠને આશ્ચર્ય થયું.

'તારે નામું સમજીને શું કરવું છે : રૂપિયા છે આપવાના, કે ખાલી માથાકૂટ કરાવા આવ્યો છે?'

'હા હા તમે આંકડો કરો. રૂપિયા ચૂકવવા તો આવ્યો છું.'

'રૂપિયા? કાળે ઉનાળે તારી પાસે રૂપિયા ક્યાંથી? ઢોરઢાંખર વેચી નાખ્યાં?' શેઠનું મન વાત માની શક્યું નહિ.

'ઢોર, ના ના ઢોર તો નથી વેચ્યાં : પણ ખાતર બધું વેચાઇ ગયું?' પુને જવાબ આપ્યો.

'ખાતર વેચ્યું? ખાતરના પૈસા કોણ આપે છે? કોને વેચ્યું? એવો કોણ પૈસાવાળો ગામમાં છે કે તને ખાતરના પૈસા આપે?' શેઠની ધીરજ હવે માઝામાં ન હતી : તેમને ખબર હતી કે ગામમાં દાજી સિવાય કોઇ ખાતર લેતું નહિ, અને ખાતરના કોઈ પૈસા આપતું નહિ. બહુ બહુ તો થોડા દાણા મળતા.

'બધું ખાતર અલીમિયાંને વેચી નાખ્યું : રૂપિયા રોકડા મળી ગયા' પછેડીને છેડે બાંધેલા રૂપિયાની ઢગલી તરફ તેણે ધ્યાન ખેંચ્યું.

'ઠીક ઠીક ડાયલો! નરશી એનું ખાતુ કાઢ, અલીએ ખાતર લીધું. અલી ખાતરને શું કરવાનો હશે?' ફરીથી તેણે પુનાને પૂછ્યું. 'કોણે ખાતર લીધું કહ્યું. અલી–ગાડાવાળાએ!'

પુનાને શેઠના ઉકળાટનું કારણ સમજાણું નહિ. પોતે રૂપિયા આપવા આવ્યો છે, તેમાં શેઠે ગુસ્સે શું કામ થવું જોઈએ? રૂપિયા જેવી ચીજ મહા મુશીબતે તેને પ્રાપ્ત થઈ હતી, તે આપવા જતાં લેનાર કેમ કચવાય છે?

પુનાનું જ્ઞાન એ અક્ષરનું હતું. જરૂર પડે ત્યારે લેવું, સગવડ થાય ત્યારે પેટની વાત કોરે મૂકીને પણ લેણદારને ચૂકતે કરવો. તેને ક્યાંથી સમજાય કે ગામડા ગામમાં એક ચક્રે જામી બેઠેલા શાહુકાર દરેકને ઓછા વત્તા અંશે પોતાના ચોપડામાં રાખીને ફાલ્યા ફુલ્યા ફરે છે, પૈસા આપતી વખતેની તેમની જુગુપ્સા કરતાં; લેતી વખતની અને ખાસ કરીને ખાતું સરભર કરતાં કળની સાથેની તેમની વર્તણૂક ખૂબજ તોછડી બની જાય છે.

નરશીએ આંકડો તૈયાર કર્યો, પુનાએ રૂપિયા ગણી આપ્યા. 'શેઠ મારું ખાતું બરોબર સરભર કરી લેજો.'

પુનો ગયો, અને રવજી આવ્યો. શેઠનાં ચાર પાંચ કળ આવી રીતે શેઠના ચોપડામાંથી નીકળી ગયા. બધાએ ખાતર વેર્યું હતું, બધાનું ખાતર અલીએ લીધું હતું.

'નરશી, રમજાનને બોલાવી લાવ, કહેજે કે તાકીદનું કામ છે. ફોજદારનો મુકામ થવાનો છે, ઢીલ કર્યા સિવાય જલદી આવી જાય.'

નરશી જવાબ લઇને આવ્યો ત્યાં સુધી શેઠને ચેન પડયું નહિ; તેના ટૂંકા કપાળ ઉપર વારંવાર નસો લાલ થયે ગઈ.

'શું કહ્યું? આવે છે! નરશી!'

'કહે છે કે હમણાં નહિ અવાય. કામ છે!' વેર તો હતો જ નહિ તીકુડાને ત્યાં ગયો ત્યારે પતો ખાધો; 'પરવત પણ ત્યાં જ બેઠો છે.' નરશીએ બની શકે તેટલું વધાર્યું.

'બેટાની નોકરી ગઈ માનજે! માણસોનો દિ ફરી ગયો છે નરશી.' શેઠ ઘાસના અગ્નિની માફક સળગી ઊઠયા.

'નોકરી ? નોકરી રમજાને છોડી દીધી. ગઈ કાલે જ રાજીનામું આપી દીધું;' નરશીએ નવી હકીકત પૂરી પાડી.

'જા. જા. તને બહુ ખબર પડે.' શેઠને ગળે વાત ઊતરી નહિ. માણસ ૧૫ રૂપિયાની નોકરી કેમ છોડી શકે ?

'કાનો કાન સાંભળીને આવું છું તે ખોટું ?' નરશીએ કહ્યું:

શેઠને થયું કાંઈક મોટી ભેદી રમત શરૂ થઈ ગઈ છે. રમજાન નોકરી છોડે છે, અલી ખાતર ભેગું કરે છે. ચંદુ ગામનાં માણસો માટે દાક્તરો બોલાવે છે: 'બીજા કોણ છે ત્યાં ?'

'બીજા તો કોઇ નથી, તીકુ રમજાન અને પરવત ત્રણ જણા છે. મારા બેટા ટોળ ટપ્પા માંડી બેઠા છે અરે મને પૂરી દાદ પણ આપી નહિ !' નરશીએ ઉકળાટ કાઢયો.

'તને દાદ આપી નહિ ? એવો છે કોણ ?' શેઠે પાઘડી બાંધી. 'હું હમણાં ઊભે પગે પાછો ફરૂ છું.' શેઠે તીકુના ઘરનો રસ્તો પકડયો.

નરશીએ શેઠની પજ્વાડે ન સમજાય તેવું હાસ્ય કર્યું.

# ૨૨

'પરવત, ભલાં તું ગામનો પટેલ અને તારા આંગણામાં જ કીચડ! એક નાની એવી ખાડ છે તે તું પૂરી શકતો નથી?' અલીમિયાં પરવતને સમજાવી રહ્યા હતા :

'મારી ક્યાં ના છે અલીભાઈ! પણ તમે સમજો છો ને ગામમાં રહેવું અને દાજીની સાથે ક્યાં વેર બાંધવું? તમે તો બધું જાણો છો અલીભાઈ!'

'અરે ભલા ભાઇ! તારા જેવો માણસ પહેલ નહિ કરે તો પછી કોણ મોવડી થશે?'

'બીજી ગમે તે વાત કરો' દાજીની સાથે કજીયો કરવાનું રહેવા દ્યો! નાગાની પાંચશેરી ભારે.'

અલી સમજતો હતો કે ઘણાં વર્ષોથી ગામ ઉપર દાજીની અને ડીકા શેઠની ધાક બેસી ગઇ હતી. તેણે પ્રયત્નો શરૂ કર્યા હતા. લોકોને ધાકમાંથી છોડાવવા તે લોકોને સમજાવી રહ્યો હતો, પરન્તુ ઘણાં વર્ષોથી બેસી ગયેલી ધાક આમ એકદમ કેમ છૂટી શકે!

'ઠીક પરવત, ભલા તારૂં ધ્યાન પોચે તેમ કર, હું મારે માટે કાંઈ કહેતો નથી.'

'બાબાજાન દોડો દોડો ભાઇની બૂમ સંભળાય છે. ભાઇને કોઇની સાથે તકરાર થઇ લાગે છે' મરિયમ દોડતી ફળિયામાં આવી.

'ક્યાં ?' અલી ઊભો થઇ ગયો ? 'ક્યાંથી બૂમ સંભળાય છે ?' 'વાડામાંથી,' મરિયમ ખૂબ અધીરી થઈ ગઇ. અલી અને પરવત દોડીને વાડામાં ગયા.

રમજાન એક માણસનું ગળું દબાવી રહ્યો હતો.

'હાં હાં. રમજાન શું કરે છે ?' અલીએ રમજાનને પકડી લીધો.

'એકાદ બેને ઓછા કરવા દ્યો. એ વગર આ લોકો નહિ સમજે.' રમજાને ગળાની પકડ જરા ધીરી કરી.

'કોણ છે ? કેમ ગળું પકડયું છે !' અલીને વાત સમજાઈ નહિ.

'કોણ છે જુવો !' રમજાને ગળું મૂકી દઇને પકડી રાખેલ માણસના મોઢા ઉપર પથરાઇ ગયેલ વાળ હટાવી નાખ્યા.

'કોણ મોતિયો ?' અલીને આશ્ચર્ય થયું.

'હાં ! ધોળે દિવસે અરજણની ગંજી સળગાવતો હતો.' રમજાને સ્પષ્ટતા કરી.

પરવતની નસેનસમાં ધ્રૂજારી છૂટી ગઈ. 'મોતી ગંજી સળગાવતો હતો ! શું કરવા ?'

'ગામમાં મરદ છે !' કહે છે કે કોઈની ગંજી સલામત નહિ રહેવા દઉં. 'ચંદુના મળતીઆને વીણી વીણીને મારી નાખીશ.'

'ચાલ જવાદે રમજાન.' અલીએ મોતિયાનું કાંડું રમજાનના હાથમાંથી મૂકાવ્યું.

રમજાને કાંડું છોડી દીધું : પરંતુ મોતિયો ત્યાંથી ખસ્યો નહિ.

'કેમ તું હજી કેમ ઊભો છે ?' પરવતે મોતિયાને કહ્યું, 'એક વખત ગામ મૂકીને ભાગી ગયો હતો : ફરીયો પાછો કેમ આવ્યો ?'

મોતિયો મૂંગો જ ઊભો રહ્યો.

'પરવત ચાલ ધડ મૂકી દે, જવાદે ! આપણે કોઇથી શું નિસ્બત છે ? જા ભાઈ ચાલ્યો જા.' અલીએ મોતિયાનું ધૂળમાં રગદોળાઈ ગયેલું માથે બાંધવાનું ફાળિયું આપ્યું :

નીચી નજર રાખીને પછ્વાડેને રસ્તેથી મોતિયો ચાલ્યો ગયો.

'આ પાપ પાછું કયાંથી આવ્યું !' પરવત ખૂબ ઊકળી ઊઠયો હતો :

'આઠ દસ દિવસથી નજરે પડે છે. દાજીની ડેલીએ કાલે રાતે લંબાણુ મસલતો ચાલી હતી. મોતિયો પણ તેમાં સામેલ હતો. મસલતોનું આ પરિણામ લાગે છે.' રમજાને જવાબ આપ્યો.

મોતિયો ઠાકોર મંદિરના જૂના પૂજારીનો દીકરો હતો. જાતનો અતીત બાવો હતો : બચપણથી જ ઊંધે રસ્તે ઊતરી ગયેલો : મોટો થતાં દાજીના પંથમાં ભળી ગયેલો: કેટલીક વાતમાં દાજીને ટપી ગયેલો: પૂજારી હતા ત્યાં સુધી કાંઈક ધાક રહેતો : પૂજારીના અવસાન પછી છેક માઝા મૂકીને ઉખડેલ થઇ ગયેલો.

મંદિરના સંપૂર્ણ નાશને માટે તે મુખ્યત્વે જવાબદાર હતો. બાપે કાળજીથી સાચવેલું બધું ખોઇને, ચોરી લબાડી સુધી ઊતરી ગયો હતો.

દાજીનાં મહત્વનાં કામોમાં તે સાથીદાર થયો, દાજીની હુંફ મળી એટલે મોતિયાનો છાકો બેસી ગયો, ગામ મોતિયાથી ત્રાહ, ત્રાહ પોકારી ઊઠયું. છેવટે વાત એટલી હદે પહોંચી કે અમલદારોને દાજીની શરમની ઉપરવટ થઇ મોતિયાની વાત ધ્યાનમાં લેવી પડી. બીજી શિક્ષામાંથી તો તે બચી ગયો, પરન્તુ ગામમાંથી તો જતા રહેવું પડયું.

દાજી ગામના પલટાતા રંગો જોઇને કોઈ મજબૂત માણસ તરફ

નજર કરી રહ્યા હતા. તેમને મોતિયો યાદ આવી ગયો. હાજી મોતિયાને શોધી લાવ્યા અને ઉપયોગ શરુ કરી દીધો.

'મંદિરના બાવાને સવારના મારીને કાઢી મૂક્યો. મંદિરની ઓશરીમાં બિચારાને ત્રણ ચાર લાકડી ઝૂડી લીધી, લોહી લુહાણ થઈ ગયો, ભાઈને ઘેર પાટા પીંડી કરીને હું ઘેર આવતો હતો, પરવત કાકાના વાડામાં ગંજીને આગ લગાડતો હતો, મને જોઈને જરા ચડક્યો, સવારની મારા મગજમાં ગરમી ચડી ગઈ હતી, સાળાને ખૂબ ગુંદ્યો. મારતો મારતો આપણા વાડામાં ખેંચી લાવ્યો. રમજાન દાંત પીસી પીસીને બોલતો હતો.

'પરવત! થયું ચાલો પતી ગયું: મારે ગાડીનો વખત થવા આવ્યો!' અલીને લાગ્યું વાત હવે બંધ થાય તો સારૂ.

'અલીભાઈ, આ જુલમ સહન કેમ થાય?'

'આજ કાલનો ક્યાં છે? ચાલ્યો જ આવે છે? જ્યાં સુધી સહન કરશું ત્યાંથી ચાલ્યો આવશે.'

'નહિ, હું નહિ સાંખું. ફોજદારને હમણાં જ જાહેર કરૂં છું.' પરવતે વધુમાં વધુ પોતાથી બની શકે તે કહ્યું.

'બોલાય ભાઈ પણ એટલું નક્કી માનજે આ ફોજદાર આવે કે ન આવે, નક્કી ગંજી હવે સલામત નથી. અને જોજે, અરજણનું અને તારું શરીર પણ સાચવજે.' અલીએ ટાઢે પેટે ઉમેર્યું.

'તો તો ગામ મૂકીને ચાલ્યાં જવું જ સારૂંને!' પરવત કાંઈ તોડ કાઢી શકતો ન હતો.

'ત્યાં પણ કોક મોતિયો, હાજી, નહિ હોય તેની શું ખાત્રી!'

'ત્યારે બીજો રસ્તો શું ?'

'રસ્તો ? હું તને હમણાં બતાવતો હતો. સંપીલા બનો. સંપ વગર વળે નહિ. સૌ સૌની વાત સૌ સમજે, તેથી જ બધું બગડે છે. એક વખત પાંચ પચીસ ભેગા મળીને સામનો કરો. પછી જુઓ કોણ તમારી સામે ટકે છે ?'

'જોયું આ મારા ગભરૂડા જેવા છોકરાએ આજે શું કર્યું !–ખબર છે ? માતેલા જેવા ફરતા માણસનો કાન તાણી સાન ઠેકાણે લાવી મૂકી. શરમથી એટલો બધો ઢીલો કરી મૂક્યો! મોઢામાંથી શબ્દ પણ નીકળ્યો નહિ.'

'પરવત ! મોતિયાનું મૃત્યુ થઈ ગયું. આવા માણસો જ્યાં સુધી તેમને કોઈ પડકારતું નથી ત્યાં સુધી આગળ ને આગળ વધ્યે જાય છે. એકાદ કોઈ મળી જાય એટલે તેમને ધરતી ઉપર પગ મૂકી ઊભા રહેવાની શક્તિ પણ રહેતી નથી.'

'તું એમ સમજે છે કે આ રમજાને કર્યું છે ? છ મહિના પહેલાં રમજાને આ જોયું હોત તો રસ્તો બદલીને બીજે રસ્તે વળી જાત. આજે તેને ખબર છે કે બે પાંચ દસ તેની પાછવાડે છે. સમજ્યો ભાઇ ! વિચાર કર. સાંખી સાંખીને હવે ક્યાં સુધી ! રસ્તો આપનાર મળ્યો છે. રસ્તે મળી જવાનો અવસર છે પરવત !'

'શું થયું માડી ?' કડવી પટલાણી મરિયમને સાથે લઇને વાડામાં ધસી આવ્યાં.

'મારો રોયો ! ધોળે દિ ગામનાં ઘર બાળવા નીકળ્યો છે ?' પટલાણીનો ક્રોધ પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. 'ક્યાં મૂવો ?'

'કાકી ! ભાગી ગયો, કાકાએ અને બાપાએ ભગાડી મૂક્યો ?' રમજાને કહ્યું.

પટલાણીએ ગુસ્સાનું સુકાન ફેરવ્યું. 'એ તો છે જ એવા નમાલા.' શબ્દો બોલીને પટલાણીએ પરવત સામે ક્રોધથી જોયું. 'મને બોલાવી કેમ નહિ! પીટયાને પૂરોજ કરી દેત!'

અલી ખડખડાટ હસી પડયો...

'મુવાને જરા કુણો તો કરવો હતો!'

'કાકી ખૂબ માર્યો છે. સાન ઠેકાણે હશે તો ફરીથી હિંમત નહિ કરે.' રમજાને પટલાણીને જરા ટાઢકવાળી.

'મોતિયો પાછો કયાંથી આવ્યો?' 'કોણ લઇ આવ્યું!'

'બીજું કોણ લઇ આવે?' અલીએ જવાબ આપ્યો! 'દાજી કે કીકા શેઠ. ગામમાં આવાને બીજા સંઘરે કોણ?'

'એ બેયને ભગવાન મોત પણ આપતો નથી!'

'ગામ આખું તોબાહ પોકારી ઊઠયું છે!' પટલાણીએ કચવાટની લાગણી અનુભવી.

'અલીભાઇ એક વખત બધાં સંપીને અરજી કરો..આવો અન્યાય ક્યાં સુધી સંખાય?' પટલાણીનું જ્ઞાન અરજી સુધી પહોંચ્યું હતું.

'હું પરવતને હમણાં એજ સમજાવતો હતો.' અલીએ કહ્યું: 'આપણે બધાં ભેગાં થઇને કાંઇક કરીયે! પણ પરવતને માથે પટલાઇની પાઘડી રહી. એટલે ભારે માણસ શું કરી શકે?' અલીએ વ્યંગમાં કહ્યું.

'નહિ કરે તો કાંઇ રહેશે નહિ પટલાઈ? પટલાઇ એ તો હવે હાથ જીભ કઢાવી નાખી છે! તમે તમારે કરો અલીભાઈ, હું સહી કરીશ, અરજણ સહિ કરશી. મારો અરજણ એની જેવો ઢીલો નથી.' પટલાણી ફુલાઇને બોલ્યાં.

'સારું અલીભાઇ, હું તમારી સાથે છું. કાલ સવારે ખાડ પૂરાઈ ગઈ એમ સમજો.' પરવત લાંબી નિંદ્રામાંથી જાગ્યો હોય તેમ કહ્યું. 'ગામમાં એકયે ખાડ નહિ રહે!' તેના મોઢા ઉપર નિશ્ચય તરવરતો હતો.

અલીએ કાંઈ જવાબ આપ્યો નહિ. તેણે આસ્માનમાં આંગળી ઊંચી કરી. 'અલાહ! સૌનું સારૂં કરજે.'

'ચાલો પરવત, હું જાઉં. ગાડીનો વખત કયારનો થઈ ગયો છે.' અલી ઉતાવળથી ગાડું જોડવા ઊપડી ગયો.

## ૨૪

તીકુનો તાવ ઊતરી ગયો હતો અને હવે બધી સાધારણ પ્રવૃત્તિઓમાં તે પાછો લાગી ગયો હતો. ગામમાં નવા નવા બનાવો બની રહ્યા હતા, એ બધામાં એણે નવી રીતે રસ કેળવવા માંડયો હતો.

ઘણો ખરો સમય તે ચંદુને ત્યાં જ રહેતો. પોતાને સૂઝે તેવી પ્રવૃત્તિમાં માથું માર્યા કરે; ને પોતાના ક્ષેત્ર બહારની વાત હોય ત્યારે દયાકાકાના બેચાર પ્રશ્નોમાં રસ લઈ તેની સાથે ગપ્પાં માર્યા કરતો.

નિયમિત તે કરશનને મળતો, ચંદુભાઈ પાસે બેસી ગામની નવાજુની સંભળાવતો, રમજાનની સાથે ગામમાં એક બે ચક્કર લગાવતો, કડવી પટલાણીની સાથે બે વાત કરી લેતો, જમનો, માલિયો, કાનિયો, નરશી એ બધાંને તે ચોરી છૂપીથી જોઇ લેતો, તેની સામે ઘુરકિયાં કરતા આ બધાની હવે તેને ખાસ દરકાર રહી હતી નહિ.

આ બધું છતાં તેનું સમગ્ર લક્ષ તો પિંજરાની પછવાડે જ હતું. પિંજરાનો કોયડો ઉકેલવા તે એક પગે જહેમત ઊઠાવી રહ્યો હતો.

‘ભાઈ! તમે બીજી લપમાં પડી ગયા? પિંજરાની કાંઈ તપાસ કરાવતા નથી?’ ચંદુને તે ઘણી વખત કહેતો.

તે રમજાનને પોરસ ચડાવતો: ‘રમજાન તું તો બધું જાણે છે? છતાં મને કાંઇ મદદ કરતો નથી?’

કરશન જો કે તીકુ તરફ હજી પણુ તિરસ્કારથી જ જોતો. કોઇક વાર અપમાન પણુ કરી બેસતો, છતાં શરમ છોડીને તીકુ કરશનને વિનવતોઃ 'તું જ કરી શકીશ' બીજા કોઇની આ હિંમત નથી ?

પિંજરૂં તેણે નજરે નજર જોયું હતું; કોઇ કેમ તેની વાત સાંભળતું નથી ? ચંદુ, રમજાન, અલી, કરશન બધા કહે છે કે મદદ કરશું પરન્તુ પિંજર તો હજુ ત્યાં ને ત્યાંજ પડ્યું છેઃ એક હાડ-પિંજરને અનંત કાળથી માટીના થરોથી ઢાંકીઃ ઉન્હા નિશ્વાસો ચારે તરફ પ્રસરાવતું.

કોઇ વાર તેનું તરંગી મગજ કલ્પનાદર્શી બનતું. હાથમાં કડી-વાળી ડાંગ પકડી; ધોતિયાનો કછોટો મારી, દાજીના વાડા સુધી તે ધસી આવતો. 'હમણુાંજ પિંજરૂં ઉપાડી ભર બજારમાં જ મૂકી દઉં ! ગામ ભેગુ કરૂં ! આપોઆપ વાત પ્રગટ થઈ જશે ? કોઇની ઉપર મુસ્તાક રહ્યે શું વળે ?'

પરંતુ એ હિંમત લાંબો વખત ચાલતી નહિ ! નિશ્ચય ફરી જતો, તે પાછો ફરી જતોઃ અલીમિયાંની ખડકીમાં દાખલ થઇ ફાતમાબુ પાસે બેસી હૈયાવરાળ કાઢતો.

'મા—અમ્મા, તમે તો કાકાને કાંઇક કહો ? મારાથી એક સ્ત્રીનું આવું દુઃખ સહન થઇ શકતું નથી ! સ્ત્રીનું દુઃખ સાંભળ્યા પછી ! તમે કેમ સહન કરી શકો છો ?'

અમ્માનો દિલાસો લઈઃ અલી કાકાને તે પિંજરાની વાત યાદ આપતો. ક્યા કાકાના પગ દબાવતો, ગમે તેમ કરી પિંજરાની કથા કહી નાખતો.

પિંજરૂં જાણે તેને મનથી સારા યે સંસારમાં ઉકેલવા જેવી ગૂંચવણી હતી :

ચંદુ–કરશન, રમઝાન, અલીમિયાં, બધા ખૂબ જ કામમાં હતા. ક્યાંક કોઈક ખાતર એકઠું કરતો હતો, કોઈક બે પાંચ દશ લોકોને તે ખાતર લઈ ખેતર ભરવા સમજાવતો હતો, કોઈક ક્યાંક હિંમત કરી ખાડ પૂરી નાખવાની યોજના વિચારતો હતો, એ બધાંની વચ્ચે પિંજરૂ બધાંની દૃષ્ટિમર્યાદામાં જ હતું : પરન્તુ તેને માટે મળતી જોઈતી ચોકસ માહિતીઓ હજુ મળી શકી ન હતી : બધાના મનમાં વાત ખટકતી હતી, પરન્તુ તોડ મળતો ન હતો.

એક દિવસ, ગામમાં મોતિયો આવ્યો છે એવી તીકુને ખબર પડી. મોતિયો તીકુનો ખાસ મિત્ર હતો. તીકુના ગઈ કાલ સુધીનાં કૃત્યો મોતિયાની સાથે હેલમેલથી જ થયેલાં હતાં :

તેણે મોતિયો કેમ આવ્યો હશે ? કોણ લઈ આવ્યું હશે ? તે બધું વિચારી લીધું. તેને લાગ્યું મોતિયાની મિત્રતા તાજી કરવી જોઈએ. મોતિયો ઉપયોગી માણસ છે.

તેણે મોતિયાને શોધી કાઢ્યો. 'અરે મોતીરામ ભાઈ ! બે દિવસથી આવ્યો છું, છતાં દોસ્તને મળવાની પણ પરવા કરતો નથી !' મોતિયાના ખંભા ઉપર જોરથી બેચાર થપાટો ચોડી દઈ તીકુ મોતિયાનું સ્વાગત કરી રહ્યો.

'જા–ભાઈ જા–કઠીયદ્દા તું મારો દોસ્ત ?' મોતિયો તિરસ્કારથી હસ્યો !

'સાલા, જાત કજાત થયો ? દાજી અને કીકા કાકાનું ખાઈ ખાઈને ખાધું ! અને તેમનું જ ખોદવા નીકળે છે !'

'મોતીરામ, તું મારી વાત પૂરી સાંભળ : તને બધું ખોટું કહેવામાં આવ્યું છે.' તીકુએ બચાવ માટે મહેનત કરી પરન્તુ મોતિયો માને તેમ ન હતો. તીકુનો દાવ ખાલી ગયો.

તીકુએ વધુ સાવચેતી રાખી ફરવા માંડયું. તેને ખ્યાલ હતો કે મોતિયો ગામના બીજા અનેક માણસો જેવો નથી. તે એક ઘા અને બે કટ-કામાં માને છે ! સંભાળીને રહ્યે જ છૂટકો.

રમજાને મોતિયાને માર્યો તે દિવસે તીકુએ રમજાનને જૂદી જૂદી રીતે અનેકવાર પૂછી જોયું !

'રમજાન તારી હિંમત કેમ ચાલી? તારી સામે મોતિયો થઇ જ શકયો નહિ ?' અને એણે એક નવું સત્વ તારવી કાઢયું. 'મોતિયાને પણ મારી શકે તેવા પડયા છે !' તેના મનમાંથી વિવશતા ઓછી થઇ.

ગામમાં ધીરે ધીરે ખુલ્લે ખુલ્લી બે ટોળીઓ પડી ગઇ. ચંદુને સાથે ભળેલાં; અને દાજી અને ફીકા કાકાનાં પક્ષકારો. ચંદુ હજુ કોઇ વાર સામ સામા મોરચામાં આવ્યો ન હતો. અલીકાકાની રીતે, શાન્તિથી, તે જેટલાં માણસો તેની વાત સાંભળતાં તેને સંભળાવતો યોગ્ય જણાય ત્યાં પૈસા ખર્ચતો, કયાંક કોઇક જગ્યાયે તૂટેલું સમરાવતો કોઇક દુઃખીને પોતાની રીતે આશ્વાસન આપતો.

દાજી અને ફીકાશેઠ ચંદુની ટોળી ઉપર ખડે પગે ચોકી કરતા, તક મળ્યે ગાળો ભાંડતા, ઉઘાડી રીતે ધમકીઓ મોકલતા, અને ભવિષ્યમાં કોઇક ભયંકર ઉલ્કાપાત ઊભો કરવાની વેતરણ વિચારતા, ઉપડતી પાનીએ આગળ વધી રહ્યા હતા.

ચંદુ અને તીકુ : તેમનાં તાત્કાળીક લક્ષનાં બે પ્યાદાંઓ હતાં. અલી—તેમની નજરમાં હજુ પૂરેપૂરો બેઠો ન હતો. રમજાન તેમને બહુ શુદ્ર હતો. ચંદુને અને તીકુને પૂરા કર્યા એટલે અલીનું અંજળ ઊઠયું જ છે :

દાજી મોતિયાને લઇ આવ્યા. તેને એક પછી એકનાં નામ ગણાવ્યાં, વસ્તુઓ બતાવી, અને માન્યું કે બે ચાર દિવસમ

મોતિયો બધાંને ધમરોળી નાખશે. એકાદ ખૂન, બે ચાર આગો, સાંભળ્યાં કે સંભળાશે.

પરન્તુ તેમ બન્યું નહિ. વિજળી પડે અને દેખનાર માણુસ અવાચક બની જાય તેમ દાજી અને ફીકાશેઠ અવાચક થઈ ગયા. મોતિયાયે મંગળાચારણુમાં જ હાર મેળવી. મોતિયો માર ખાય! અને રમજાનને હાથે? તેમને લાગ્યું કે દુશ્મનો જામી જાય તે પહેલાં બાજી બરોબર ખેલી લેવી જોઈએ.

માર ખાઈને મોતિયો દાજીને કે ફીકા શેઠને મળ્યો ન હતો. મોતિયાએ માન્યું હતું કે પરવત જરૂર ફરિયાદ કરશે: શહેરનાં તોફાનનાં એકાદ બે લફરાં હજુ તેને માથે ઊભાં હતાં, એટલે તેણે અદશ્ય થઈ જવામાં ડહાપણુ માન્યું.

દાજીએ મોતિયાની ભાળ કઢાવી પરન્તુ મોતિયો મળ્યો નહિ. નવી નિરાશા દાજીને ઘેરી વળી.

અલીનું ગાડું એક દિવસ બપોરે બે માણુસને લાવ્યું. એક અલમસ્ત શરીરના બ્રાહ્મણુ જેવા પડછંદ હિંદુસ્તાની ભૈયાને અને બેઠી થડીના દાઢીવાળા મુસલમાન પઠાણુને. ગોમતીએ ચંદુના રક્ષણુ માટે નિજમ અને ભૈયાને મોકલી આપ્યા હતા.

ચારે કોરથી ઘેરાઈ જાય તેવી સ્થિતિમાં ફીકાશેઠ અને દાજી આવી પડયા.

નિજમ અને ભૈયો ગામમાં આવ્યા તે ચંદુને પોતાને ગમ્યું નહિ.

'અરે ભૈયા! તુમ કયોં આયા! નિજમ ઓર તુંમ આયે ઉધર કયા હોંગા! મેરેકુ પહેલે ખત લીખ પુછાના થા! ઐસે કયું ચલે આયે?'

'નહિ માલિક ઐસી બાત મત કરો? ભાભી બિચારી કીતની

બેચેન હૈ ? જબસે એ લોક વહાં આયે હૈ ! તબસે બસ યહાંકી વાત સુન સુનકર ઘડી ઘડી રો દેતી હૈ ! ભલા જીસકા અન્ન ખાતે હૈ વો તકલીફમેં રહે ઔર હમ વાં બેઠ બેઠ કર મઝેસે તીક્કડ ખાયા કરે ?'

ચંદુને લાગ્યું ગોદીએ કે મહેશે ખૂબ છણાવટથી ગોમતીને બધી વાતો કરી લાગે છે. ગોમતીએ મૂંઝાઈ ને જલદીથી નિજમ અને ભૈયાને મોકલી આપ્યો.

'ફીર તુમ આકર ભી યહાં કયા કરેગા ?'

'કયા કરેગા ? અરે હમને સબકુછ સમજ લીયા બાબુજી ? એક એક કી હડ્ડી તોડ ડાલેંગે ? કૌન આપ કો સતા સકતા હૈ !'

'તુમ હમારા રક્ષણ કરેંગા? કીસ લીયે? ઈસમેં કોઈ ખતરે મેં પડ ગયા ઔર તુમકો કુછ હરતક હો ગઈ તો ?'

'એસા મત બોલો બાબુજી. માલિકકે વાસ્તે હમ સબકુછ કર સકતે હૈ ?'

'લેકીન તુમારી નોકરી હમારા રક્ષણ કે વાસ્તે તો નહી હૈ ?'

'કયા માલિક હમારી કસૌટી કરતે હૈ ? નોકરી ચાહે કોઈ બી હો, હમરા જાન માલિક કે લીયે હૈ ?' ભૈયાએ અદબથી હાથ ઊંચો કર્યો.

'લેકીન હમ નહિ ચાહતે હમારે લીયે કોઈકા જાન ખતરે મેં પડે ?'

'યહ મત બોલો મેરે માલિક ? હમ અબ નહિ સહ સકતે. વહાં માતાજીને બિચારીને આંસુ બહાબહાકર શરીર સુકા દીયા હૈ. હમ બાપસ જાનેવાલે નહિ હૈ ?'

'કયું નિજમ ? તું કુછ બોલતા નહિ હૈ' ભૈયાએ આદરતાથી નિજમ સામે જોયું !

'ભૈયાજી ? બાપસ જાને કે લીયે હમ આયે નહિ: બાબુજી જબતક યહાં હૈ હમભી યહાં હૈ.'

ચંદુને થયું ભૈયો અને નિજમ હવે પાછા જશે નહિ! ગોમતીનો હુકમ એ તેમને માટે છેવટના હુકમ જેવો છે! પોતાના રક્ષણ માટે કોઇ પારકા માણુસની મદદ મેળવવી તે તેને કદી રૂચતું ન હતું. માણુસ માણુસનું રક્ષણુ કરે! માણુસ જાત શું આટલી બધી કાયર થઇ ગઈ છે! પોતાનું રક્ષણુ પણુ પોતે ન કરી શકે?'

થોડા પૈસા? અનાજના ટૂકડા! આવાં નજીવાં પ્રલોભનો! શું માણુસના રક્ષણુ માટે પણુ આડે ધરી શકાય!

તેનું હૃદય ખૂબ ભારે થઇ ગયું. ભૈયો જે નિમકની વાત કરે છે તે વાત ભૈયો ખરેખર માને છે! માલિકના જીવની કે બાળબચ્ચાંની સંભાળ ખાતર પોતાના જીવ ખરેખરા ભાવથી ભયમાં મૂકે છે? તેનો જીવ ગયો કે અપંગ બન્યો તો તેનાં પોતાનાં બાળબચ્ચાંનું શું? કોણુ પાછળથી તેનું ધ્યાન રાખશે? કોણુ જાણે છે તેનાં બાળબચ્ચાં કયાં છે? અજાણી ભોમનો અજાણો માનવી! તેની પાસેથી આવા સ્વાર્થ ત્યાગની આશા કેમ રખાય?

ચંદુ આવી વાતને ગળે ઉતારી શકયો નહિ! તેણે નક્કી કર્યું: ભૈયાનો અને નિજમનો તો પોતાના રક્ષણુ માટે પોતાના ગામ માટે, પોતાના ગ્રામ્યજનો માટે ઉપયોગ ન થઈ શકે. સારીએ વાત પોતાની છે: પોતે જ તેની ગૂંચ ઉકેલવા માટે મથવું જોઇએ.

૨૫

ગોદી ચાર વખત નીચે ઊતરી: ચાર વખત ઊપર ચડી. મુંબઈમાં પગ મૂકયો ત્યારની તે ખૂબ ગૂંગળાઇ ગઈ હતી.

મુસાફરીની શરૂઆતથી જ તે ઘણા કામમાં ગૂંથાયેલી હતી. ધનીઆ, દેવુ, વિજ્યા બધાં તેની સંભાળમાં હતાં. મહેષને ઝાઝું કહેતી નહિ. તે જાણતી મહેષ ઘણો બેદરકાર છે.

ગાડીમાં તેને બિલકુલ ઊંઘ આવી શકી નહિ. મધરાતે તેને થયું મુંબઇ આવી ગયું! પથારીમાંથી ઊઠી તેણે સામાન બાંધવા માંડયો: મહેષ ઉંઘમાથી જાગી ગયો: તેણે ગોદીને ધમકાવી કાઢી.

'મુંબઇ મળસ્કે આવશે, છાનીમાની સૂઈજા. સૂતી નથી અને બીજાને સૂવા દેતી નથી.'

છેવટે મળસ્કુ થયું. ગોદીએ મોટી ધમાલ કરી મૂકી! ગાડી મુંબઇના સ્ટેશનમાં દાખલ થઈ, કોઈ મેઘ નિતરતી કાળી મધરાતે પવનની ઝડીયું જે બિહામણો નાદ ઉત્પન્ન કરે છે, એવો નાદ ગાડીને ચારે તરફથી ઘેરી વળ્યો.

દૂધ જેવો ધોળો સાલ્લો પહેરી એક સ્ત્રી એક નાનકડા બાળકને

આંગળીએ વળગાડીને પ્લેટફોર્મ ઉપર ઊભી હતી. તેની સાથે બે ચાર બીજાં માણુસો હતાં.

ગોમતીએ બધાંને એક ડબ્બામાં જોયાં. ખેંચાઇને જતી હોય તેવી રીતે તે ડબ્બા પાસે ગઈ. મહેષ બારણામાં ઊભો હતો. ગોદી અને દેવુ બારીમાંથી બહાર જોઈ રહ્યાં હતાં.

ડબ્બા પાસે આવતી ગોમતી અને વિભૂતિ દેખાયાં ! મહેષ, ગોદી દેવુ, બધાંની નજર ગોમતી ઉપર પડી.

કોઇએ કોઇનું સ્વાગત કર્યું નહીં.

જીવનમાં કેટલીક અણગમતી પળો માનવીને મળે છે ! આવી પળો ન આવતી હોય તો ?

ગોમતી ઊંચી નજર કરી શકી નહિ. એક હાથે તેણે વિભૂતિને ઝાલ્યો હતો, બીજો હાથ તેણે ગાડીની બારી ઉપર ટેકવી દીધો.

વિભૂતિ નવાં આવનારાંને જોઇને શરમાઇ રહ્યો હતો : બાની સોડમાં તે લપાતો જતો હતો

બધાં ગાડીમાંથી નીચે ઊતર્યાં : માણસોએ સામાન લઈ લીધો: ધનીઆ માટે એંબ્યુલન્સ તૈયાર હતી : તેને સાચવીને એંબ્યુલન્સમાં સૂવરાવ્યો: મહેષ ધનીઆની સાથે એંબ્યુલન્સમાં બેસી ગયો : ગોદીએ સાચવીને વિજયાને ગાડીમાંથી ઊતારી : વિજયા નીચે ઊતરીને ગોમતી પાસે ઊભી રહી.

ગોદીએ બેચાર વખત ડબ્બામાં જોઇ લીધું. 'ચાલો ભાભી બધું આવી ગયું.' ગોમતીને સંબોધીને ગોદીએ શબ્દો કાઢ્યા.

વિજયાને થયું ગોદી તેને બોલાવે છે. તેણે ગોમતીની સામે જોયું; બધાં મોટરમાં ગોઠવાઈ ગયાં.

મોટર ઘણી વખત ચાલી પરન્તુ ઘર આવ્યું નહિ એટલે ગોદીની ધીરજ ટકી નહિ. લાંબો વખત મૂંગા રહેવું તે તેને માટે મોટી શિક્ષા સમાન હતુ.

તેણે ગાડીમાં બધાંની સામે જોયું.

દેવુ ગભરાયેલી જણાતી હતી : વિજયા બારી બહાર જોઈ રહી હતી : ગોમતી વિભૂતિના વાળમાં આંગળીઓ રમાડી રહી હતી : તેની નજર નીચી હતી : વિભૂતિ શાન્ત ગંભીર બનીને બાના ખોળામાં ગુપચુપ બેસી રહ્યો હતો.

કોની સાથે બોલવું તે ગોદીને સમજાયું નહિઃ તેણે બધામાંથી વિભૂતિને પસંદ કર્યો :

'વિભૂતિ મારી પાસે આવ : તને કાકાએ શું કહેવરાવ્યું છે તે કહું ?'

વિભૂતિએ બાની સામે જોયું : બા બિલકુલ શાંત હતી : વિભૂતિએ આવિર્ભાવ દેખાડયો નહિ !

'નથી આવતો ? કંઈ નહિ, તું મને ઓળખે છે? આવ જોઈયે ભઈલા !' ગોદીએ વિભૂતિને ગોમતીના ખોળામાંથી ખેંચી પોતાના ખોળામાં બેસાડી લીધો.

'જો કાકાને તું યાદ કરે છે !' કાકાનું નામ સાંભળી વિભૂતિને જરા હોશ આવી. તેણે જવાબ મળ્યો નહિ પરન્તુ મસ્તક હલાવ્યું.

'કાકાએ તને શું કહ્યું છે ! ખબર છે !'

વિભૂતિએ જવાબ આપ્યો નહિ.

'જો તારા કાનમાં કહું કોઈ સાંભળે નહિ.' ગોદીએ નીચું મોઢું કરી વિભૂતિના મોઢા ઉપર ચૂમીઓ ચોડી દીધી. પવનના એક ઝપાટાએ ગોદીના માથા ઉપરથી ઓઢેલું ખસેડી નાખ્યું. ત્રાંસી

નજરે જોઈ રહેલી ગોમતીની નજરે ગોદીના ટચૂકડા, ગોટા થઈ રહેલા વાળ પડયા.

ઘર આવ્યું, ગાડી અટકી.

બારી પાસે બેઠેલી દેવુએ ગોદી સામે જોયું. 'ચાલો ઊતરો દેવુ ઘર આવ્યું !' ગોમતીએ પહેલીવાર જ આટલો શબ્દો ઉચ્ચાર્યા. ગાડીમાંથી ઊતરતી વિજ્યાને ગોમતીએ મદદ કરી.

ધનીઆને શહેરના ઘણા દાક્તરોને બતાવવામાં આવ્યો. બધાના અભિપ્રાયમાંથી કંઈક આશા જેવું નીકળતું હતું. એક નિષ્ણાત-સ્પેશ્યાલીસ્ટની સારવારમાં ધનીઆને મૂકવામાં આવ્યો.

મહેષ ચંદુની સૂચનાઓ લાવ્યો હતો તેને અંગેની કામગીરી જાળવવા લાગ્યો :

ગોમતીને સૌથી વધુ સંકોચ મહેષનો થતો હતો. મહેષે બે ચાર વખત ભાભીની સાથે છૂટથી બોલાવવાની તક લીધી પરન્તુ તે સફળ થયો નહિ. ગોમતીની મૂંઝવણ તે સમજી શકે તેમ હતું. તેણે નવો માર્ગ ગ્રહણ કર્યો: વિભૂતિને તેણે છાતીએ વળગાડી લીધો.

'વિભૂતિ તું મને ઓળખે છે દોસ્ત ?' મહેષે વિભૂતિને હળવીક ટપલી મારી.

'ના.' વિભૂતિ શરમાતો ગોમતીની સોડમાં લપાઈ ગયો.

ગોદીએ વાત પૂરી કરી. 'અરે ગભરાય છે કેમ ! કાકા છે : કાકાથી તે ગભરાવાય !'

'કાકા !' વિભૂતિને કુતૂહલ થયું ! 'કાકા તો દેશમાં ગયા છે?'

'આ બીજા કાકા છે! નાના કાકા !' ગોદીએ મૂંઝવણ ટાળી નાખી :

વિભૂતિએ માની સમંતિ માંગી. માની મૂક વાણી તેના મુખના ભાવ ઉપરથી બાળક સમજી ગયો : મહેષનું સગપણ તેણે સ્વીકારી લીધું. ગોદીને ગોમતી બેએક દિવસમાં સમજી ગઈ. ગોદી ભોળી, લાડકી વ્હાલસોઇ નણંદી હતી:

સૌથી વધુ ગોમતીને વિજ્યા ગમી. તે બોલતી જ ન હતી. ઊંડા મૌનમાં નિસ્પૃહી બની ગયેલી વિજ્યા તરફથી કાંઈ પણ જાતના અણગમાની, પ્રશ્નોની તેની ભીતિ બિલકુલ ટળી ગઇ હતી.

બેચાર દિવસ સુધી ગોમતી આગંતુકોને નિહાળી રહી. એક બાજુનો ભય તેણે મનમાંથી હાંકી કાઢયો. એકાદ નાનો સરખો ખુલાસા કરવા જેવો પ્રશ્ન, કે એકાદ પણ અણગમો ઉત્પન્ન કરનારો શબ્દ તેને કાને પડયો નહિ; બધાં ય જાણે થોડા કાળથી જ તેનાથી વિખૂટાં પડયાં હોય તેમ તેની સાથે ભળી ગયાં.

કેટલીક બાબતો એવી હોય છે જેમાં કંઇક કહેવાનું હોય છે, છતાં કોઇ પૂછે નહિ! અને વણપૂછયે કહેવાની વૃત્તિ ન થાય: તેવી બાબતો મનને ખૂબ મૂંઝવનારી અને વિહ્વલ કરી નાખનારી નીવડે છે:

ગોમતીના હૃદયમાં આવી વિહ્વલતા ઊભી થઇ. પળે પળે તેને થતું—કેમ કોઇ કશું પૂછતું નથી? તે કોઇકવાર રંગપુરની વાતો સાંભળતી : વાતો તેને સાંભળવી બહુ ગમતી; પરન્તુ જ્યારે કુટુમ્બની વાતો આવતી ત્યારે તેનો જીવ ઊંચે ચડી જતો.

મહેષ બોલવામાં ખાસ સંભાળ રાખતો હતો, તેમ ગોમતી સમજી ગઇ હતી. દેવુ પોતાની સાથે લાંબી વાત કરવાની બરાબરી ધરાવતી નથી એવો ખ્યાલ ધરાવે છે. ગોદીને આવી વાતોમાં માત્ર નજીવો રસ હતો.

આ બધાનું એક નવું પરિણામ આવ્યું. ગોમતી સ્વભાવવત્ માનસિક દુઃખ અનુભવવા લાગી. એક દુઃખમાંથી બીજું દુઃખ ઉત્પન્ન થયું. દૃઢ મન કરી, વીતેલું બધું ભૂલી જવાની તેની હિંમત ઓસરવા માંડી: છેલ્લાં વર્ષોના અનેક પ્રસંગો તેને ઘેરી વળ્યા.

મહેષની સાથે ચંદુએ ગોમતીને એક લાંબો પત્ર મોકલ્યો હતો. ચંદુ સમજતો હતો કે ગોમતીને કોઈના ટેકાની જરૂર પડશેજ. પરન્તુ પત્ર પણ નિષ્ફળ ગયો. ગોમતી ન ટકી શકી.

માનસિક વિભ્રમણા શરૂ થઇ એટલે બેચેની વધી જાય. ગોમતીને અનેક અણગમાઓ ઉત્પન્ન થવા લાગ્યા. હોંશ મરી ગઇ. કોઈની સાથે બોલવું પડતું ત્યારે તેને ગમતું નહિ; ખેંચી ખેંચીને કોઇ તેને હેરવતું ફેરવતું હોય તેમ તે હરતી ફરતી હતી.

વિભૂતિ દોડતો આવીને ગોમતીને વળગી પડતો : 'બા કાકાની સાથે આજે હું હેન્ગીંગ ગાર્ડન જઇ આવ્યો : કાકાએ મને મીઠી મીઠી ચોકલેટ અપાવી હતી. એકાદ વધેલી ચોકલેટ કાઢી વિભૂતિ બતાવતો :

'બા પેલા ધનીઆભાઇ છે તે દવા પીતા ન હતા. દેવુ કાકીએ ખૂબ કહ્યું પરન્તુ માનતા ન હતા. પેલાં ફઇબા છે ને ! આવીને એવાં વઢયાં ! ધનીઆભાઇ ગુપચુપ દવા પી ગયા. 'બા' ફઇબા કેવાં સારાં છે?'

ગોમતી વિભૂતિની એકયે વાતનો જવાબ આપતી નહિ ! કોઇક વાર માત્ર 'ઠીક,' 'સારૂ–એમ કે !' એવા જ શબ્દો માત્ર બોલતી. કોઇકવાર તેની આંખમાં આંસુ આવી જતાં :

બાની આંખમાં આંસુ જોઇને વિભુતિ છોભીલો થઇ જતો. તેને સમજાતું નહિ–આવી આનંદ જેવી વાતમાં બાએ શું કરવા રડવું જોઈએ ? નિરાશ થઇને વિભૂતિ ચાલ્યો જતો :

ગોમતીને જેટલો કંટાળો પોતાના જીવન ઉપર આવ્યો હતો તેટલો જ કંટાળો વિભૂતિ ઉપર આવ્યો હતો તે ભોગવી રહેલી વેદના કોને આભારી હતી? વિભૂતિ ન જ જનમ્યો હોત તો? વિભૂતિનાં જન્મથી કેટલી વિકટ પરિસ્થિતિ તે ભોગવી રહી છે!

'બા' ના અણગમા ભર્યા દેખાવને લઈને વિભૂતિ 'બા'ની નજરે પડતો નહતો. વિભૂતિ જ્યારે જયારે ગોમતીની નજરે પડતો ત્યારે ગોમતી એવી તિરસ્કૃત રીતે તેની તરફ વલણ રાખતી કે વિભૂતિને બહુ ઊભા રહેવું ગમે નહિ:

બાળક વિભૂતિ બામાં ઉપસ્થિત થયેલા ફેરફારને સમજી શકતો નહતો. તેને લાગ્યું, બધાં આવ્યાં પણ સાથે કાકા નથી આવ્યા એટલે 'બા'ને દુઃખ થયું છે:

એકાદ વખત તેણે ગોદીને પૂછ્યું! 'ફઈબા, કાકા ક્યારે આવશે?'

'આવશે હોં!' 'જલદીથી આવશે'! ગોદીને લાગતું કે વ્હાલસોયો કાકાને ખૂબ ઝંખે છે!

વિભૂતિ–ફઈબાને બીજી સૂચના કરતો:

'બા' ને કહોને કાકા જલદી આવશે.'

'કેમ?'

'બા બોલતાં નથી. ખૂબ રડયાં કરે છે:'

'ચાલ કહીએ' ગોદી બાળકને લઈને ગોમતી પાસે જતી:

'ભાભી!' તમે કેમ રડયાં કરો છો! વિભૂતિ કહે છે: કાકા ન આવ્યા એટલે 'બા' બહુ રડયાં કરે છે! ભાઇ અમારી સાથે જ આવત પરન્તુ ઘર તૈયાર થયું નહિ એટલે ન આવી શકયા. અઠવાડિયા પંદર દિવસમાં આવ્યા સમજો:

ગોમતી ! વિભૂતિ સામે ડોળા કાઢતીઃ 'એ તો જુઠ્ઠો છે : મેં એવું કહ્યું જ નથી !' ગોમતી વિભૂતિ અને ગોદી બન્નેની તુલના કરતી. બન્ને સરખાં !

એક વખત વિભૂતિ જરા હડે ચડયો હતો : 'બા' નાં અણુગમા તિરસ્કાર, વેધકતા બધાને અવગણીને ન સમજાય તેવી કેટલીક ગૂંચવણીઓ ' બા ' પાસેથી સમજી લેવા આગ્રહ કરી રહ્યો હતો :

'બા' કાકા સાથે તો તમે બહુ બોલતાં હતાં. નાના કાકા સાથે કેમ બહુ બોલતાં નથી ! '

'નાના કાકા, તમે દેશમાંથી કેમ આવતા જ ન હતા ?

'ફઈબાના માથા ઉપર બાના જેવા વાળ કેમ નથી ?' વિજયા કાકી ! કેમ કશું બોલતાં નથી ? વિજયા કાકી મૂંગાં છે ! બા, માણસો મૂંગાં કેમ બની જતાં હશે !'

સવાલે સવાલે ગોમતી ધ્રૂજી રહી હતી. તેણે વિભૂતિ ને સવાલો પૂછતાં અટકાવવા વારી જોયો, ડર બતાવ્યો, પરન્તુ વિભૂતિ અટકયો નહિ. ગોમતી મગજ ઉપરનો કાબુ ખોઇ બેઠી. વિભૂતિને બે પાંચ લપાટો ચોઢી કાઢી :

માર ખાવાનો અનુભવ વિભૂતિને બિલકુલ નવો હતો. તે જોરથી રડી ઊઠયો. બૂમ સાંભળી મહેષ અને ગોદી આવ્યાં :

'કેમ ભાભી, શું થયું ? વિભૂતિ કેમ રડે છે ? '

વિભૂતિ કાકાને વળગી પડયો. ' બા મને મારે છે ' તેનો શ્વાસ અધ્ધર ચડી ગયો.

મહેષે વિભૂતિને છાનો રાખવા પ્રયત્ન કર્યો, ' ચાલો આપણે બહાર જઈએ : '

'ભાભી કેમ વિભૂતિને રડાવો છો ?' મહેષ બહુ બોલકો ન હતો. 'ભાઇયે' ખાસ કહ્યું છે કે વિભૂતિને જરા પણ કોચ-વશો નહિ.'

'અરરર ! બિચારાનું મોઢું લાલ ચોળ થઈ ગયું છે. કોણ જાણે કેટલા તમાચા માર્યા હશે !' ગોદી વિભૂતિના મોઢા ઉપર હાથ ફેર-વવા લાગી.

'કેટલો બધો તોફાની થઇ ગયો છે ? જેમ આવે તેમ બોલ્યાં જ કરે છે.' ગોમતીએ ખુલાસો કર્યો. વિભૂતિના દયામણા મોઢા તરફ તેની દૃષ્ટિ સ્થિર થઈ. તેનાં હીબકાં સાંભળી તેનું હૃદય દ્રવી ઊઠ્યું. તે રડી પડી.

'હશે ? ચાલો ભાભી ! બાળક ઉપર તે રીસ હોય ?. હવે ન મારશો.'

'જો ભાઇ ! ભાભીને હવે સતાવીશ નહિ.' મહેષે વિભૂતિને છાતી સાથે દબાવ્યો.

વિભૂતિએ સંમતિ સૂચક ભાવ મુખ ઉપર આણ્યોઃ 'બા' ની સામે કરૂણતા ભરી આંખો સ્થિર કરી.

ગોમતી પુત્રની નજર ન સહી શકીઃ તે અસ્વસ્થ બની ગઈ. વિભૂ-તિને મહેષ પાસેથી ખેંચી પોતાને ખોળે બેસાડી દીધો અને મહાન પાપનું પ્રાયશ્ચિત કરતી હોય તેમ ડૂસકે ડૂસકે રડી પડી. ધાર થઇને વહી રહેલાં આંસુ જાણે ગોમતીના મનની વિહ્વળતા ધોઈ રહ્યાં હતાં.

ફરીથી પાછી ગોમતી સાફ અને દૃઢ બની ગઇ. બધાંયને પાંખમાં લઇ ઊડવા લાગી.

રોજ રોજ નવી જગ્યાઓ ઉપર બધાંને ફેરવવા લઈ જવા લાગી.

આજે બધાંને લઇને ગોમતી એલીફન્ટાની ગુફાઓ જોવા જવાની હતી.

ગોદીએ ગોમતી પાસેથી ગુફાઓનું રસ ભર્યું વર્ણન સાંભળ્યું હતું. તે જોવા માટે તલપાપડ થઇ રહી હતી.

સવારથી ઊઠી ત્યારથી ધમાલ ધમાલ કરી મૂકી. કંઇ લેવા, કંઈ મૂકવા, અનેક વાર દાદર ચડ ઊતર કરી રહી હતી. ચોથી વખત નીચે ઊતરીને હાંફળી ફાંફળી હમણાં જ ઉપર ચડી હતી.

ગોમતી અન્યમનસ્ક ભાવે જીવનનાં વર્તુલો તરફ દૃષ્ટિ પાથરી રહી હતી :

ગરીબ ઘરની એક બ્રાહ્મણની દીકરી, સાદી, ના સમજ, ઓશિયાળી : ગભરૂ પત્થરની તુલના પામતી, વારંવાર ઘરમાં સૌને ઠેબે ચડતી, છાણના સૂંડલા સારતી, પાણીનાં બેડાં ઊપાડતી, અક્ષરજ્ઞાન વિહોણી, ઘાટઘુટવગરની મેલી ઘેલી ' ગોમડી. '

પતિ, સસરો, સાસુ, દિયર, નંણદ, આ બધા શબ્દોના અર્થ સમજી શકે તે પહેલાં, એક અજાણ્યાની સાથે ઘાટઘુટ વગરનાં માટલાંઓની ચોરીમાં ચાર ફેરા ફરી, શાસ્ત્ર, ધર્મ, રૂઢીઓ, અને સમાજે સ્વીકારેલી હરોળમાં બીજા ઘરની બની બેઠેલી ' વહુ.'

દર પાંચ મિનિટે, દસ મિનિટે, અડધા કલાકે કે કલાકે, પોતાના જીવન સરિતામાં નાવને સરખું ચલાવવા માટે પતિ, સાસુ કે નણંદી સામે ટગર–ટગર નેત્રે નિરખતી 'ગૃહલક્ષ્મી.'

કર્મની ગતિના પ્રભાવે કે વિધાતાના લખાવેલ છઠ્ઠીના લેખથી, કે પોતાનાં કઠણ નસીબ અને ભારે પગલાંથી પતિને ભરખી જનારી ફુટયા નસીબની હડધૂત થતી 'બાળ વિધવા.'

અઠવાડિયામાં ત્રણ વખત એકાસણાં કરતી : પખવાડિયામાં ટીપણામાં જેટલી અગીઆરસો લખી હોય તેટલી અગીઆરસે

લાંધણો ખેંચતી : મન, વચન અને કાયાથી ત્યાગ કેળવી રહેલી, મોહ અને માયાથી પર થવા મથી રહેલી 'વિધવા'.

સાસુની સખ્ત નજર તળે સચવાઇ રહેલી, પુરૂષોના પડછાયાની સામે પણ નજર ન કરનારી સાચવી સાચવીને જતન કરેલા, સંયમની બેડીના ટૂકડે ટૂકડે કરી; ધર્મ ખોઇ શિયળને તીરસ્કારી પગતળે છૂંદી, કચ્ચડી, બની બેઠેલી 'કુલ્ટા.'

ભૂમિ ભાર ન ઝીલી શકે; દેખનારાઓ સાંભળનારાઓ સૌ કંપી ઊઠે; અરે જેણે ધર્મ ભ્રષ્ટ કરી, તેની સામે પણ હલકી ખૂબ હલકી લાગતી, અડતાં અભડાવ, પડછાયો દેખતાં દાઝી જવાય. તેવી 'પાપીષ્ઠા.' સાથળના મુખમાં ચોંટીયા સહન કરતી, શબ્દોની અને ગાળોની ઝડીઓ, સાંભળી રહેલી 'રાંડી રાંડ.'

ખૂબ થાકેલી, શેરીનાં કુતરાંની સામે પણ ઊંચી નજરે ન નીરખી શકનારી, પાપનાં પ્રાયશ્ચિતનો ઉતાવળથી હિસાબ ચૂકવી નાખવાની તમન્ના વાળીઃ વાવ, કુવા, નદી, નાળાં, અફીણના કટોરા તરફ દૃષ્ટિ નિર્દેષ કરી રહેલા સમાજ સામે પણ ઉપકારની દૃષ્ટિથી નિહાળી રહેલી એકાકી અટુલી 'અસહાય નારી !'

કાળી મધરાતે, ઘરનાં બધાંયે જોયેલી, છતાં કોઇએ જોઈ નથી એવો દેખાવ કરી ઊંઘી રહેનારાઓની વચ્ચેથી દુ:ખનો, આબરૂનો મોટો પહાડ માથે ઊપાડીને અપવિત્ર શરીરમાંથી પવિત્ર આત્માને મુક્તિ આપવા ધરાને ભેટવા નાસી છૂટેલી 'અબળા.'

આવા એક પછી એક જીવન ચિત્રણના અનોખા રંગો ગોમતીને ઘેરી વળ્યા. જ્યારે જીવન જીવવાની તેનામાં કાંઈ ગતાગમ ન હતી, વિચારવાની શક્તિ ન હતી, ત્યારે તેને જીવવું પડયું: એક જીવાડવાવાળો

મળી ગયો. જીવાડવાવાળો મળ્યો, તેણે જીવન પણ જીવાડયું અને જીવનના ખ્યાલો પણ ફેરવી નાખ્યા.

તે જીવન ઊકેલતાં શીખી. હૈયુ અને મન કાંઈક મ્હોરી શકયાં. વિચારતાં શીખી, દૃઢ બની લથડિયાં ખાતા પગ તે સ્થિર કરી શકી.

બધું બન્યું, છતાં તે સ્ત્રી ન મટી શકી. વાત વાતમાં ભાંગી જાય તેવું તેનું હૃદય તો તેવું જ રહ્યું–નાજુક, કાચના ટૂકડા જેવું.

ચંદુએ તેને દસ વર્ષ સુધી બની શકે તેટલી જહેમતથી ઘડી હતી. ચંદુને પૂરેપૂરી ખાત્રી થઇ હતી કે ગોમતી હવે જરૂર ટકી શકશે; છતાં કોઈ વાર જ્યારે તે તૂટી પડતી–ટેકો ગોતતી ત્યારે તે તેને ચંદુ આપી રહેતો–ટકાવી રાખતો.

પહેલીજ વાર એવો પ્રસંગ બન્યો કે ચંદુની હાજરી સિવાય ગોમતી વિવશ થઈ ગઈ: તૂટી પડી. સાચવી–સાચવીને સંગ્રહી રાખેલા ટેકાઓ હલી ઊઠયા. તે ભાંગી જાત, પરન્તુ વિભુતિ વચ્ચે આવ્યો. સમગ્ર સંસાર ઉપર ઊપજેલો તેનો ક્રોધ વિભૂતિ ઉપર ઊતરી ગયો: તે ન બની શકે તેટલી ક્રૂર થઇ ગઇ: વિભૂતિને તમાચાઓ ચોડી કાઢ્યા.

આ બધું બનતાં બની ગયું. પરન્તુ પછીની સ્થિતિની તે બરદાસ્ત કરી ન શકી. વિભૂતિના હીબકા, દયાજનકતા, તેનાથી સહેવાયાં નહિ: તે 'મા' બની ગઈ. પૈસ્તાવાનાં આંસુ વડે તેણે પ્રાયશ્ચિત કર્યું. 'મા' અને દીકરાનાં આંસુએ સાથે મળીને બધું સ્વચ્છ કરી નાખ્યું. ગુસ્સો, અણગમો, ભીરૂતા બધાં ઓસરી ગયાં :

તેને કાંઇક યાદ આવ્યું હોય તેમ ઊઠી. તેણે ટેબલનું ખાનું ખેંચ્યું. ચંદુએ મહેષની સાથે મોકલેલો પત્ર કાઢીને તેણે વધુ એક વખત વાંચી લીધો.

બીજા દિવસથી તેની પ્રવૃતિ ખૂબ વધી ગઈ. દિવસમાં ત્રણ ચાર વાર ધનીઆ પાસે આંટા મારવા લાગી. એકાદ કલાક ધનીઆની પાસે બેસી તેને આશ્વાસન આપવા લાગી. દેવુને પણ શાન્તિ વળે એવી વાતો સંભળાવવા લાગી.

મેહષને બોલાવી, પાસે બેસાડી, ઘણી વાતો પૂછવા લાગી :

'ભાઇના દિવસો ત્યાં કેમ પસાર થાય છે?'

'ભાઇ તો ખૂબ કામમાં રહે છે! આખો દિવસ અનેક માણસો મળવા આવે; અનેક યોજનાઓ વિચારાય; કોઇક જગ્યાઓ જોવા જવાય; કોઇક ઘરની કંઈક વાત વિચારવાની હોય; દિવસભર કામ, કામ અને કામ, ઘણી વખત ખાવાની પણ ફુરસદ ન હોય, મહેષ શકય તેટલો લાંબો જવાબ આપતો.

'ગામમાં ઘણાં ખરાં ભાઇની વિરૂદ્ધ છે એ સાચું?'

'પહેલાં ઘણાં હતાં; હવે બહુ રહ્યાં નથી. ભાઇ કોઈથી ડરે એવા નથી તો!'

'ભાઇને કોક મારવા ભમેછે એવું સાંભળ્યું'તું!'

'પાછળ ગમે તેવી વાતો કરે! કોઇએ હજુ ભાઇની સામે આંગળી ચીંધી નથી! ભાઈનાં પડખાં બહુજ મજબૂત છે?'

'ભાઇને કોણ કોણ મદદ કરે છે?'

'ઘણાં છે—અલીકાકા, રમજાન, કરશન, તીકુ પરવતઃ આ બધા ઊઘાડા સાથીઓ, બાકી તો બીજાં અનેક છે.

'એ બધાં શું? ખરેખર ભાઇને મદદ કરશે?'

'હાં હાં જરૂર. રમજાન અને કરશન તો ભાઈની સાથે જ રહે છે. ઘડી વાર ભાઇને રેઢા મૂકે નહિ.'

'ગામમાં ભાઈના દુશ્મનો શું કામ છે?' ગોમતી ખૂબ ઝીણી વાત પૂછી લેતી.

મહેષ ગોમતીના પ્રશ્નનો જૂદી રીતે જવાબ વાળતો : 'ભાઇને ગામ સુધારવું છે. ગામમાં કજીયા છે, કંકાસ છે, એ બધા ઓછા કરવા છે. ગરીબાઇ ટાળવી છે.'

'આવું કોઇ કરે તેની સામે ગામનાં માણસો શું કરવા દુશ્મનાવટ કેળવે! આમાં તો ગામના ઉદ્ધારની વાત છે.'

'એ લોકો એમ સમજતાં નથી. ખાસ કરીને ગામડા ગામમાં ઘણાં ધણી થઇને બેઠાં હોય છે? તેના હાથમાંથી લગામ સરકી જાય તે તેઓ સાંખી શકે નહિ! એટલે અભણ માણસોને જૂદી રીતે સમજાવે છે–ખોટું સમજાવે છે.'

'મને કોઇ યાદ કરે છે? મહેષભાઈ!'

'તમને, બધાંય યાદ કરે છે' મહેષને થયું, ભાભી તેના જવાબથી ખૂબ રાજી થશે. 'વાત વાતમાં તમારું નામ આવે છે. તમે એક વખત આવશો એટલે બધાં બહુ રાજી થશે.'

ગોમતી બરોબર સમજી શકી નહિ; તેને બધાં કઇ રીતે યાદ કરે છે તે તેના મગજમાં આવી શકે તેમ હતું; તે જરા ઢીલી પડી જતી; જરા અટકીને પાછી પ્રશ્નાવલી શરૂ કરતી:

'વિજ્યા કેમ કાંઈ બોલતી નથી?'

ભાભીના સવાલથી મહેષ ગૂંચવાતો : તેના જવાબ અસ્પષ્ટ આવતા. 'કોણ જાણે મને કાંઈ સમજાતું નથી.'

'હવે તો ઘણું સારૂં છે. પહેલાં તો સાવ થઈ ગયા હતાં.'

'ગોદી બ્હેનના વરને તમે જોયેલા?

'ના!'

'તેમના સાસરામાં કોઇ છે !'

'ના ? મને ખબર નથી. મહેષને થતું ભાભી હવે વધુ ન પૂછે તો સારૂં.'

'વિભૂતિને કોઇ ઓળખે છે ?' કઠણ હૃદય કરીને ગોમતી પૂછી લેતી.

'હા ? ભાઇએ ઘણાંને વાત કરી છે.'

ગોમતી અને મહેષ બન્ને ચૂપ થઈ જતાં. એક વધુ પડતું પૂછાઈ ગયું છે એમ ધારીને, બીજો વધારે કહેવાઈ ગયું છે એમ સમજી ને.

ગોદીને સાથે લઇને તે બગીચામાં ફરવા નીકળતી, 'ગોદી બ્હેન ?' તમે કાંઈ ભણ્યાં છો !'

'ના ભાભી ? નાની હતી ત્યારે થોડું ભાઇએ શીખવેલું. હમણાં હમણાં ભાઈ ક્યાંક માથાકૂટ કરે છે ! માંડમાંડ થોડુંક વંચાય.'

'તમને ભણવું ગમે છે ?'

'હાં, ભાભી. મારે લખતાં વાંચતાં શીખવું છે, તમે મને શીખવશો ?'

'વિજયા કોઈ દિવસ કાંઈ બોલતાં નથી ?' મહેષને પૂછેલો સવાલ ગોમતી ગોદીને પૂછતી.

'બોલતાં ભલેને ન હોય ? બધું ય સમજે છે ! ભાઇને જુવે એટલે મઝાનાં ડાહ્યાં ડમરાં થઇને ગુપચુપ બેસી જાય છે. બધાંયને ઓળખે ; ઘેર એક વખત ગમે તે આવે તેને કોઇ દિવસ ભૂલે નહિ; આજે સવારે વિભૂતિની આંગળી પકડી ને મજેથી બગીચામાં ફરતાં હતાં.' ગોદી એવી રીતે જવાબ આપતી કે, જેથી સામા માણસને પોતાની ભાભી માટે સારો ખ્યાલ આવે.

'મારાં સાસુ મને કોઇવાર સંભારે ખરાં ?'

'અરે કાકી બિચારાં આખો દિવસ તમારું નામ મોંમાંથી મૂકતાં નથી ? બાપાએ તમને વારંવાર યાદ કર્યા કરે ?' ગોદી એક સવાલની સાથે બન્ને વડીલોની વાત કરી નાંખતી–ગિરજા કાકી અને દયાગોરની.

જવાબ આપતી ગોદીને ગોમતી નીરખી લેતી. ગોદીના મુખ ઉપરની સરળતા તેની નજરે પડતી.

'ધીરેધીરે તેણે એક તારણ કાઢયું. ચંદુની ધૂનની નવી છણાવટ તેના મગજમાં ઊતરી. તેને થયું તેની ધૂનની પાછળ કાંઇક છે. ભાવના, આત્મસમર્પણ–પોતાનાં માણસો માટેની દિલસોજી.

પોતે આવું કંઇક ન કરી શકે ? તેની નજરમાં ગોદી, મહેષ, દેવુ, ધનીઓ, વિજયા, અને આવાં બીજાં અનેક ઊગી નીકળ્યાં. આ બધાંની સ્થિતિ માટે અમુક અંશે પોતે જવાબદાર નથી ? ચંદુથી નિરાળી રીતે, ગોદીને, વિજયાને, મહેષને પોતે ન ઘડી શકે ! તેની પાસે ઝાઝું જ્ઞાન નથી. મોટું મન નથી, કઠણ હૃદય નથી, છતાં એક વસ્તુ તો છે ? વિભૂતિનાં આંસું જોઇ થરથરી ઊઠેલું હૃદય–માતૃહૃદય. પોતે આ બધાંની મા ન બની શકે ? જીવનની સંધ્યા સુધી માણસ મહેનત કરી કરીને તૂટી જાય, ફળ પ્રાપ્તિ ન જ થાય, મરતાં મરતાં, છેલ્લે શ્વાસે આવીને કોઈ કહે :–તમને ફળસિદ્ધિ પ્રાપ્ત થઇ છે. એવે ટાણે જે આત્મ સંતોષ અને આનંદ સાથે માણસ મરે છે, તેવી રીતે ગોમતીને આત્મસંતોષ થયો.

તેણે ગોદીને પોતાની શિષ્યા બનાવવા માંડી. વિજ્યાની સાથે તેણે ખૂબ નિકટતા સેવવા માંડી.

મહેષને તેણે નજર સામે રાખવા માંડયો. કોઇને ઓછામાં ઓછું મોટું બતાવવાની તેણે મનોભાવના બદલી નાંખી. તે વધુ હળતી વધુ મળતી થઇ ગઇ.

'ડૉ ભાવસાર ' તમારા દર્દીને કેમ છે ? ગોમતી ધનીઆને જે દાક્તરની સારવારમાં મૂક્યો હતો તેને પૂછી રહી હતી.

'દર્દીને પૂછો !' ડૉ. ભાવસાર દર્દીના ધબકારા ગણી રહ્યા હતા.

'ઘણો ફરક છે. પહેલાં તો 'પગ' ઊંચા નીચા જ થઈ શકતા ન હતા. હવે તો જરા વળે છે પણ ખરા, દેવુએ જવાબ આપ્યો.

'જીભ જરા પણ વળતી ન હતી : ભાંગ્યા તૂટયા શબ્દો પણ હવે તો બોલી શકે છે.'

'ડૉકટર, આ કેવું દર્દ કહેવાય ? ' ગોમતીના મુખ ઉપર વેદના હતી.

'પક્ષઘાત' ડૉ. ભાવસારે પ્રિસ્ક્રીપશનનું કાગળીયું લઈ દવામાં થોડો ફેરફારો કર્યો. 'સારૂં થઈ જશે ચિંતા નહિ કરો ? દિવસમાં ત્રણ ચાર વખત તમે માલીસ કર્યાં કરો ?' તેમણે દેવુની સામે જોયું.

'તમારાં નોકર છે ? ' ડૉકટરે ગોમતીને પૂછ્યું.

'ના, અમારા ગામનાં છે. કેટલો વખત દવા કરવી પડશે ? '

'કહેવાય નહિ, ત્રણ ચાર મહિના તો ખરા જ. ત્રણ ચાર મહિનામાં ઘણું સારૂં થઈ જશે. ચાલો સાહેબજી.' ડૉકટર ઊઠયા.

'સાહેબજી ! ' ગોમતી દાક્તરની સાથે જ ઊઠી.

'અરે હાં દાકતર મારે તમને એક બીજા દરદીને માટે પૂછવાનું છે !' સાથે જતાં જતાં ગોમતીએ કહ્યું.

'ખુશીથી. કહો ?'

'ભલા, માણસનું મગજ ભમી ગયું હોય તેનો કોઇ ઉપાય ખરો ?'

' એટલે, ? ડોકટર વાત પૂરી સમજ્યા નહિ.

મારાં એક દેરાણી છે. દુ:ખ પડવાથી તેનું ચિતભ્રમ જેવું થઇ ગયું હતું. બિલકુલ અવાચક બની ગયેલ છે. ન કશામાં રસ ન બોલવું.'

'ખાય છે ખરાં ?' ડૉકટરે પૂછ્યું.

હા, હવે નિયમિત ખાય છે. પહેલાં ઘણા વખત સુધી તેમાં પણ ધ્યાન ન હતું.'

' ઊંઘે છે ?'

'જી હા'

'દરદી કયાં છે બતાવશો !'

'જી હા અહીં જ છે. ચાલો.'

ગોમતી ડૉકટરને વિજ્યા પાસે લઇ ગઇ. વિજ્યા ગોમતી સાથે અજાણ્યા માણસને જોઇ સંકોચ પામી–ઊઠવા લાગી.

'વિજ્યા ! કોઈ નથી, હું ડૉકટર છે. જરા બેસો.' ઊઠતી વિજ્યાને ગોમતીએ વારી.

બહેન કેમ નાસવા માંડયું ? બેસો ! આ બહેન તમારી ચિંતા કરે છે. કહે છે કે મારાં દેરાણી દૂબળાં પડી ગયાં છે તેને ખૂબ અલમસ્ત બનાવવાં છે.' ડૉકટરે વિજ્યા સામે જોઇને જોરથી હસી લીધું.

વિજ્યાએ કાંઈ ઉત્તર વાળ્યો નહિ : તે વધુ સંકોચાઇને બેસી ગઈ.

ડૉકટરે વિજ્યા તરફ બારીકાઇથી જોયું । 'બહેન તમારો હાથ આપશો ?'

વિજયા—ગોમતીની સામે નજર કરી નીચું જોઈ ગઇ. 'આવ વિજ્યા, ડૉકટર પાસે શરમ ન હોય.'

વિજ્યાએ હાથ લાંબો કર્યો.

નાડીના ધબકારા, જીભનો મેળ, આંખની કીકીમાંની રતાશ ડૉકટરે એક પછી એક બધું જોયું.

'તમને શું થયું છે ?' ડૉકટરે તપાસ પૂરી કરી વિજ્યાને પૂછયું.

'કાંઈ જ લાગતું નથી !'

'તમારૂં નામ કહો જોઇએ.' વિજ્યા નિરૂત્તર રહી.

'ચાલો' કહીને જવાબ નહિ મળવાથી ડૉકટર ઊઠયા. 'એકદમ મટી જશે હોં કે.' ઓરડાની બહાર નીકળી ડૉકટરે કહ્યું 'કાંઇ લાગતું નથી: માત્ર આઘાત થયો હશે । ધીરે ધીરે ઓછો થતાં મટી જશે.'

'બોલશે ખરાં ?' ગોમતીએ પૂછયું.

'જરૂર—જરા વધુ સંભાળ, વધુ કાળજી, વધુ આનંદી-સહવાસ બાઈ, જરૂર બોલશે. એકાદ શક્તિની દવા પણ સાથે સાથે આપો. ડૉકટરે પેન કાઢી. કાગળ ઉપર કંઇક લખી આપ્યું.

ગોમતી ડૉકટરને વળાવી, પાછી ધનિયાની રૂમમાં આવી.

'દેવુ, તમે આટલા દિવસ ધનિયાની દવા જ ન કરેલી !' ગોમતી પાછી ફરીને ધનિયાના પલંગ ઉપર બેસી ગઇ.

'કરેલી પણ નહિ જેવી.' દેવુએ ધનિયાનું ઓઢવાનું ઠીક કર્યું.

'દાક્તરની નહિ કરી હોય ?'

'થોડા દિવસ તાલુકેથી દવા લઈ આવેલો પણ કાંઇ વળ્યું નહિ. બધાં કહે કે આ રોગ ન હોય; આવો રોગ તો કદી સાંભળ્યો નથી.

ભગવાનનો શાપ હશે! પછી તો દવા કરવાનું કાંઈ સૂઝ્યું નહિ. ભાઈ આવ્યા તેણે જોઈને કહ્યું, આવો રોગ ઘણાને થાય છે; 'બા' અમારૂં ગરીબનું કોને દાઝે? ભગવાન ભાઈને સો-વરસનો કરે અને વિજ્યા બાને જલદી સારાં નરભાં કરી દે.' ગોદીએ છેડા વતી આંખ લૂંછી.

ગોમતી શાન્ત રહી.

'તને હવે કેમ લાગે છે.' ગોમતીએ ધનિયાની સામે જોયું.

ધનિયાએ માથું હલાવ્યું 'સારૂં છે.'

'મટી જશે, દાક્તરે કહ્યું તે સાંભળ્યું ? અહીંથી તને પગે ચલાવીને રંગપુર મોકલવો છે.'

ધનિયો હસ્યો.

વિભૂતિ લાલ ચોળ મોઢા સાથે દોડતો અંદર આવ્યો. 'દેવુ કાકી!' વિભૂતિ દેવુને ગળે વળગી પડયો :

'બહુ મઝાપડી!' વિભૂતિએ કહ્યું.

'કેમ શું થયું?' ગોમતીએ પૂછ્યું.

'બા, ગોદી ફઈબા ને કાકા લડી પડયાં.' વિભૂતિ ખડખડાટ હસી પડયો.

'કેમ શું થયું?' ગોમતીએ હસતાં હસતાં દેવુ સામે જોયું.

'ગોદી ફઈબા વાર્તાની ચોપડી વાંચતાં હતાં, હું સાંભળતો હતો, કાકા બહારથી આવીને ફઈના 'ચાળા' પાડવા લાગ્યા! ફઈ એવાં ખિજાયાં, એવાં ખિજાયાં કે બસ! ચોપડી લઈને કાકાની ઉપર ફેંકી. કાકા છે ને તે ગોદી ફઈને પકડવા ધસી આવ્યા. ફઈબા રૂમમાં પેસી ગયાં-અંદરથી બારણું બંધ : હું દોડીને અહીં આવતો રહ્યો! કેવી મઝા પડી? ખરૂં દેવુ કાકી?' વિભૂતિએ વાત પૂરી કરી.

'જૂઠ્ઠો! લુચ્ચો! મઝાવાળો?' ગોમતી ખોટો ગુસ્સો કરીને બોલી.

'ના! ના! સાચી વાત, ફઈબાને પૂછો? જો ફઈબા આવ્યાં!'

'શું કહે છે?' ગોદીનાં નસકોરાં શ્વાસથી ફૂલી રહ્યાં હતાં.

'હેં ફઈબા, કાકા તમારા ચાળા પાડતા હતા ને?' વિભૂતિએ 'બા' ને ખાત્રી કરાવવા પ્રયત્ન કર્યો!

'હાં! જાણે પોતે મોટા હુશિયાર થઇ ગયા છે! કોઇને જેવું આવડે તેવું વાંચે, તેમાં બીજાને શું? મોટા વાંચવાવાળા થઈ ગયા ન હોય?'

'અરે પણ શું થઇ ગયું?' ગોમતીને વાતમાં આનંદ આવ્યો.

'કંઇ નહિ' ગોદી મોઢું ચડાવીને દેવુ પાસે બેસી ગઈ.

'વાત છે! કયાં ગયા એ? ખબરદાર મારી ગોદીબાને કોઇએ કાંઇ કહ્યું છે તો' લ્હેકો કરીને ગોમતી બોલી : 'ચાલો હું મહેશભાઇને કહું છું વાત છે કાંઇ!' ગોમતી ઊઠી ગઇ.

'ગોદી ફઇ! કાકા બહુ ખરાબ છે નહિ?' વિભૂતિને બધાં મૂંગાં થઇ ગયાં તેથી ચેન પડયું નહિ; ફઈબા ને બોલતાં કરવા તેણે કહ્યું.

'જા લુચ્ચા! ચાડિયા! બધું કહી દે છે!' ગોદીએ વિભૂતિને દૂર ખસેડયો!

'મેં તો એટલુંજ કીધું!' વિભૂતિ શરમિંદો બની ખુલાસો કરવા ગયો.

'જા મારે નથી સાંભળવું' બદમાશ! ગોદી મોઢા ઉપર ભાર રાખીને બહાર ચાલી ગઈ.

'કાકી' ભઇ મેં કાંઈ કહ્યું હતું?' વિભૂતિએ આખરે દેવુ પાસે આશ્વાસન શોધ્યું.

'ના ભાઇ—એતો છેજ એવાં : જશો માં તેની પાસે. આવો, મારા ભઇલાને હુંજ રમાડીશ' દેવુએ વિભૂતિને પાસે ખેંચી લીધો.

'કાકી, ધનિયાભાઇ કેમ કાંઇ બોલતા નથી?'

'માંદા છે એટલે દાકતર સા'બે ના પાડી છે.'

'ધનિયાભાઇ કેમ મોટી મૂછો રખાવે છે!'

'ભાયડા છે ને એટલે!'

'કાકા ને નાનાકાકા કેમ મૂછો રખાવતા નથી?'

'મોટા થશે એટલે એ પણ રખાવશે'

'હું પણ મોટો થઇશ એટલે મારે પણ મૂછો રખાવવી પડશે?'

'હા બધાંયને રખાવવી પડે.'

'બા કેમ રખાવતી નથી?' ગોદી અને ધનિયો બન્ને હસી પડયાં.

ગોમતી હસતી હસતી ઉપર ગઇ. ઘરના નોકરો શેઠાણીને એકલી એકલી હસતી જોઇને વિચારમાં પડી ગયા.

તેના મનમાં એક નવો વિચાર સ્ફુર્યો હતો. ગોદી, મહેશ, વિભૂતિ, ત્રણે તેને કેવાં ચાહતાં હતાં? બધાંય ભોળાં, રમતિયાળ, ગઇ કાલ સુધી દુઃખમાં સબડતાં. બધુંય ભૂલી જઇને કેવાં પ્રફુલ્લ બની ગયાં છે! મીઠાં બોલદિલ.

તેમાં ગોદાની વાત તો સાવ નિરાળી? ગોદી નહિ સમજતી હોય કે તે વિધવા છે? ના–ના. એ કેમ ભૂલી શકે? કપાળની વચ્ચો વચ્ચ ચોડેલા ડામનું નિશાન કેટલી વખત નજરની બહાર જઈ શકે?

પછી, ગોદીનો આનંદ, પ્રેમ, નિખાલસતા એ શું દંભ કરી દુઃખ ભૂલવાના ઉપાયો છે? પરન્તુ. ગોદીનો ઊંડો ઊંડો વિચાર કરતાં એવું પણ કયાંઈ જણાતું નથી. અરે–હા ગોદી નહિ સમજતી હોય, વૈધવ્યનાં દુઃખ? તેને કયાંથી ખ્યાલ હોઇ શકે?

એક દિવસ બધું સમજાશે તો ખરૂંજ ને–તે દિવસે ગોદીનું શું થશે? આભ સામે તાકી તાકીને નસીબ ફૂટવા સિવાય તે શું કરી શકશે? આવી હસતી કુદતી હરિણી સમી, વગર વાંકે પ્રારબ્ધને રડી રડીને જીવન વિતાવશે?

ગોમતીને થયું તેને આવા વિચારો કેમ આવે છે? વિચારો ને મગજમાંથી હાંકી કાઢવા તેણે પ્રયત્ન કર્યો. ' અરે એવું તે કાંઈ બનતું હશે! કેમ ન બને!' તેની સામે અનેક વિધવાઓનાં પ્રતીકો આવીને ઊભાં રહ્યાં. દૂર જવાની ક્યાં જરૂર છે: પોતાના જ કપરા દિવસો તેની આંખ સામે ખડા થયા.

હાય–હાય–બિચારી ફૂલ જેવી ગોદી–વિકસેલી–ખીલેલી–અડધે રસ્તેજ કરમાઇ જશે? નહિ. હું તેમ નહિ બનવા દઉં. કોઇને તેના કાન સુધી પહોંચવા દઉં ત્યારે ને? કોની શક્તિ છે મારી ગોદીને દૂભવી શકે?

નવા વિચારે તેનામાં કંઇક જોમ આવ્યું. પોતે જરૂર ગોદીની રક્ષા કરી શકશે! ગોદીનાં હાસ્ય કિલ્લોલ–મધુરતા કાયમ ટકવાં જોઇએ.

તેના કાનમાં પડઘા પડતા હોય તેવો અવાજ આવ્યો. 'અરે મુરખ તું કેટલી દિશાઓમાં ગોદીને બચાવીશ. ચારે તરફ શું ભર્યું છે તે તું જાણે છે!' તે અચેતન જેવી બની ગઇ. ત્યારે તેનો રસ્તો શું? તેને કાંઈ સૂઝ્યું નહિ: ચારે દિશાઓમાં માત્ર અંધકાર અને અંધકાર જ પ્રવર્તતો દેખાયો.

દૂર અતિ દૂર ક્ષિતિજને પેલે આરે ડૂબતા સૂર્યનાં કિરણો, તપેલાં લોઢાના જેવી લાલાશ ધારણ કરી ક્ષણ બે ક્ષણમાં કાળાં પડી જવાની તૈયારીમાં હતાં: તેના તરફ તેની મીટ મંડાણી, સારૂં યે જગત શું આમ જ કાળું બની જાય છે!

માથા ઉપરથી સરી ગયેલો પાલવનો છેડો તેણે સરખો કર્યો. રાત રાણીનાં ફૂલોની સુવાસને પવન લાવી લાવીને વાતાવરણમાં માદકતા પૂરી રહ્યો હતો. ગોમતી ઘણો વખત ત્યાં ને ત્યાંજ બેસી રહી. તેના મગજ ઉપર ઝાળાંના થરના થર ચડતા ગયા :

'બા ' વિભૂતિનો કુણો અવાજ સંભળાયો. ' એ બા ! કાકા પજવે છે. એમને કંઇક કહોને ?' 'બા' સાંભળતાં નથી ?' ત્રીજી વખત વિભૂતિની બૂમ સંભળાઈ.

' ક્યાં છો ? અહીં આવ-કાકા ક્યાં છે ? બધાય ઉપર આવો.' ગોમતીએ જવાબ આપ્યો.

' કાકા છોડતા નથી ? કેવા ડરી ગયા ? બધુંય 'બા' ને કહું છું.' વિભૂતિ ધડબડ ધડબડ દાદર ચડી ગયો.

' શું હતું ? કેમ કાકાને પજવે છે ?'

' ના ! બા કાકા મને ચીડવે છે ! કહે કે વિભુતિ તારાં લગ્ન કરવાં છે, કેવા છે ?'

ગોમતી હસી પડી ! ' નઠારો અહીં આવ. ' ગોદી અને મહેશ ઓરડામાં દાખલ થયાં.

' મહેષભાઈ તમે ભાઇને પત્ર લખ્યો ?'

'ના ભાભી કાલે લખશું !'

અત્યારે જ લખી નાખો. હું પણ લખું છું. આવ વિભૂતિ, ગોદાબેન ! બધાં ય લખી લાવોઃ બધાં ય સાથે પત્ર મોકલી આપીએ.'

ગોમતી ઊઠી; ' વિભૂતિ કાકી ક્યાં છે ?'

ગોમતી વિજયાને શોધવા ઘરમાં ગઈ ને હસતી હસતી વિજયાને બહાર લઈ આવી : 'વિજયા આ બધાં ' ભાઇ 'ને પત્ર લખે છે : તને

લખતાં આવડે છે? તું પણ લખ. વિજ્યાએ બધાંની સામે નજર કરી નીચું જોઈ ઊભી રહી. તેને કશું સમજાયું હોય તેમ તેના મુખના ભાવ ઉપરથી જણાયું. ગોમતીએ તેને પોતે બેઠી હતી તે ખુરશી ઉપર બેસારી દીધી.

ઘડી પહેલાંની ગોમતીમાં અને આ પળની ગોમતીમાં ઘણો ફરક લાગતો હતો. તેના મુખ ઉપર અનેરો આનંદ ચમકી રહ્યો હતો. તેણે વિભૂતિને પકડી બે પાંચ દસ ચૂમીઓ ભરી લીધી: ગોદી અને મહેશ સામે સંતોષભરી નજર કરી: કોઈ ન સમજ્યું ભાભી કયા આનંદે આટલાં બધાં રાચી રહ્યાં છે.

( ૨૯ )

ચાર દહાડે દાજી તાલુકેથી ઘેર આવ્યા ત્યારે તેમને ઘણા માઠા સમાચાર સાંભળવાના હતા. ફીકા શેઠ એક દિવસ બે દિવસ માંડ માંડ તેમની રાહ જોઈ શક્યા છેવટે તેમણે ખેપિયો મોકલી દાજીને બોલાવ્યા હતા.

'તમે તે ભલા માણસ કેટલા દિવસ થયા?' દાજીનું ફીકાશેઠે સ્વાગત કર્યું. અહીં એક એક ઘડી જુગ જુગ જેવડી વીતે અને તમે ત્યાં નિરાંત કરીને બેઠા!'

'પણ એવડું બધું શું હતું?' દાજી શેઠની અધીરાઈનું કારણ સમજી શક્યા નહિ.

'અરે અહીં તો શું નું શું થઈ ગયું! હવે જલદી એક ઘા ને બે કટકા! ઢીલ કરવામાં તો બધું કથળી ગયું.'

'પણ છે શું? વાત તો માંડીને કરો' દાજીએ શેઠને આટલી ઉતાવળમાં કદી જોયા ન હતા:

'અરે વાત ખૂબ આગળ વધી ગઈ છે. ચાર દિવસ તમે ગામ ગયા ત્યાં તો પછવાડે ઘણી રમત ખેલાઈ ગઈ છે.' શેઠે ગામની નવાજૂની દાજીને સંભળાવવી શરૂ કરી; 'અલીએ આખા ગામનું ખાતર ખરીદી લીધું છે. વાત સાંભળીને દાજી હસી પડ્યા.

'તમે તે કાંઇ ગાંડા થયા છો? અલી ખાતરને શું કરવાનો છે? ન મળે ખેતર ન મળે વાડો! ખાતર નાખે ક્યાં?'

'ખાતર ક્યાં નાખે?' શેઠ તડૂકી ઊઠયા! ખાતર લઈ લઈને ગામના કુચાઓને આપ્યું.'

'કોની વાત કરો છો?'

'કોળી–વાઘરી–ઢેઢ–ભંગી–જે માગે તેને ખાતરની લહાણી કરી, સમજ્યા?'

'શું કરવા?' દાજી શેઠની વાત હજુ સમજ્યા ન હતા.

'ગામની ખેડ ખાતર વગર બગડતી જાય છે એટલે ખેડ સુધારી. ભૂખે મરી રહેલા ખેડુતોને આબાદ કરવા માટે.' શેઠે ઝેરીલી જીભ વહેતી મૂકી.

'ગામનાં ખેતરની સાથે અલીને શું લાગે વળગે? અલી આટલા બધા રુપિયા લાવ્યો ક્યાંથી?' દાજીએ કુતૂહલ પ્રગટ કર્યું.

'અલીને ગામનો ઉદ્ધાર કરવો છે. તેણે બધું ખાતર ખરીદી લીધું અને જેણે માગ્યું તેને આપી દીધું. રુપિયા તો પેલા છપર-પગાએ આપ્યા.'

'કોણે?'

'પેલો આવ્યો છે ને ગામનું નખોદ કાઢવા—ગામમાં પગ મૂકયો છે ત્યારથી નથી જપીને બેઠો કે બેસવા દેતો.'

'અરે ભલા માણસ પણ ચોખ્ખી વાત તો કરો' દાજી શેઠના ઉકળાટથી મૂંઝાઈ ગયા.

'ચંદુડો. બીજો કોણ હૈયાફૂટો મળે–અલી જેવા પહેલેથી જ પડખે ચડી ગયા!'

'પણ એને ખાતર વેચ્યું કોણે?' દાજીને ઝીણી ઝીણી ચટપટી શરૂ થઈ ગઇ હતી.

'બધાએ–પુનાએ, વશરામે, જીવાએ, દાનાએ, કોઇ બાકી નથી રહ્યું!' શેઠે એકે યે નામ વિસાર્યું નહિ. 'ને બધાય ઉપર માંડી દયો કાલે દાવો. કોઈ ક્યાં છટકીને જવાના છે: દાવા માંડો કે તુર્તજ કુણા થઈ ને આવશે પગે પડ્યા. પછી એ છે ને આપણે!'

'શેનો દાવો બાંધું?'

'કેમ બધાય તમારા ચોપડામાં છે ને!' દાજીને શેઠની અજ્ઞાનતા સાલી:

'અરે પાઇએ પાઈ ચૂકવી ગયા. ખાતરના રૂપિયા સીધે સીધા ભરી ગયા.' શેઠનો જવાબ દાજીની કલ્પનામાં નહતો.

'એટલે?'

'એટલે એજ કે આ ગામમાં હવે તમારૂં કે મારૂં માને કે સાંભળે એવું કોઇ નથી. સર્વ કોઈ અલીમિયાં મને ચંદુની પડખે ચડી ગયા સમજવા. હું ઘણા દિવસથી કહું છું ભલા આને હાથ બતાવો. પરન્તુ તમારી આંખ ઉઘડી નહિ. તીકુ છટક્યો ત્યારે મેં તમને કહ્યું હતું–'દાજી તીકુડો વીફરતો જાય છે! તમે ઊંઘી રહ્યા. મગતરૂ માનીને બેસી રહ્યા. અલી ને રમજાનને ગણકાર્યા નહિ, પરવત પણ છેક જ હાથથી ગયો!'

દાજીને શેઠના એક એક શબ્દે સખત આંચકા લાગવા માંડ્યા: શેઠની બધી હૈયા વરાળ ખરી લાગી. બાજી છેક હાથથી ચાલી ગઇ હોય તેમ જણાયું! ફીકા શેઠના એકેય પ્રશ્નનો જવાબ આપી શકવાની તેની શક્તિ રહી નહિ.

'આવતી કાલે પરવત તમારી ખાડ પૂરવાનો છે.'

'કઇ ખાડ ?' દાજી ભિલડક થઇ ગયા.

'પરવતના આંગણામાં છે તે.' શેઠે દાજીમાં થયેલો ફેરફાર નિહાળ્યો.

'મને પૂછ્યા વગર ?' દાજીની આંખમાં ક્રોધ સળવળતો જણાયો.

'પરવત કહે છેઃ નાગળું મારૂં છેઃ ખાડ પૂરવાનો મને હક્ક છે. દાજીને જે કરવું હોય તે ભલે કરે ! મારે પૂછવાની જરૂર નથી.'

'બેટાનું માથું ધડ ઉપર રહેશે નહિ.' દાજીના શરીર ઉપરથી એક ધ્રૂજારી પસાર થઇ ગઇ.

'જે કરવું હોય તે કરજો. મેં તો મારી ફરજ બજાવી, મને ખબર પડી કે પરવત ખાડ પૂરવાનો છે એટલે તમને બેપિયો રવાના કર્યો ! સારૂં થયું ટાણાસર મળી ગયા નહિતર આવત તે પહેલાં ખાડ પુરાઈ ગઈ હોત !' ફીકા શેઠને લાગ્યું દાજીને હવે વધુ કહેવાની જરૂર નથી.

'ચાલો ત્યારે હું ઊઠું ?—બહુ અંધારૂં થાય છે એટલે રસ્તો સૂઝતો નથી.' શેઠે જવાની તૈયારી કરી. દૂરથી ઘણાં માણસોનો અવાજ આવતો હોય તેમ જણાયું. બન્ને ચૂપ બની અવાજ સાંભળી રહ્યા.

'કયાંથી અવાજ આવે છે ?' દાજીએ પૂછ્યું. શેઠે અવાજની દિશામાં કાન માંડયા.

'ચોરા તરફથી આવતો હોય તેમ લાગે છે; કોઇક ગાતું હોય તેમ લાગે છે ! આજે ભજન હતાં તમને ખબર નથી ?' શેઠે મગજ કસી જોયું પરન્તુ તેમને કાંઇ યાદ આવ્યું નહિ. ડેલીમાં એક આદમી દાખલ થતો હતો.

'કોણ છે ?' દાજીએ પુછ્યું.

'એ તો હું માલો !' આવનારે જવાબ આપ્યો.

'માલા ! આ અવાજ કયાંથી આવે છે !'

'બાપુ, ગોરના દીકરાએ નિશાળ કાઢી છેઃ એક માસ્તર સાંજના આવ્યો છે: ૧૫–૨૦ છોકરાં ચોરા ઉપર ભેગા થયાં છે, માસ્તર મોઢેથી બોલાવે છે અને છોકરાઓ ઝીલે છે.'

જવાબ સાંભળી બન્ને મહારથીઓએ એક બીજાની સામે જોયું.

'તું ક્યાં જાય છે માલા?'

'બાપુ, અંદર ઢોરની જરા ખબર કાઢી આવું!'

'જા જરા ઉતાવળે કાનજી, જગો–મનો, બધાને બોલાવી લાવ. કહેજે જરા ઉતાવળનું કામ છે, જલદી આવે.' માલો ડેલીમાંથી પાછો વળી ગયો.

છેક ભળકડું થવાની તૈયારી થઈ ત્યારે ફીકા શેઠ કાનજી સાથે પોતાની ડહેલીમાં પગ મૂકતા હતા : જતાં કાનજીને તેણે રોકીને કહ્યું.

'જો જે કાનજી ઘા ખાલી ન જાય હો! આપણે મુદ્દા માલને જ ગોતવો, બાકીનાં બધાનું તો થઇ રહેશે.'

'કાકા તમે નિરાંતે સૂઇ જાવ. કાલે સવારે દુનિયા ઉપર એ ન હોય, સમજ્યા?'

'મને તારી નિરાંત છે ભાઈ. તમને કોઇને કહેવું પડે તેમ નથી. બધાંયને ઓળખું છું–છતાં ઘરડા માણસનો જીવ રહ્યો. પછવાડેના શબ્દો કાનજી પૂરા સાંભળી ન શકયો. માણસના પગરવથી ફળીમાં ઊંઘતા કૂતરાની ઊંઘમાં ખલેલ પડી એટલે જોરથી તે ભસી ઊઠયું. તેના ભસવાના અવાજમાં તે શબ્દો ભળી ગયા.

૩૦

ચંદુને ગોમતીનો, મહેશનો, ગોદીનો, વિભૂતિનો, સાથે લખાએલો પત્ર મળ્યો: પત્ર વાંચીને તેણે મન જરા હળવું કર્યું. તેને લાગ્યું કે તેની ઇચ્છા બર આવશે.

બધાંને એકી સાથે મુંબઈ મોકલી આપવામાં તેણે એક સાથે અનેક વસ્તુઓનો તોડ કલ્પી રાખ્યો હતો. વિજ્યા કાંઈક હળવું મન કરશે, મહેશ કામકાજમાં રસ લેતો થશે, ગોદીને કાંઈક જાણવાનું મળશે. ધનિયાનો રોગ કદાચ મટી જશે. દેવુને પણ કાંઈક નવી નવી તેરી વિચારવાની તક પ્રાપ્ત થશે; અને ગોમતી તથા વિભૂતિ એ બધાંયની સાથે હળીમળી જશે; એટલે પાછળથી તે માટે જુદો પ્રયત્ન નહિ કરવો પડે.

તેના ધારવા કરતાં યે વધારે ઘણી વસ્તુઓ લઈ પત્ર આવ્યો હતો; એકાદ વાત તો એવી હતી જેની તેને મનમાં ઊંડી ઊંડી માત્ર ઝાંખી જ હતી.

તેને થયું ગોમતી તેને ખરેખર સમજી છે; જે તે વિચારતો હતો તે કેમ રજૂ કરવું તેની શોધમાં હતો; તે તેણે લગભગ તૈયાર કરી નાખ્યું હતું; તેને માથેથી મોટો બોજ ઉતરી ગયો હોય તેમ તેણે નિરાંતનો શ્વાસ ખેંચ્યો.

અહીં પણ તેની પ્રવૃતિઓને લોકોએ ખૂબ હોંશથી સત્કારી હતી; તેણે આપેલું ખાતર ઘણાયે સ્વીકાર્યું હતું, કેટલાંયે ખેતરોમાં

તે પથરાઈ ગયું હતું; ગામનાં તૂટયાં ફૂટયાં જાહેર મકાનોની મરામતની તૈયારીઓ ચાલતી હતી, નિશાળ પણ શરૂ થવાની તૈયારીમાં હતી. તેનો પડયો બોલ ઝીલે તેવાં ઘણાં હવે તેની પડખે ઉભાં હતાં :

'ભાઈ!' તે હોંશમાં આવી ગયો; દયાગોરને પત્રની માહિતી આપવા લાગ્યો.

'કેમ?' ગોર નિત્યની સાથી માળાને ગતિ આપી રહ્યા હતા :

'ગોદીનો કાગળ છે.'

'ગોદીનો?' ગોરને આશ્ચર્ય થયું. 'ગોદી કાગળ લખતાં શીખી!'

'હા! ગોમતીભાભી તેને ભણાવે છે.' ચંદુએ ગોરનું આશ્ચર્ય ઓછું કર્યું.

'બીજાં બધાં કેમ છે?' ગોરે પૂછયું :

'ધનિયાને ઘણું સારૂં છેઃ વિભૂતિ મહેશ દેવુ બધાંય મજામાં છે.'

વિજયાનું નામ બધાની સાથે આવ્યું નહિ એટલે ગોરને વાત જરા અધૂરી લાગી. તેણે ફરીથી પૂછયું : 'મારી વિજયાને કેમ છે? હવે કાંઈ બોલે છે?'

'હવે ઘણું સારૂં છે; વિભૂતિની સાથે ખૂબ હળી ગઈ છે. ફરે હરે છે; અરે ઘણી વખત તો—બન્ને એકલાં ફરવા ઊપડી જાય છે.'

ગોરના મોઢા ઉપર સંતોષ દેખાયો : 'માળો છોકરો બહુ જીવરો લાગે છે' તેણે વિભૂતિને બિરદાવ્યો. તેની વહુની સંભાળ રાખનાર અને તેનાં વખાણ કરનાર દરેકને માટે ગોરનો ભાવ બહુ વધી જતો.

'ભાઇ, તું કાગળ લખે ત્યારે વિભૂતિને મારા આશિષ લખજે, અને બધાય હળી મળીને રહે તેમ ભલામણ કરજે.'

'વારૂ' ચંદુએ ગોરની સૂચનાનો જવાબ વાળ્યો.

'બાપ-દીકરો શું મંત્રણા કરી રહ્યા છો?' અલીમિંયાં છેક પાસે આવીને બોલ્યા ત્યારે ચંદુનું ધ્યાન તેમના ઉપર પડ્યું.

'કાકા, મુંબઈથી કાગળ આવ્યો છે.' ચંદુએ અલીમિયાંના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

'બધાં આબાદ છે ને?' મિયાંએ પૂછ્યું.

'હા કાકા. ધનિયાને ઘણું સારૂં છે. બીજાં બધાં મજામાં છે.'

'બધાં કયારે આવવાનાં છે!' અલીએ વાત આગળ લંબાવી:
'તેની તો ખાસ માહિતી નથી.'

'બહુ રોકાઈ ગયાં, હવે જલદી બધાને બોલાવી લે. ઘરના વાસ્તુ વખતે બધાં આવી જાય તો સારૂં' અલીએ સૂચના કરી.

'બધાં તો કોણ જાણે, પરન્તુ ગોદી અને મહેશ તો જરૂર આવી જશે: ધનિયાને કદાચ વધારે વખત રહેવું પડે: એટલે દેવુ પણ ન આવી શકે.' ચંદુએ મુશ્કેલી બતાવી.

'વિજયા અને ગોમતીનું શું?'

'એ તો ગોદી સાથે આવશે: ગોમતી ભાભીનું કાંઈ કહેવાય નહિ.'

'કેમ?'

'કેમ? ગામનું નામ પડતાંની સાથે તે નરમ થઈ જાય છે, બહુ જ સંકોચ પામે છે, મહામુશીબતે મને આવવા દીધો છે. ત્યાં તેની વાત કયાં કરવી?'

'અરે ભાઈ, અહીં આવ્યા વગર તે કાંઈ ચાલે? અહીં ન આવે તો કયાં જાય? ઓરતનો સ્વભાવ જ એવો. વાતવાતમાં પોચકાં મૂકે. અહીં તેને શું થઈ જવાનું છે! મારા નામથી તેને લખજે, સમજાવજે કે સૌને માથે અલ્લા છે, દુનિયામાં કોઈને કોઈથી ડરવાની જરૂર નથી. કેમ દયા? મારી વાત ખોટી છે?'

'હાં ભાઇ લખી નાખ. ગોમતી અને વિભૂતિ પણ સાથે જ આવે, અહીં કોઈ તેનું નામ નહીં લે.'

'વારૂ, હું લખીશ, પરન્તુ તેનો સ્વભાવ જોતાં મને લાગે છે તેને આવતાં વાર લાગશે.'

'અરે નહિ આવે તો હું આ આંધળા દયાળને ઢસરડીને લઈ જઇશ મુંબઈ. જોઉં છું કે કેમ નથી આવતી?' અલીએ દૃઢ નિશ્ચય બતાવ્યો.

'કાકા ! અલી કાકા.' તીકુ ઝપાટાથી ઓસરીમાં દાખલ થયો. 'મોતિયો ગામમાં પાછો આવ્યો છે.'

'કોણ આવ્યું છે! અલીને બદલે ચંદુએ પૂછ્યું.

'મોતિયો બાપો. રમજાને માર્યો હતો તે.' તીકુએ ખુલાસો કર્યો.

ચંદુએ અલીમિયાંની સામે જોયું 'મને ખબર છે ગઈ કાલે રાતનો રમજાન ખૂબ મોડેથી ઘેર આવ્યો હતો.'

'દાજી અને ફીકા શેઠ મોડી રાત સુધી સાથે હતા. રમજાન કહેતો હતો મોતીરામ જેવો કોઈ માણસ પણ, બધાય દાજીને ત્યાંથી નીકળ્યા ત્યારે સાથે હોય તેમ તેને વહેમ પડ્યો હતો.'

'અરે હું જોઇને આવું છું. ગામમાં ફરે છે.' તીકુએ ખાત્રી આપી.

'ભલે આવ્યો.' ચંદુને વાતમાં કાંઇ મહત્ત્વ જણાયું નહિ.

'કાકા મોતિયાથી ચેતતા રહેવું સારૂં. મોતિયો વેર ભૂલે તેવો નથી.' તીકુના શબ્દોમાં બીક સ્પષ્ટ દેખાતી હતી.

ચંદુ અને અલીમિયાં બન્ને સામસામું જોઇ હસ્યા :

'જેને ખુદા રાખશે તેને કાંઈ થવાનું નથી : મોતિયો આવે કે માથેથી જમ ઉતરે.' અલીએ તીકુનો ડર ઓછો કરવા કહ્યું : 'અને જો અંજળ ખૂટ્યું હશે તો કોઈની તાકાત નથી બચી શકાય.'

'અરે હું જે કામે આવ્યો છું તે તો રહી જાય છે. ચોમાસું બેસે તે પહેલાં ઠાકર મંદિર અને ઓટાનું કામ પૂરું થઈ જાય તો સારું: ચોમાસું આવી જશે તો મંદિર આ વખતે ટક્કર નહિ ઝીલે.' અલીએ વાતનો વળાંક બદલાવ્યો.

'કાકા, શરૂ કરી દ્યો, હું કરશનને બોલાવી હમણાં કડિયા મોકલું છું. ચાલો તમે આવતા હો તો સાથે જઇ કડિયાને બધું બતાવી દઇએ.'

'ચાલો.' અલી ચંદુ અને તીકુ ત્રણે મંદિરને રસ્તે બહાર પડ્યા.

'તીકુ તું પરવતના નાંગમામાં જઈને આવ્યો! પરવતે ખાડ પૂરી નાખી કે નહિ?' અલીએ રસ્તે આગળ વધતાં પૂછ્યું.

'ના કાકા હું ત્યાંથી નીકળ્યો નથી: પરવત આજ ખાડ પૂરવાનો હતો?' તીકુએ અજ્ઞાનતા દેખાડી.

'ચાલો ત્યાં પણ આંટો મારી લઇએ.' અલીએ કહ્યું:

'કાકા પેલો મોતિયો. જોયો આપણી તરફ આવે છે.' તીકુએ પગલાં ઠંડાં કર્યાં:

'ભલે આવે, તું ગુપચુપ સાથે ચાલ્યો આવ,' ચંદુએ કહ્યું: મોતિયો છેક અલીની પાસે આવી ગયો.

ત્રણે જણમાંથી કોઇએ મોતિયા તરફ લક્ષ દોરવ્યું નહિ. મોતિયાના હાથમાં કડિયાળી ડાંગ હતી: તીકુની નજર મોતિયાની ડાંગ ઉપર હતી. ક્ષણે ક્ષણે તેને ડાંગ ઊંચી થતી હોય તેવો આભાસ થતો હતો:

ત્રણ જણાની પાછળ પંદરેક હાથને છેટે બીજા ત્રણ જણ ચાલ્યા આવતા હતા: ભયો, નિજમ અને કરશન. ત્રણે પૂરા હથીઆરબંધ હતા: મોતિયો ભર બજારમાં જ કદાચ ચંદુ કે તીકુ ઉપર હુમલો કરત, પરન્તુ તેની નજર પછવાડે પણ હતી. ગમે તેમ બન્યું, પરન્તુ

પૂરી તૈયારી સાથે ફરી રહેલો મોતિયો તકનો ઉપયોગ કરી શક્યો નહિ અને શાન્તિથી ત્રણે જણા મોતિયાથી દૂર નીકળી ગયા :

કરશનને ખબર પડી કે ચંદુ, અલીમિયાં અને તીકુ મંદિરે જવા બહાર ગયા છે, એટલે તે ભૈયા અને નિજમને બોલાવી પાછવાડે નીકળ્યો, તેમની અને આગળ જનારાઓની વચ્ચે લાંબું અંતર રહ્યું નહિ.

દૂર નીકળી ગયા પછી તીકુએ જરા ચૂપકીથી પાછળ જોઈ લીધું, રખેને મોતિયો પાછળ આવતો હોય! પણ પાછળ કોઈ જણાયું નહિ. તેણે ધોતિયાનો છેડો લઈ મોઢા ઉપરથી પસીનો લૂછ્યો : ફરીથી એક વાર નિરાંત કરી પાછવાડે જોઇ લીધું. દૂર કરશન–નિજમ–અને ભૈયો આવતા હતા :

'કાકા! કરશન બધાંને લઇને પાછળ આવે છે.'

તીકુએ અલીમિયાં અને ચંદુનું ધ્યાન ખેંચ્યું.

'કોણ બધાં!' અલીએ પૂછ્યું

'ભૈયો ને નિજમ.' તીકુએ કહ્યું.

'ક્યાં જાય છે?' ચંદુએ બોલીને પાછળ જોયું : ત્રણે અટકી ઊભા રહ્યા. કરશન નિજમ અને ભૈયો સાથે થઈ ગયા.

'કરશન ક્યાં જાય છે!' ચંદુએ પૂછ્યું.

'તમારી સાથે.' કરશને જવાબ આપ્યો

'કેમ?'

'મને થયું આ લોકો ગઈ કાલના કાંઈક ગણગણાટ કરે છે. બીજાનું તો ઠીક પણ 'મોતિયો' છે જરા જડભરત જેવો–રખે ક્યાંક ઘા કરી બેસે.' કરશને કારણ દર્શાવ્યું :

ચંદુને કરશનની વાત ઉપર કંટાળો આવ્યો.

'મોતિયો ધા કરી બેસે તો મારે હાથ નથી ? તમે બધા હશો તોજ હું બચીશ ?'

'ના. ભાઈ, એમ નથી. પરન્તુ મારો જીવ રહ્યો નહિ.' કરશનને બીજું કાંઇ સૂજ્યું નહિ.

બધાય મંદિરના ફળીયામાં આવી ગયા : મંદિર ઘણું જૂનું લાગતું હતું. તેની અડોઅડ એક છાતી સુધીની ઉભણી વાળું બીજુ મકાન હતું. તે ચોરો હતો; મંદિર અને ચોરો જીર્ણાવસ્થામાં દેખાતાં હતાં; મંદિરની ઓશરીમાં એકયે ઠેકાણે બેસી શકાય તેવી જગ્યા નહતી; બધેય ઊંડા ઊંડા ખાડા પડ્યા હતા, માળણુમાં એકેય વાંસડો કે વળી સલામત નહતાં. નળિયાનું તો નામ નિશાન ન હતું. મૂકેલા ટેકા ઉપર જાણે કે તેના સમસ્ત દેહનો ભાર એકાદ સરખા ચોમાસામાં પડવાની વાટ જોતો ઊભો હતો. ફળીમાં એક ઓટલો હતો. ઓટલાની વચ્ચોવચ્ચ એક લીંબડાનું ઝાડ હતું, ઓટલો ધોવાઇને અવશેષ જેવોજ માત્ર રહ્યો હતો; નાનાં મોટાં અનેક દરો તેમાં દેખાતાં હતાં; ઉજ્જડ વાસ જોઇને સર્પોએ અને બીજાં જીવ જંતુઓએ તેમાં ઘર કર્યાં હતાં.

ચંદુ ગામમાં આવ્યા પછી બે ચાર વખત આ જીર્ણ મંદિરમાંથી નાસી છૂટવા મન કરી બેઠી હોય તેવી રાધા કૃષ્નની પ્રતિમાને પગે લાગી ગયો હતો. તેના મનમાં આ મંદિર અને ચોરાને માટે લાગણી ઉદ્દભવી હતી. તે અનુકૂળ તક મળવાની રાહ જોતો હતો; આજે તે તેને પ્રાપ્ત થઇ હતી.

અલી અને નિજમ ફળીમાં ઊભા રહ્યા. ચંદુ, તીકુ, ભૈયો, અને કરશન મંદિરને ઓટલે ચડી ગયા. ભૈયાએ સાષ્ટાંગ દંડવત કરી પ્રભુને ચરણે શિશ નમાવ્યું.

અલીએ કડિયાને બધું બતાવ્યું; 'અહીં થીગડું; અહીં નવી થાંભલી. અહીં ગોરમટી ?' અલી બોલતો ગયો.

'કાકા થાગડ થીગડ કેટલું ચાલશે !' ચંદુએ કાકાની સૂચનાએ સાંભળીને કહ્યું :

તેણે કડિયાને પૂછ્યું : 'બધું નવું કરાવીએ તો કેટલો વખત લાગે.

'જેટલાં માણસ વધારે તેટલો ઓછો વખત.'

'બધું નવેસરથી જ કરી લ્યો—'ચંદુએ કહ્યું. 'જોઈએ તેટલ માણસ લાવો, પરન્તુ ચોમાસા પહેલાં પૂરું થઈ જાય' ચંદુએ મનજીને છેલ્લી સૂચના આપી દીધી.

'કાકા, દોડો. પરવતને નાંગળે કાંઈક ગોકીરો ઊઠયો છે.' એ દોડતો માણસ બોલતો ગયો.

૩૧

**અલીમિયાં** દોડતા પરવતને નાંગળે આવી ગયા, પુરૂષોનું અને સ્ત્રીઓનું એક ટોળું એક તરફ ઊભું હતું. ખાડની પાસે અરજણ, પરવત, રમઝાન અને કડવી ઊભાં હતાં; તેમની સામે કાનજી, દાજી, માલો, મોતિયો, જગલો, વિગેરે દસેક માણસનું જૂથ હાથમાં કુહાડી, ધારિયાં, અને ડાંગો લઇને ઊભું હતું.

કડવી પટલાણીના મુખમાંથી વાક્‌ધારા વહેતી હતી. 'અમારા, ઘરમાં અમે ગમે તે કરીએ; કોઇને તેમાં શું! મારા પિટયા! ગામનું ધનોતપનોત કરવા નીકળ્યા છે, કોઇ કહેવાવાળું નથી! નથી કોઇ ધણી ધોરી. ગામના ગલઢેરા ઊઠીને ગરીબને મારવા નીકળ્યા છે!'

'શું છે?' અલીમિયાં ઝપાટાબંધ બધાની વચ્ચે આવી ગયા.

પરવત આગળ આવ્યો : 'અલી મારે આ ખાડ પૂરી નાખવી છે, દાજી કહે છે પૂરવા નહિ દઉં! ભલા, તું ન્યાય કર મારા આંગણામાં દાજીની ખાડ કયાંથી હોય?'

અલીએ દાજીની દૃષ્ટિમાં દૃષ્ટિ મેળવી, 'દાજી, આ તમારો અન્યાય કહેવાય' અલીએ ધીરેથી કહ્યું.

'અલી હું તારી સલાહ લેવા નથી આવ્યો. મેં તને બોલાવ્યો નથી, હું જોઉં છું ખાડ કોણ પૂરે છે. કોઇ હાથ અડાડે એટલે જીવતો જવાનો નથી.'

'રમજાન ધૂળની ટોપલી ઊપાડી આગળ આવ્યો. 'જોઉં છું કોણ મને મારે છે ?' તેણે દાજીની પાસે ઊભેલાં બધાં તરફ આંગળી ચીંધી કહ્યું ' આ મને મારશે ? ઉછીનાં આણેલાં !'

'સબૂર, રમજાન' અલીએ રમજાનનું કાંડું પકડયું 'રહેવા દે ! દાજી કહે છે તેમ કર. આપણે ખાડ નથી પૂરવી. પરવત માંડી વાળ. દાજી ભલે તને મારવા આવ્યા પણ તારાથી તેની સામે કેમ થવાય ? મોટા માણસનો માન મરતબો જાળવવાનું પણ કોઈ શીખ્યાં નથી ?'

'અબ્બાજાન—રહેવા દ્યો—મને એક વખત જોઈ લેવા દયો કે એમાં કોણુ માટી છે ?' રમજાન ઉશ્કેરાઈ ગયો હતો. 'અરજણ, ઊપાડી લે ટોપલી—કર ખાડમાં ધા. હું એકેએકને જોઇ લેવા માગું છું !'

ચંદુ—ભૈયો—તીકુ, નિજમ, મનજી બધા અલીમિયાંની પાછળ આવી ગયા હતા. બધા આવીને વાત સાંભળી રહ્યા હતા.

એ દિવસથી ગામમાં ધીરોધીરો ચણુચણાટ શરૂ થયો હતો કે પરવત ખાડ પૂરવાનો છે, કાંઈક નક્કી થશે જ; અલીને પણ કલ્પના હતી જ કે બખેડો જરૂર થશે જ. તે બીજા કામનાં બાનાં કાઢી ગામમાં ફરી રહ્યો હતો. તેણે પરવતના ઘર પાસે બે એક જણુને બેસાર્યા હતા : કાંઇક થાય તો તુરત જ ખબર કરવા માટે.

છેવટે તેણે ધાર્યું હતું તે થયું. દાજી અને તે સામસામા આવી ગયા. આ કજીયો, તેની ધૂનનું એક પરિણામ રૂપ હતો. તેની ઇચ્છા હતી કે એકાદ જણુનું બલિદાન દેવાઇ જાય. જ્યાં સુધી આ બનશે નહિ ત્યાં સુધી આવી વાત ઉકેલાશે નહિ. લોકોને કયે માર્ગે જવું તે સમજાશે નહિ. તેના દિલની એક માત્ર તમન્ના હતી. ગામને આબાદ જોવાની.

બલિદાન વગર ઐકય સિદ્ધિ પ્રાપ્ત થઇ છે ? તે વિચારતો. તેને કાંઇ સૂઝતું નહિ. તે આસમાનમાં આંગથી ઊંચી કરી ગાલ ઉપર બે

ધીરા તમાચા ચોડી કાઢી અલ્લાહ પાસે તોબા પોકારતો ! 'ખુદા ! મારા બુઢાપા સામું જોઇ મારી લાજ રાખજે !'

કોઇક વખતે તે મનમાં મૂંઝાઇ રહેતો. કજીયાનું શું પરિણામ આવશે ? પોતાના મોતથી કજીયો પતી જતો હોય તો તે માટે પણ પોતે તૈયાર હતો; પરંતુ આ નવલોહિયા આશાભર્યામાંથી કોઇ ને કાંઇ થાય તો ? કલ્પના તેને થથરાવી દેતી, પરંતુ નરમ થયે શું વળે ? ગામની વાત સૌ કરતાં મોટી હતી. તેમાં કોઇનો શો હિસાબ ? બધાંય ખરાં પરંતુ બધાં કરતાં ગામ તો પહેલું જ.

આજે તેણે ઇરાદા પૂર્વક રમજાનને મોખરે કર્યો હતો. તેને મનમાં ઝીણું ઝીણું થતું હતું કે કાંઈ થાય તો રમજાનને ભલે થાય. બીજા કરતાં રમજાન તરફ તેને સ્વાભાવિક રીતે ઘણી મમતા હતી–જેના તરફ વધુ પ્રેમ તેને જ આગળ કરવો જોઇએ, એમ તેનો ધર્મ તેને કહેતો હતો.

'દાજી, ભલા તમે ઠાવકા માણસ થઈ આવી નાની વાતમાં આટલી મોટી ઉપાધિ શું કરવા વ્હોરો છો ? કજીયો થયે સારૂ પરિણામ ક્યાંથી આવે ?' અલી રમજાનને હાથ વતી પકડી ઊભો હતો.

'અલી તું મને કહે છે ! તારા છોકરાને કેમ કેતો નથી ? પરવત તેનો શું સગો થાય છે ? કજીયો કરે છે તું અને બોધ આપવા નીકળ્યો છે બીજાને.' દાજી બાંધ છોડ કરે તેવું જણાયું નહિ.

'અરે ભલા માણસ–તને ન કહું ત્યારે કહું કોને ? ખાડ પૂરાઈ જશે તો તારૂં શું બગડી જશે ?' અલીએ અવાજ જરા મોટો કર્યો. ગામનાં પાંચ દસ ઢોર બચી જશે, થોડાંક માણસો બીમાર નહિ પડે, તમારે આવી ગામની ખાડ ને શું કરવી છે ? ભલા માણસાઈ લાવીને કાંઇક તો વિચાર કરો ?'

'કાકા, આ બધી માથાકૂટ જતી કરો; ખાડ પૂરવા દો કોણ

કોને મારે છે તે જોઇ લઈએ ?' કરશન કૂદીને આગળ આવ્યો. ઘણા દિવસે માત્ર આજ તેને લાયકનું કામ મળ્યું હતું.

કડવી પટલાણીએ રમઝાન અને અરજણની વચ્ચે પડેલી ટોપલી ઉપાડી અને ખાડમાં ઘા કર્યો; 'ભલે મારી નાખે.' તેણે મોટેથી કહ્યું. 'બીક રાખીને કયાં સુધી જીવાય ?'

કરશને અલીને ધક્કો મારીને ખૂબ પાછળ હટાવી દીધો. રમઝાન અરજણ અને કરશન લાકડી મજબૂત પકડી ને સામેથી ઘા થવાની વાટ જોતા તૈયાર ઊભા રહ્યા; પછવાડે નિજમ અને મિયાએ જાણે 'જોનપુરી' અદાથી ડંડાની પકડ મજબૂત કરી. એક ટોપલી ઠલવાઇ તેની પછવાડે બીજી બે પાંચ દસ ટોપલીઓ પણ ઠલવાઇ. દાજીએ પોતાના સાગરીતોની સામે જોયું; આંખથી ઇશારત કરી પણ એક જણ આગળ વધ્યો નહિ. કોઈનું હથિયાર ઊંચું થયું નહિ.

'ચાલો બધા માટી લાવવા માંડો' પરવતે કહ્યું. દૂર ઉભેલાં મજૂરો તૈયાર થઇને ટોપલીઓ ઉપાડવા માંડયાં 'પૂરી નાખો ખાડને.'

દાજીને લાગ્યું કે આબરૂ જશે, 'માળા મોતિયા શું જોઇ રહ્યો છો ! કરી નાખો પૂરા, એકયે બચે નહિ.' દાજીએ પડકારો કર્યો.

'આ રહ્યા દાજી, પેલા આગળ ઊભા છે. તે માથે નવઘરૂં વાટીને.' તોકુ બે ત્રણ સિપાઈ અને એક અમલદાર જેવી વ્યક્તિને લઇને મોટેથી બોલતો આવી ગયો :

'બાંધી લ્યો' પેલી અમલદાર જેવી વ્યક્તિએ કહ્યું; સિપાઇઓ આગળ વધ્યા, દાજીને પકડયા.

'કોણ છો તમે ? શું છે ?'

'એ બધું પછી પૂછજો !' અમલદારે કહ્યું : 'તમે કોણ છો ?' તેણે દાજીના સાગરીતો તરફ ફરીને કહ્યું, 'કેમ ભેગા થયા છો ? ધોળે દિવસે ગામમાં ધિંગાણું કરવા નીકળ્યા છો ?'

'કાનજી, માલો, મોતિયો, બધાયને બદલાએલી પરિસ્થિતિની કાંઈ ઝાંખી થઈ. એકાએક આ કોણ આવી ચડયું? સિપાઈઓ તો ઓળખીતા હતા. પરન્તુ આ અમલદાર તો કદી ન જોયેલો હતો: કોણ હશે?'

તીકુડો આ બધાંને કયાંથી લઈ આવ્યો? બધાંની સામે તે પણ હાજર હતો. કયારે છટકી ગયો? તેણે જોયું મામલો ખૂબ તંગ છે: મારામારી નક્કી થશે, પોતાનો પક્ષ સબળ તો છે જ એટલે માર ખાવાનો તેનો વારો કદાચ ન પણ આવે! તેની કુશાગ્ર બુદ્ધિમાં એક નવી વસ્તુ ઉદ્ભવી, અત્યારે આપણે જઇને પેલું પિંજરૂ ઉપાડી લાવીએ તો? આ બધાં ટોળાનાં માણસોની વચ્ચે જ રજૂ કરી દઉં? એક સાથે બે કામ થશે: કજીયો અટકી જશે. 'દાજી' બધાંની દૃષ્ટિયે હલકા પડશે, અને એક સ્ત્રી–અંનત કાળથી રીબાઈ રહેલા એક માનવીનો છૂટકો થશે: તેણે લાગ જોઇને પોબારા ગણ્યા.

દાજીની ડેલીમાં–કોઇ માણસ ન હતું. ફળીમાં પણ હોવાનો સંભવ ન હતો. કારણ કે બધાં ખાડની પાસે ભેગાં થયાં હતાં: તે ત્વરિત ગતિએ ડેલીમાં દાખલ થયો, અને ઝડપથી પિંજરા વાળી જગ્યાયે ગયો: ત્યાં પિંજરૂ નહતું, કયાં ગયું! ત્યારે તેણે શું જોયું હશે! તેણે નજરે જોયેલી વાત ખોટી હતી! માત્ર ભ્રાંતિમાં તે અત્યાર સુધી ભટકી રહ્યો હતો! તે નિરાશ બની ગયો.

તેણે ગમાણમાં ચારે તરફ નજર કરી. કોઇ સ્ત્રી ગમાણને છેડે છાણ ભેગું કરતી હતી. તે એક થાંભલીની ઓથે લપાઇ ગયો. તેને થયું તે છેતરાયો હતો, પિંજરૂં છે, નક્કી છે. પછી કયાં ગયું: 'દાજીએ પિંજરૂં ફેરવી બીજે કયાંક ખસેડયું હશે. ગમાણમાં ઘાસ ભરવાની ઓરડી સિવાય બીજું કાંઇ સ્થાન ન હતું કે જયાં પિંજરૂં રાખી શકાય. ઓરડીમાં હશે.

તેણે પેલી સ્ત્રી તરફ નજર કરી. તેનું ધ્યાન હજુ, પોતાની તરફ પડ્યું ન હતું, ઘાસ ભરવાની ઓરડી અને પોતાની વચ્ચે માત્ર આઠ વારનું અંતર હતું. ચૂપકીથી પગલાં માંડી તે ઓરડી તરફ ધસ્યો. સુભાગ્યે ઓરડી ઉઘાડી હતી; અંદર જઈ તેણે ઓરડી તપાસી. ઓરડીમાં ઘાસ સિવાય કાંઈ દેખાયું નહિ. તેને પસીનો વળી ગયો. પિંજરું ક્યાંક ઊપડી ગયું! તેણે ઓરડીના દરવાજામાંથી ડોકું બાર કાઢી, પેલી સ્ત્રી તરફ જોયું; સ્ત્રી છાણનો સૂંડલો ઊપાડી ઘાસ ભરવાની ઓરડી તરફ આવતી હતી. તીકુ અંદર જઈને લપાઈ ગયો.

તેણે સ્ત્રીને જોઇ લીધી; તે મોતી હતી—દાજીની કામવાળી : તેને એક વિચાર આવ્યો. મોતી સૂંડલો ઊપાડી ઓરડીના બારણા પાસે આવી. તીકુ બહાર નીકળ્યો, મોતીને ઇશારતથી અંદર બોલાવી; તેણે ચપ્પુ કાઢી એક હાથમાં ખૂલ્લુ પકડયું હતું; મોતી ડઘાઇ ગઇ; તીકુને ખુલ્લા ચપ્પા સાથે ઘાસ ભરવાની ઓરડીમાં ઊભેલો જોયો; તે બૂમ મારે તે પહેલાં તીકુએ તેના મોઢા ઉપર હાથ મૂકી દીધો.

'મોતી, મરી ગઇ સમજજે બૂમ પાડી તો! અંદર આવ.' તે મોતીને ઓરડીમાં લઇ ગયો.

'મોતી પિંજરું ક્યાં છે?' તીકુએ પૂછ્યું.

'હેં?' મોતીની ફેં ફાટી ઊઠી હોય તેમ ડરી ગઇ.

'મને ખબર નથી.'

'સાચું કહે, તું બધું જાણે છે. નહિ કહે તો સલામત નથી.' તીકુએ ચપ્પુ વાળો હાથ ઊંચો કર્યો.

મોતી ઘણાં વર્ષથી દાજીને ત્યાં કામવાળી હતી. તીકુ અને મોતી એક બીજાને ઓળખતાં હતાં, તીકુને થયું મોતી જરૂર જાણતી હશે, કારણકે તે ગઢમાં રાત દિવસ રહેતી; દાજીની વિશ્વાસુ ગણાતી.

'મને-મને મારી નાખે.' મોતી દાજીની બીકથી ધ્રૂજી રહી હતી:

'તે તો મારશે ત્યારે પણ હું તને અહીંથી જીવતી જવા નહિ દઉં ! જલદી કર મને મોડું થાય છે.' તીકુએ મોતીનો કાંઠલો પકડયો.

'ભાઇસાબ, રહેવા દ્યો ચાલો બતાવું !' મોતી ઢીલી થઇ ગઇ : તીકુએ ગળાની પકડ ઓછી કરી.

'ચાલ કયાં છે ?'

મોતીએ ઓરડીના એક ખૂણામાં આંગળી ચીંધી.

'ચાલ આગળ થા.' તીકુએ મોતીને આગળ કરી. મોતીએ ખૂણામાંથી થોડું ઘાસ દૂર કરી જગ્યા ચોખ્ખી કરી, થોડા ભાગમાં એક પાટિયું જમીન ઉપર ઢાંકેલું હતું : તે તેણે ઊંચકયું; ભોંયરાની માફક અંદર પોલાણ નીકળ્યું: નીચેનાં પોલાણમાં, એક જાળિયું ઓરડીની પછવાડે આવેલી ખાડમાં પડતું હતું તેમાંથી થોડાં તેજ કિરણો પોલાણમાં પ્રકાશ વેરતાં હતાં; પ્રકાશ તીકુને જણાયો, પિંજરૂં પડયું હતું; આખરે તીકુને પિંજરૂં મળ્યું: જેણે તેના હૈયા ઉપર સખત ચોટ પહોંચાડી હતી: જીવનનો પલટો આણ્યો હતો.

'મોતી, પિંજરૂં કેમ બહાર કાઢો છો ?' તીકુએ હળવેથી પૂછયું. મોતીએ પોલાણને એક છેડે બેસી જઈ નીચા વળી પિંજરા ઉપરનું કડું પકડયું અને કુવામાંથી ડોલ ખેંચી કાઢે તેમ પિંજરૂં ઉપર ખેંચી લીધું.

પિંજરૂં ઉપર આવ્યું અને ભયંકર દુર્ગંધથી તીકુનું માથું ફરી ગયું : તેની નજરે ઘણા દિવસ પહેલાં દીઠેલી મનુષ્ય આકૃતિ પડી. મોતીએ પિંજરૂં પોલાણની બાજુમાં મૂકયું. પિંજરૂં પ્રમાણમાં ઘણું જ નાનું હતું, એક મોટા કૂતરાને અંદર પૂરી શકાય તેટલી જ જગ્યા હતી : છતાં તેમાં માણસ હતું અને ટૂંટિયાં વાળીને પડયું હતું.

પિંજરાની વ્યકિતના હાથ ઊંચા નીચા થતા તીકુએ નિહાળ્યા : મોતીએ તીકુની સામે જોયું.

'મોતી,' તીકુએ કહ્યું 'તું બહાર નજર કરી જો ફળીમાં કોઇ નથી ને !'

'ના ભાઇ કોઇ નથી. 'મા' વાડામાં નહાવા ગયાં છે. બીજાં બધાં બહાર છે મને ખબર છે' દાજીનાં પત્નીને માટે મોતીએ 'મા' શબ્દનો ઉપયોગ કર્યો હતો.

તીકુએ પિંજરૂં ઊપાડયું. અને ઓરડીની બહાર જવા માટે પગ ઊપાડયા.

'કયાં લઇ જાવ છો ?' મોતીએ પૂછયું.

'બહાર ગામમાં સર્વને બતાવવા અને માને જીવાડવા.' તેણે પિંજરાની વ્યક્તિ તરફ આંગળી ચીંધી.

'તું જાણે છે આ કોણ છે ?'

'અમરૂબા'—દાજીનાં ઠકરાણાં' મોતીએ કહ્યું. તીકુ આગળ વધ્યો.

'ભાઇ ભગવાન તમારૂં ભલું કરશે. મારા ગરીબની આબરૂ રાખજો.' મોતીએ જતાં તીકુને વિનંતી કરી.

'મોતી તું બીશ નહિ, તને કાંઇ નહિ થાય' તીકુ બહાર નીકળી પિંજરૂ ઊપાડી ડેલી તરફ દોડયો. ડેલીમાંથી બહાર નીકળી તેણે બજારનો રસ્તો પકડયો—બજારમાં ચાર ઘોડેસ્વારને તેણે રસ્તે જતા નિહાળ્યા તેમાંનો એક એણે ઓળખ્યો તે બીલાલ હતો. તાલુકાનો હવાલદાર. 'બીલાલભાઈ' તેણે બૂમ મારી. બીલાલે પાછું વાળી જોયું.

'કોણ ?'

'જરા ઊભા રહો' તીકુએ બૂમ મારી. બીલાલે તીકુને હાથમાં પિંજરૂં ઊપાડીને આવતો જોયો. બધાય સ્વારની નજર તેના ઉપર પડી, બધાયને કુતૂહલ થયું શું હશે !

'બીલાલભાઈ ! આ જુલમ જુવો !'

'શું છે ?' બીલાલે કહ્યું. 'દાજીનાં પરાક્રમ ! અઢાર વર્ષથી બાઇને રીબાવે છે મહા મુશીબતે આજ છોડાવી લાવ્યો છું.'

'કોણ છે ?' ચાર સ્વારમાંથી એક અમલદાર જેવી વ્યક્તિએ પૂછ્યું.

'ગામની વસ્તી છું' તીકુએ જવાબ આપ્યો.

'આ કોણ છે ?' પેલા અમલદારે સોટીથી પિંજરૂં બતાવ્યું. તેણે દુર્ગંધથી બચવા નાક આડો રૂમાલ ધર્યો હતો.

'માણસ છે. સાહેબ રીબાઇ–રીબાઇને મરે છે ! બીજા કોઈના હાથે નહિ, સગા ધણીને હાથે જ. ઉજળાં વર્ણના કરતુક સામે જુઓ સા'બ બચાવો !' તેણે બીલાલ સામે જોયું. 'સાહેબ કોણ ?'

'નવા ફોજદાર સાહેબ.' બીલાલે કહ્યું.

તીકુની બાજી સીધી પડી. ફોજદારે ઉપર ટપકે હકીકત સાંભળી લીધી. 'દાજી ક્યાં છે ?' તેણે પૂછ્યું.

'ચાલો બતાવું' તીકુ પિંજરૂં ઊપાડી આગળ થયો. અને બધાને ખાડ પાસે લઇ આવ્યો.

'પણ મને શું કામ બાંધ્યો છે ! મારો ગુનો શું ? બીલાલ ?' દાજીએ હવાલદાર સામે જોઇ કહ્યું 'સાહેબને કહે, મારી ઓળખાણ આપ, સાહેબ કોણ છે ?'

'નવા ફોજદાર સાહેબ' બીલાલે કહ્યું. પછીની વાતનો તેણે ખાસ જવાબ આપ્યો નહિ. 'સાહેબ બધું જાણે છે. તમારો ગુનો શું તે જાણવો છે ? પેલું જોયું ?' તીકુએ દૂર મૂકેલું પિંજરૂં ફોજદારે બતાવ્યું–'શું છે તે સમજાયું ?' દાજીના હાથ પગ ઢીલા થઈ ગયા. પિંજરું કયાંથી આવ્યું ! તે નીચે તુટી પડયા. 'કાનજી' અને 'મોતિયા'ને પરિસ્થિતિ સમજાઈ. તેણે વધુ ઢીલ કરવામાં સલામતી જોઇ નહિ. સટકી જવામાં ડહાપણ વાપર્યું.

'બીલાલ, બાંધી લે', ફોજદારે કહ્યું–'પટેલ ક્યાં છે ?' પરવત આગળ આવ્યો.

'સાહેબ' તેણે સલામ કરી.

'આવું ધ્યાન રાખો છો ? ચાલો–બધાં ચોરે. પેલું પિંજરૂં ઉપડાવી લ્યો. મીસ્તર–તમે કોણ છો ?' તેણે જરા દૂર ઊભેલા ચંદુને પૂછ્યું : ચંદુ આગળ આવ્યો.

'અહીંનો વતની છું સાહેબ !' તેણે કહ્યું.

'તમે પણ ચાલો. તમારી જરૂર પડશે. પેલા પિંજરાવાળા મીસ્તર ક્યાં ગયા ?' તીકુ બાજુમાં જ ઊભો હતો. 'ચાલો ચોરા ઉપર.'

દાજી મહા મુશીબતે ઊઠયા. બીલાલે તેના હાથ ફેંટાથી બાંધી લીધા હતા : ઊઠતાં ઊઠતાં તેણે અલી તરફ નજર કરી. ફિરસ્તા જેવો અલી ઊભો હતો. દાજીની સામે જોઈ–દાજી જુવે તેમ તેણે આસમાનમાં આંગળી ઊંચી કરી. તેની મૂકવાણીમાં આશ્વાસન હતું કે ઠપકો તેની દાજીને ગમ પડી નહિ.

'તીકુ' ત્રીકમલાલ લુહાણો ગામમાં 'વીર'ની ગણત્રીમાં ગણાવા લાગ્યો. 'સાવજની બોડમાં' હાથ નાખી તેણે એક મહા પરાક્રમ કર્યું હતું; આવું કામ ગામમાં કોઇથી પણ કદી બની શકેજ નહિ. જીવના જોખમે તેણે પિંજરૂં ઊપાડીને ગામની સમક્ષ રજૂ કર્યું હતું :

મનજી સોની જેવા કસોટી કરનારા માણસે પણ તીકુનાં ભારોભાર વખાણ કર્યાં હતાં. 'બધાની ખરે વખતે ખબર પડે' બણગાં તો સર્વ કોઈ ફેંકી શકે. કસોટીએ ચડે ત્યારે સાચાં ખોટાંનું પારખું થાય. તેમણે વાતને જેટલા લહેકાથી કહી શકાય તેટલા લહેકા સાથે ગામનાં માણસો સમક્ષ રજૂ કરી 'નાનપણથી પાણીવાળો છે ભાઇ! મારી આંખ સામે મોટો થયો છે: તેનો બાપ પણ ક્યાં જેવો તેવો હતો, મારો ગોઠીઓ. મોરનાં ઈંડાંને તે વળી ચીતરવાં પડતાં હશે?'

તીકુનો ગર્વ—જેમ જેમ તે વખાણ સાંભળતો ગયો તેમ તેમ વધતો ગયો: તેને થયું, તેણે ખરેખર રંગ રાખ્યો છે. સારા ગામની તેના કૃત્ય તરફ પ્રશંસા છે. અક્કડ થઇને તે કામ વગર ગામમાં બે ચાર વખત આંટા મારી આવ્યો: જમના ઢૂંઢ અને માલિયા કોળીને ગમે ત્યાંથી ગોતી કાઢી, થોડી અસંબદ્ધ વાતો કરી આવ્યો, ફીકા શેઠની હાટડી પાસેથી ત્રણ ચાર વખત પસાર થયો, પરન્તુ શેઠની હાટડી બંધ હતી. ફીકા કાકાને મૂછનો વળ બતાવવાની તેની મનોકામના ફળી નહિ.

અવનવા બનાવથી ગામનાં અનેક માણસોનાં મન ઉપર જૂદી જૂદી અસર થઈ. અલીમિયાંને દાજી માટે લાગી આવ્યું 'ભૂંડો' શું કામ આ જુલમ કરતો હશે, 'વેર?' આ શબ્દ કઇ પળે જનમ્યો હશે! માણુસ જાત શું ખરેખર આટલી ક્રૂર થઈ શકે! એકે વસ્તુ તેના મગજમાં ઊતરતી નહિ, હશે બિચારીનાં કર્મ મોળાં. ભાગ્યમાં કાંઇ ભોગવવાનું નહિ હોય, એમાં દાજીનો પણ શો દોષ કાઢવો! પ્રારબ્ધ બધું કરાવે છે.

રમજાન અને કરશનને લાગ્યું માર્ગ સાફ થઇ ગયો. એક આડખીલી ઊપડી ગઇ, ફીકા શેઠની હવે કેટલી હિંમત! ગામનાં નશીબ ઊઘડશે. સારા માણસનાં પગલાં થયે ગામનો દીનમાન જરૂર સુધરશે.

ચંદુને વાતમાં ખાસ રસ ન હતો: ગુનેગાર તરફની તેની નફરત કરતાં યાતના ભોગવી રહેલી સ્ત્રી માટે તેને બહુ લાગી આવ્યું: તેની સમગ્ર કાળજી તેણે 'અમજીબા'ના ઉપચાર જેમ બને તેમ જલદી થાય તેમાં પરોવી હતી.

'દાજી'નાં નશીબ ખરેખર વાંકાં થઇ ગયાં હતાં. પોતાના જીવનની એક મહાન જીત મેળવવા જ્યારે તેઓ મેદાને પડયા હતા અને સિદ્ધિ તેમની સામે દેખાતી હતી ત્યારે એકાએક 'તીકુ' 'અમજીબા' ને ખેંચી આવ્યો. આ તેમના જીવનનો ભેદ હતો. ચડતી જુવાનીના નશામાં તેણે 'અમજીબા'નાં ચારિત્ર ઉપર વહેમ આવ્યો. ગામના ગામોટને 'ગઢમાં' કથા–વાર્તા સંભળાવવાની રજા હતી. જુવાન 'અમજીબા' એક દિવસ ગામોટની સાથે હસતાં હતાં. હસતાં હસતાં ગામોટને તેમણે અડપલું કરી લીધું. કોઈ વખત નહિ અને 'દાજી' કામસર તે દિવસે ગઢમાં આવી ચડયા. તેણે 'અમજીબા' અને ગામોટ ને હસતાં જોયાં, ગામોટને અમજીબા અડપલું કરતાં તેની નજરે પડયાં, તેમના ગુસ્સાએ ને વિવેક બુદ્ધિએ માઝા મૂકી. હાથ ખીલીએ લટકતી તલવાર ઉપર ગયો, ગામોટ અને અમજીબા ધ્રૂજી ઊઠયાં.

તેમને ભૂલ સમજાઈ. પરન્તુ ખુલાસો કરવા એકેયની જીભ ઊપડી નહિ; દાજીએ તલવાર કાઢી, ગામોટ અને અમજીબાના ટૂકડા થઈ જાત પરન્તુ દાજીએ જોરથી મારેલી બૂમ ગઢમાં આજુબાજુ પહોંચી. બૂમ સાંભળીને ગઢનાં બે ચાર જણાં આવી પહોંચ્યાં અને મહામુશીબતે બન્ને બચી ગયાં.

દાજીએ તલવારતો પછી ન ખેંચી પરન્તુ વેર લેવાનું તેનું ઝનૂન ઓછું થયું નહિ. તેણે 'અમજીબા'ની સાથે પશુ જેવું વર્તન ચલાવ્યું. મા-બાપ વડીલોએ તેને ખૂબ સમજાવ્યો પરન્તુ તેમની સમજાવટ નિષ્ફળ ગઈ : દાજી 'અમજીબા' ને વધુ ને વધુ રીબાવતો ગયો. માબાપનાં મૃત્યુ પછી માનવીની સમજમાં ન ઊતરી શકે, કથામાં, પુરાણમાં કોઇ જગ્યાએ શોધ્યું ન જડે એવું વેર તેણે 'અમજીબા' ઉપર વાળ્યું : તેમણે એક પિંજરૂ કરાવ્યું. તેમાં અમજીબાને પૂર્યાં. જાગતી દુનિયાને તેમણે જાહેર કર્યું" 'અમજીબા' મરી ગયાં, અંધારી દુનિયામાં તેમણે 'અમજીબા'ને રીબાવી રીબાવીને લોહી ચૂસવું શરૂ કર્યું.

દિવસમાં બે વખત રોટલાના ચાર ટૂકડા અને અડધો શેર પાણી પિંજરામાં અમજીબાને મળતું. લોહી ગયું; માંસ ગયું; હાડકાંનાં માળખાં રહ્યાં; માણસની આકૃતિમાંથી કોઇ બિહામણી આકૃત્તિ ઉત્પન્ન થઈ ગઈ. છતાં આત્માએ માયાને ન છોડી. 'અમજીબા' જીવ્યાં–વરસોનાં વરસો. પરન્તુ દાજી થાકયા નહિ. 'અમજીબા'ને રોટલા નીરવા અને પાણી પાનારાં વિશ્વાસમાં લીધેલાં બે માણસો બદલાઈ ગયાં, પરંતુ તેમની વેર વાળવાની ધૂન બદલી નહિ. તેમણે ધૂન પુરી કર્યાં જ કરી.

આજે અચાનક 'અમજીબા'નાં ભાગ્ય ખૂલ્યાં : તીકુને પિંજરૂં ગળે વળગ્યું હતું, તેનો ભેદ ખોલવાની તેને તાલાવેલી ઊપડી હતી.

તેને થયું મોકો મળ્યો છે. તે દોડયો, તેની યુક્તિ ફળી અને પિંજરૂં દુનિયાની એક દોજખ જેવી જગ્યામાંથી બહાર નીકળ્યું.

સુભાગ્યે ફોજદાર પણ નવા જ આવ્યા હતા. બીજા કોઈ જૂના ફોજદાર હોત તો દાજીની શરમ રાખવી પડત, વાત હલકી કરી નાખવી પડત, પરંતુ નવા ફોજદાર મોટા હોદ્દા ઉપર આવ્યા પછી સીદ્ધા જ આ તાલુકામાં આવ્યા હતા, તેઓ પોતાનું કામ દેખાડી આપવા તકની શોધમાં જ હતા, તેમને શુકન થયા. ડીસ્ટ્રીકટમાં નીકળી કાંઈપણ ખબર વગર રંગપુરમાં આનાયાસે આવી ચડયા. ગામમાં પગ મૂકતાં જ એક રસમય ' કેસ ' તેમના હાથમાં આવી ચડયો.

ઝીકા શેઠ દુકાનમાં બેઠા બેઠા કોઇ ખબર લઇને આવે તેની રાહ જોતા હતા. તીકુ, ચંદુ, રમઝાન, અલી કે પરવત્તમાંથી કોઇને માર પડવાની ઘડીઓ તે ગણી રહ્યા હતા; તેમણે ઘણી વખત રાહ જોઈ, ચશમાં નાકેથી કપાળે, અને કપાળેથી નાકે ચડાવ્યાં અને ઉતાર્યાં; પરંતુ ખબર આવી નહિ. ઘણી વારે તેણે કાનજીને અને મોતીઆને ભરબજારે ભાગતા જોયા. 'કાનજી ?' શેઠે બૂમ મારી : કેમ–કેમ કયાં જાય છે?' શેઠે ભાગતા કાનજીને બૂમ મારી પૂછયું.

શેઠની બૂમથી કાનજી અટકયો. તેણે દુકાનની અડોઅડ ઊભા રહી શેઠને કહ્યું: 'ગજબ થયો !' તેના મુખ ઉપર ગભરાટનાં ચિન્હો હતાં.

'કાં ! ' શેઠને થયું દાજી મરાયા !

'ફોજદાર આવ્યા છે, દાજીને પકડયા છે ! '

'કેમ ! ' શેઠનું આશ્ચર્ય વધી ગયું.

'તીકુ એક પિંજરૂં અને ફોજદાર બન્નેને સાથે ખાડ પાસે લઈ આવ્યો.' કહીને કાનજી ભાગવા મંડયો.

કાનજીની વાત અસ્પષ્ટ હતી. પરંતુ શેઠને સમજતાં વધુ વખત લાગ્યો નહિ. પિંજરૂં શબ્દ તેને કાને પડયો અને તેને દાજીની અને સાથે પોતાની પણ રમત પૂરી થતી લાગી.

શેઠે વાણિયાની રીતે વાત વિચારી જોઇ. પિંજરાના ઇતિહાસની તેને નાનામાં નાની માહિતી હતી; દાજી સપડાયા એમ તેને લાગ્યું. તેની બુદ્ધિમાં સપડાયેલા માણસને મુક્ત કરવાના અનેક રસ્તાઓ હતા. તેમાં યે 'દાજી' તેના અનેક કૃત્યોના સાથી એટલે તેણે તેમને જરૂર બચાવવા જ જોઇએ; તેણે નરશીને બુમ મારી–'નરશી ?' નરશી ચોપડો પડતો મૂકી ઊઠયો.

'પેટી ઉઘાડ. કેટલી 'નોટો' પડી છે?'—શેઠે પાંચસોની નોટો લઇ ચોરાનો રસ્તો પકડયો.

ફોજદાર બધાંને લઈને ચોરા ઉપર આવ્યા: દાજીને એક ખુણા ઉપર બેસાર્યા. તેમના હાથ બાંધેલા હતા; લીમડાના ચોતરા ઉપર પિંજરૂં મૂકાવ્યું હતું.

ફીકા શેઠ નોટો લઈને ચોરા પાસે આવ્યા ફોજદાર બધાંને લઇને ચોરા ઉપર આવ્યા ત્યારે તીકુ જુબાની લખાવી રહ્યો હતો; જેટલી શકય તેટલી વાત લંબાવીને તેણે પિંજરાની કથની કહી :

શેઠે પગથિયાં ચડી સાહેબને સલામ કરી. દાજીએ શેઠને જોયા એટલે તેને થોડી રાહત થઈ.

શેઠે ચોરામાં નજર કરી. ચંદુ, બે ત્રણ સિપાઇઓ, પરવત બધા ફોજદારની સામે એક પાથરણા ઉપર બેઠા હતા. ફોજદાર એક પછી એક માણસને હકીકત પૂછી રહ્યા હતા. શેઠ જઇને પરવત પાસે બેસી ગયા :

તેણે પરવતને ઇસારત કરી. 'કોણ ?'

'નવા ફોજદાર સાહેબ' પરવતે શેઠની ઇસારતનો જવાબ આપ્યો.

શેઠને પોતાના કામમાં નવી મુશ્કેલી નડી. તેણે સિપાઇઓ તરફ નજર કરી. બધા જૂના હતા; એકે એક દાજીની અને પોતાની મહેમાનગતી માણી ગયેલા :

ફોજદારે તપાસ પૂરી કરી. જગ્યા જોઇ લીધી અને કાગળ પૂરા કર્યા.

'સાહેબ' ચંદુએ કહ્યું. 'આપ થોડી મહેરબાની કરો. આ બાઇને જલદી ક્યાંક સારવાર મળે તેવો બંદોબસ્ત કરો. બાઈ નો જીવ બચી જશે.'

'જરૂર!' ફોજદારે ગાડું મંગાવ્યું. 'હું હમણાં જ નીકળું છું; મારી સાથે જ લઇ જઇશ.'

'સાહેબ, કોઈ રીતે ઉણપ ન આવવા દેશો, ખર્ચ ગમે તેટલો થાય હું ભોગવીશ.' ચંદુના હૃદયમાં દયા ભરાઈ આવી હતી; બે ત્રણ વખત તેણે ફોજદારને આવી જ ભલામણ કરી.

કીકા શેઠને સાહેબનો દાણો દાબવાની તક જોતી હતી. પરન્તુ હજુ તેને અવસર આવ્યો ન હતો; સાહેબે તેની સામે કોઇ જાતનું લક્ષ જ આપ્યું ન હતું.

તે ઊઠયો ને બીલાલને ઇસારત કરી બહાર બોલાવ્યો.

'બીલાલ! લે આ. સાહેબને...' શેઠના હાથમાં નોટોનું બંડલ હતું.

'નહિ, નહિ બને!' બીલાલે નોટો ઉપર નજર કરી પરન્તુ હાથ અડાડયો નહિ!

'કાં?'

'સાહેબ નવા છે, તાજા છે,' બીલાલે ખુલાસો કર્યો.

'ગમે તેવા હોય'–શેઠે કહ્યું. 'આ કયાં કોઈ ને નથી જોતાં!'

'આ સાહેબ જુદી ખોપરીનો છે ! નહિ અડકે.' બીલાલે શેઠની કુનેહનો રદીઓ આપ્યો.

'અરે ભલા માણસ, તું ક્યાં અમને નથી ઓળખતો !'

'મારું કાંઈ ચાલે નહિ. તાલુકે આવજો' કહી બીલાલે ચાલ્યો ગયો.

ફોજદાર દાજીને અને પિંજરાને એકજ ગાડામાં લઇને રંગપુરની બજારમાંથી નીકળ્યા ત્યારે રંગપુર ભરની વસ્તી દુનિયા ઉપર કદી પણ કોઈએ ન જોયું હોય તેવા યુગલને નિરખવા ઉભરાઈ પડી હતી.

'મુરલીધર 'મામા'!' મહેશે કહ્યું–'ભાઇને હવે અહીં પાછા આવી ધંધો કરવો નથી.'

'કારણ!' મુરલીધર મામા મહેશની સાથે કારખાનામાં ફરી રહ્યા હતા; 'આવો ધંધો કેમ છોડી શકાય?' તેમની બુદ્ધિ મહેશની વાત માનવાની ના પાડતી હતી.

'ભાઇને ગામડામાં જ હવે જીવન વિતાવવું છે. તેમની ઇચ્છા છે કે હવેનું જીવન સેવામાં ગાળવું: મુરલીધર હસી પડ્યો. તેમને મહેશની વાત બાલીશ લાગી: 'શું મારા ભાઈ, એવો તો કોઇ વિચાર કરે! આવી કમાણી આપતો ધંધો કોઈ બંધ કરે? મારી મશ્કરી કરો છો?'

'ના મામા, હું સાચું કહું છું. ભાઇનો પત્ર આવ્યો છે. એક મારા ઉપર છે, અને બીજો તમારા જ્યોતિષી, અને મી. કાંટાવાલાના નામ ઉપર છે. હું એ વાત કરવાજ અહીં આવ્યો છું. ભાઈએ લખ્યું છે તમને ત્રણેને ભેગા કરી પત્ર આપવો.'

'તમે ભાઇ ને લખી નાખો ધંધો બંધ નહિ થાય. અમારે પત્રની જરૂર નથી.' મુરલીધર ધંધો બંધ કરવાની વાત બરદાસ્ત કરી શક્યા નહિ. 'એવી કઇ મોટી સેવા ભાઇ કરવા નીકળ્યા છે? લખો કે તમારે સેવા કરવી હોય તો કર્યા કરો, અમારે તમારી હાજરીની જરૂર નથી. ધંધો તમારી ગેરહાજરીમાં પણ ચાલે છે અને ચાલ્યાં

કરશે. મારાં બધાં માણુસો ભાઇની તરફ વફાદાર છે. ભાઇનું એક તણખલું પણ ઓછું થશે નહીં.' મુરલીધરે એક સામટો ઉકળાટ ઠાલવી નાખ્યો.

'મામા, તમે પત્ર તો વાંચો પછી આપણે તમે કહેશો તેમ કરશું. વાંચવામાં શું નુકશાન છે!' મહેશે·મામાને શાન્ત કરવા પ્રયત્ન કર્યો.

'લાવો કયાં છે!' મામાએ હાથ લાંબો કર્યો.

'ચાલો ઓફીસમાં મી. કાંટાવાળા અને જ્યોતિષીને બોલાવીએ.'

મુરલીધર મામા ચંદુના આખા કારખાનાના 'મામા' હતા: ચંદુએ રંગનો ધંધો શરૂ કર્યો ત્યારના મામા ચંદુની સાથે પરિચયમાં હતા: બધાં તેને 'મામા' કહેતાં એટલે ચંદુએ પણ તેમને 'મામા'જ કહેવાનું રાખ્યું. પહેલાં મામા રંગની દલાલી કરતા અને ચંદુને સોદા કરી આપતા: ધીરે ધીરે ચંદુ ફાવતો ગયો, રંગના ધંધાનું જ્ઞાન મેળવ્યું: અને તેની સાહસિક વૃત્તિને રંગનું કારખાનું ખોલવાની ઇચ્છા થઇ આવી. તેણે કારખાનું ખોલ્યું ત્યારે મામાની તેણે સલાહ લીધી'—

'મામા કોઇકનો માલ લાવીને વેચવો તેના કરતાં આપણે જ માલ બનાવીને વેચીએ તો કેવું?'

'બહુ સારૂં, બધી ખટપટ મટી જાય.' મામાએ ચંદુની વાત ઉપાડી લીધી.

કારખાનું શરૂ થયું અને 'મામા' કારખાનામાં ચંદુની સાથે જોડાઇ ગયા. તેમની દલાલીની કમાણી કરતાં ચંદુએ તેમને બેવડી કમાણી જેટલું કરી આપ્યું. 'મામા' કારખાનામાં ખાસ કાંઇ કામ કરતા નહિ, પરન્તુ તેમની હાજરી સતત રહેતી, અને એકનિષ્ઠ અને વફાદારીથી ચંદુનું બધું સાચવતા. ધીરેધીરે 'મામા' એકેય વાતમાં ખાસ કાંઈ નહિ છતાં કારખાનાના પ્રાણ જેવા થઇ ગયા: ચંદુને મામા ખૂબ ફાવી ગયા: અને બધાંના 'મામા' થઈ ગયા.

ચંદુની પાસે બધા નોકરની જેમ જ રહેતા, પરન્તુ મામાએ ઘણા વધુ અધિકારો પ્રાપ્ત કરી લીધા હતા. તેમને કોઇએ તે આપ્યા ન હતા છતાં કોઇને તેમાં વાંધો પણ ન હતો : બધાંયે 'મામા'ના ખાસ અધિકારો માન્ય રાખ્યા હતા.

મી. કાંટાવાળા કારખાનાના મેનેજર હતા, અને મી. જ્યોતિષી રંગના નિષ્ણાત હતા.

'મી. કાંટાવાળા, મી. જ્યોતિષી લ્યો! તમે રોજ 'ભાઈ'ના સમાચાર પૂછો છો તે આજ સમાચાર આવ્યા છે.

'ક્યાં છે કાગળ લાવો.' મામાએ મહેશને કહ્યું:

મહેશે કાગળ કાઢીને મામાની સામે ધર્યો; કાંટાવાળા અને જ્યોતિષી મામા અને મહેશની સામે જોઈ રહ્યા: મામાનાં પ્રવચનનો અર્થ તેમને સમજાયો નહિ.!

'કેમ–મામા શું ખબર આવ્યા છે?' કાંટાવાળાએ વાતની સમજૂતી માગી.

'ભાઇનો પત્ર છે તેમાં બધું જણાવ્યું છે.' મહેશે કહ્યું.

મામાએ પત્ર ફોડયો અને મોટેથી વાંચવા માંડયો.

પૂ. મુરલીધર 'મામા,' મી. કાંટાવાળા અને મી. જ્યોતિષી,

આ પત્ર મારે તમને લખવાની ઇચ્છા ન હતી. મારો વિચાર ત્યાં આવીને રૂબરૂમાં બધું કહેવાનો હતો; પરંતુ અહીં એક પછી એક એવું બનતું આવે છે કે મારાથી ઘણા વખત સુધી કદાચ અહીંથી નીકળી ન શકાય.

તમારી સાથે મારે ઘણા વખતથી ધંધાની દૃષ્ટિએ ઘણી જ નિકટતા છે, અને એક રીતે કહું તો, 'મામા' મારે મન મુરબ્બી જેવા છે અને મી. કાંટાવાળા અને મી. જ્યોતિષી ભાઇઓ જેવા છે,

એટલે મારી હાજરી હોય કે નહિ, છતાં મારી સૂચનાઓ અમલમાં જરૂર મૂકાશે જ.

માણસના જીવનમાં ઘણી વખત આકસ્મિક રીતે ફેરફારો થયાં કરે છે. કોઈના જીવનમાં ઓછા કોઇના જીવનમાં વધારે. મારૂં અત્યાર સુધીનું જીવન ઘણા ફેરફારથી ભરેલું છે. તેમાં પણ ઇશ્વરે એક વધુ ફેરફાર કરવાનું ધાર્યું છે. મારે સ્વીકાર્યા સિવાય છૂટકો નથી.

મારી થોડીક જીવનકથા પણ તમને જણાવું. જેથી ફેરફારોની કંઈક ઝાંખી તમોને આવી શકે. એક દિવસ હું બહુ જ દુઃખી હતો, છેક જ ગરીબ હતો, નિરાધાર હતો. ભાગ્યની સાથે હું લડયો, મહા-ભયંકર યુદ્ધ કર્યું, અને અત્યારે લાગે છે, જીત્યો પણ ખરો. દુઃખ દૂર થયું, ગરીબાઈ ગઈ અને હવે આધાર પણ ઘણા મળી ગયા.

પ્રારબ્ધના યોગે કે પસીનો નીતારતાં જે કાંઈ મેળવ્યું તે મારી ઉંમરના દરેક જુવાનને મગરૂબી અપાવી શકવા માટે પૂરતું છે.

મુંબાઈથી જે દિવસે તમારી સોંપણીમાં ધંધાને મૂકીને અહીં આવ્યો ત્યારે મને મારા જીવનના નવા ફેરફારની કલ્પના પણ ન હતી: અહીં આવ્યો અને મેં જે જોયું! જે શીખ્યો! તેણે મને ચારે તરફથી જકડી લીધો, અને હું જકડાઈ ગયો. કોઈ આને નિર્બળતા પણ કહે! પરન્તુ તેટલો નિર્બળ હું છું તે હું જાણું છું.

અહીં આવ્યા પછી મેં મારા 'ગામ' ને રીબાતું જોયું, પીસાતું જોયું; અહીં આવ્યા પહેલાં હું ખૂબ સુખી હતો, અહીં આવીને ખૂબ દુઃખી થઇ ગયો. મારા પૈસા, મારી સિદ્ધિ, મારી શકિતનું જે અભિમાન મેં પોષ્યું હતું તે બધું તૂટી ગયું. ગામમાંથી મારી જેવો એકાદ સુખી હોય તેથી શું? બીજાં બધાં તો ચક્કીમાં પિસાઇ રહ્યાં છે: એ બધાંને માટે કંઈક કરવાની મારી ફરજ મને સમજાઈ.

મેં અનેક ખ્યાલ કરી જોયા: આ લોકોનું દુઃખ કેમ દૂર થાય?

વિચાર્યું.–પૈસા વગર દુઃખી હશે? મારા બધા પૈસા તેમને આપી દઉં? હું નવા કમાઇશ. જેણે આપ્યા છે તે જરૂર બીજા આપી રહેશે: પરન્તુ અનુભવે ખબર પડી કે એકલા પૈસાથી પણ કોઈ સુખી થઈ શકશે નહિ! આ લોકોને દોરનાર કોઇક જોઇએ, હું તેમાં ઊંડો ઉતરી ગયો. મારાં પોતાનાં માણસો માટે હું ન કરૂં તો બીજું કોણ કરે? હવે હું આમાંથી નીકળી શકું નહિ; એટલે મારે ત્યાંના જીવનમાં ફેરફાર કરવો જ રહ્યો: ધંધાની વ્યવસ્થા મેં નીચે પ્રમાણે વિચારી છે.

મારી અત્યાર સુધીની બધી મિલકત મેં સંકલ્પથી ગામને ચરણે ધરી દીધી છે: ગામના ઉત્કર્ષમાં કાંઈ પણ ખર્ચ કરવો પડે તે તેમાંથી થશે. વિભૂતિના નામ ઉપર રહેતી રકમ, અને ગોમતી ભાભીની મિલકત મહેશ, વિભૂતિ, ગોમતી ભાભી અને ગોદીની વચ્ચે વહેંચી આપવી: મુંબઇનાં મકાનમાંથી મારૂં અને મારા કુટુમ્બનું ચલાવવું.

કારખાના માટે મેં એક યોજના વિચારી રાખી છે. કારખાનાની ચોખ્ખી કમાણીમાંથી અડધો નફો દર વર્ષે કારખાનાનાં કામદારોને વહેંચી આપવો, બાકીના અડધા નફામાં, મારો અને તમારો એટલે કે 'મુરલી મામા', મી. કાંટાવાળા અને જ્યોતિષીનો ભાગ રાખવો. મને મળેલા ભાગમાંથી મારો વિચાર મારા ગામમાં મારાં માતુશ્રીના સ્મરણાર્થે એક દવાખાનું અને નિશાળ ખોલવાનો છે.

આ બધું અનેક મંથનો પછી હું નક્કી કરી શક્યો છું. મને લાગે છે, તમે મારી યોજનામાં સંમતિ આપશો. બીજી હકીકત તમને મહેશ પાસેથી જાણવા મળશે.

અહીંથી મને જ્યારે પણ ફુરસદ મળશે ત્યારે એક વખત ત્યાં જરૂર આવી જઇશ.

લી. ચંદુલાલ—

મામા પત્ર પૂરો વાંચી ગયા. તેમણે પત્ર વાંચતાં વાંચતાં બે ત્રણ વખત મી. કાંટાવાળા અને જ્યોતિષી તરફ જોઇ લીધું હતું. મામાના આશ્ચર્યના તેઓ પણ ભાગીદાર હતા.

'મી. કાંટાવાળા મી. જ્યોતિષી, સમજી ગયા! મામા ખુરસી ઉપરથી ઊઠી ગયા. 'શું મારા ભાઇ? આમ તે બનતું હશે! શું કહો છો મી. કાંટાવાળા? ભાઈ 'છે જ એવા.' મામાના અણુંએ અણુંમાં ક્રોધ વ્યાપી ગયો હતો. તેમનાથી વાત ગળે ઉતારી શકાઇ નહિ. આમ તે કયાંય બન્યું સાંભળ્યું છે! તમે લખી નાખજો, બધું ચાલે છે તેમ ચાલ્યા કરશે. અમને ભાઇ ઘણું આપે છે, અને કામદારો બધાં સુખી છે.'

'મામા' મહેશે કહ્યું, 'ભાઇએ નિશ્ચય કર્યો છે એટલે તેમનો નિશ્ચય ફરશે નહિ. તમે સમંત થાવ એટલે લખાણ પાકું લખાવી 'ભાઈ'ની સહી માટે મોકલી આપવાનું છે.'

કાંટાવાળા અને જ્યોતિષી બન્નેયે લગભગ 'મામા'ના જેવો જ મત પ્રદર્શિત કર્યો.

'જુઓ, તમે પણ પત્રથી જણાવો, કે અમે ત્રણે જણા તેમની યોજનામાં સંમત થતા નથી. અમે પણ લખીએ છીએ.' જ્યોતિષીએ કહ્યું.

'મી. જ્યોતિષી મારે જલદી બધાંને લઇને રંગપુર જવું છે. ભાઇએ આ બધું પતાવીને મને જલદી ત્યાં પહોંચવા લખ્યું છે.'

'વારૂ, તમે જાવ!' મામાએ કહ્યું: 'જઇને રૂબરૂમાં 'ભાઇ'ને સમજાવજો એટલે બધુ ઠીક થશે.' મામાએ નવી વાત પકડી લીધી.

'મામા, મને ભાઇએ ભલામણ કરી છે તેમજ મારાથી થઇ શકે. લખાણ તો મારે કરાવીને મોકલવું પડશે.' મહેશે મામાની વાતનો સ્વીકાર કર્યો નહિ.

'તમે ક્યારે જવાના છો ?'

'થોડા દિવસોમાં.'

'વારુ, મારે પણ આવવું છે, જોઉં છું ભાઇ કેમ સમજતા નથી ?' મામાએ નવી દિશા શોધી કાઢી.

કમ્પાઉન્ડમાં એક મોટર આવી ને ઊભી રહી. વિભૂતિ મોટરમાંથી ઉતરીને ઓફીસમાં આવ્યો.

'વિભૂતિ આવ ભાઇ' મામાએ વિભૂતિને આવકાર આપ્યો.

'મામા' વિભૂતિ મામાને વળગી પડયોઃ 'બા તમને બોલાવે છે.'

'ક્યાં છે ? મામા' ઊઠયા :

'બધાં ધનિયાને કારખાનું જોવા લઇ આવ્યાં હશે.' મહેશે કહ્યું.
'બધાંય આવ્યાં છે?' મામા વિભૂતિને લઈને બહાર નીકળ્યા.

'આવો ?' મામાએ ગોમતીને આવકાર આપ્યો. વિભૂતિ તેમની આંગળીએ હતો.

'ગોદી બેન, વિજ્યા બેન, દેવુબેન, બધાંય મજામાં છો ને ?' મામાએ એક સામટું બધાંને પૂછી લીધું.

'કેમ, ધનિયા ! કેમ છે હવે ?' મામાએ જોરથી ધનિયાના વાંસામાં ધબ્બો માર્યો. 'નક્કર થઇ ગયો છે. હવે વાંધો નથી.' મામાએ ધબ્બો ખમી શકેલા હસતા ધનિયાને જોઇને અભિપ્રાય ઉચ્ચાર્યો.

ધનિયાને હવે ઘણું સારું હતું. ધીરેધીરે ચાલીને બગીચામાં તે ફરી શકતો હતો, શરીર પણ ભરાયું હતું. જો કે તે સાથે ઘોડી રાખતો હતો, પરન્તુ હવે ખાસ વાંધો ન હતો.

બધાંય ઉતરીને કારખાનામાં ફરવા લાગ્યાં. દેવુ ધનિયાની સાથે ચાલતી હતી.

ગોમતી વિજયાને બધું બતાવતી હતી. વિભૂતિ 'મામા'ની

આંગળીયેથી છૂટો થઇ ને વિજયા કાકીની સાથે થઇ ગયો હતો. ગોદી ઘડીમાં દેવું સાથે, અને ઘડીમાં ભાભી સાથે ચાલતી હતી.

વિજયાનું શરીર ઘણું સારૂં થઇ ગયું હતું. તે હવે કોઇક વાર બોલતી પણ હતી. ખાસ કરીને વિભૂતિની સાથે તેને ખૂબ મેળ મળી ગયો હતો.

'કાકી પેલું જોયું ? નહાવાનો હોજ છે. ચાલો આપણે ના'શું ? કાકાની સાથે નહાવાની મને ખૂબ મજા પડતી. કાકી ચાલો નહાવું છે ?'

વિભૂતિને ગોમતીએ આંખથી ઇસારત કરી. 'અત્યારે નહાવાનું નથી.' વિભૂતિ માના મનોભાવ સમજી ગયો. તેણે વાત પડતી મૂકી.

'બેન, ચાલો તમને મજૂરોના નવા આવાસો બતાવું.' મામા બધું બતાવવા સાથે જ ફરી રહ્યા હતા તેમણે કહ્યું.

'ચાલો મામા,' ગોમતી મામાની સાથે ચાલી ગઇ.

વિજયા ને વિભૂતિ હોજ પાસે રહી ગયાં; દેવુ અને ધનિયો ગોમતીની પાછળ ગયાં.

'કાકી, પેલું જોયું ?' વિભૂતિ કાકીને કાંઇક બતાવવા પ્રયત્ન કરી રહ્યો હતો.

વિજયા ડેકાઇને હોજમાં જોઇ રહી હતી.

'પાણી સાફ કરવાનો સંચો છે.' વિભૂતિએ કહ્યું. 'કાકા મને તેના ઉપર ઊભો રાખીને પેલો ધક્કો મારે કે હું પાણીમાં ગલોટિયાં ખાઈ જાઉં.'

'તારા કાકાને તરતાં આવડે છે ?' વિજયાએ પૂછ્યું.

'કાકાને તો ફક્કડ આવડે છે.' વિભૂતિ ખૂબ હોંશથી બોલ્યો. 'મને પણ આવડે છે. કાકી, 'બા' ના કહે છે નહિતર હમણાં બતાવું.'

વિભૂતિના હોંશથી બોલાયેલા શબ્દોનો વિજયા પાસેથી કાંઇ પ્રતિકાર મળ્યો નહિ; વિભૂતિએ કાકીના મુખ ઉપર જોયું: વિજયા એકાગ્ર ચિત્તે પાણીમાં સંત્તાકુકડી રમતી માછલીઓ ઉપર વિવશતા ભરી દૃષ્ટિ પાથરી રહી હતી:

'કાકી' વિભૂતિએ કાકીને જોરથી હલાવ્યાં પણ વિજ્યા મૂંગી જ ઊભી રહી: તેની આંખની કીકીમાં ઉપસ્થિત થયેલાં મીઠાં અમીને બાળક વિભૂતિ ક્યાંથી સમજી શકે!

'બ્હેન, સાંભળ્યું ને? ભાઈ બધું આપી દેવા બેઠા છે!' ગોમતીને વાત કહેવાની ક્યારની મામાને તાલાવેલી થઇ રહી હતી: ઇરાદાપૂર્વક જ તે તેમને ચાલી બતાવવા લઈ આવ્યા હતા.

'શું આપી દે છે?' ગોમતી વાત જાણતી હતી છતાં તેણે પૂછ્યું:

'આખું કારખાનું' મામાએ કહ્યું.

'મામા' ની કહેવાની રીત ઉપર ગોમતી હસી પડી, 'કોને આપી દયે છે?'

'અમને બધાંને' મામાએ જવાબ આપ્યો.

'તમે બધાં કોક છો? તમારૂં છે અને તમને મળે છે.'

'એટલે?'

'ભાઈ મને રોજ કહેતા : ભાભી! મહેનત કરે કોણ ને ખાય કોણ?' ગોમતીએ સ્પષ્ટતા કરી–'માટે મારે આ બધાંની કદર કરવી છે.'

મામાને લાગ્યું બધાંય સરખાં જ લાગે છે; કોઇ તેમના પક્ષમાં ભળે તેવું લાગ્યું નહિ. 'હું તેમ નહિ બનવા દઉં!' મામાએ પોતાનો નિશ્ચય કહ્યો, 'હું પણ તમારી સાથે જ રંગપુર આવું છું; જોઉં છું ભાઈ કેમ આપી દે છે!' ફરીથી મામાની વાત સાંભળી ગોમતી હસી પડી.

'જોયું 'મામા !' તેમણે હોજને કાંઠે ઊભેલાં કાકી અને ભત્રીજા તરફ આંગળી ચીંધી. 'બન્ને એક થઈ ગયાં છે.'

'સારૂં–સારૂં બહેન–વિજ્યા બહેનને સારૂં થઇ ગયું. ભગવાન સર્વનો છે; તમારી મહેનત ફળી.' બન્ને પાછાં હોજ ઉપર આવ્યાં: કાકી અને ભત્રીજો વાતોએ વળગ્યાં હતાં.

'વિભૂતિ, ચાલો હવે. મામા ચા–પાય છે.'

'હા ચાલો બહેન બધું તૈયાર છે.'

'અરે દેવુ તું કેમ અહીં બેસી ગઇ?' ગોમતીએ કમ્પાઉન્ડમાં પડેલા એક બેન્ચ ઉપર ધનિયાને અને દેવુને બેઠેલાં જોયાં.

'આ થાકી ગયા!' દેવુએ ધનિયા તરફ ઇશારત કરી.

'ચાલો બધાં અંદર ચાલો' મામાએ કહ્યું; 'ધનિયા પટેલ, ચાલો' મામાએ લહેકાથી કહ્યું.

'ગોદી બહેન કયાં છે?' ગોમતીનું ધ્યાન ગોદીની ગેરહાજરી તરફ ખેંચાયું.

કોઇએ જવાબ આપ્યો નહિ.

'વિભૂતિ, ફઇબા કયાં ગયાં? તને ખબર છે?' ગોમતીએ પૂછ્યું.

'આ આવ્યાં' દેવુએ મહેશ અને ગોદાવરી તરફ બધાંનું ધ્યાન ખેંચ્યું. બધાંયનાં મુખ ઉપર જુદા જુદા ભાવ ઊભરાઇ આવ્યા. કોઇના મુખ ઉપર હાસ્ય હતું; કોઈના મુખ ઉપર મશ્કરી કરવાની વૃત્તિ દેખાતી હતી.

પ્રદર્શનનાં પ્રાણી હોય તેમ બધાં બન્નેને નિરખી રહ્યાં.

'કોણ છે ત્યાં ?' રૂવાબથી તીકુએ પૂછ્યું. તે એક ગાડામાં બેસીને ગપાટા હાંકતો હતો. મોતિયો ઊઠીને દોડયો, તેણે નેમ સાંધીને તીકુ ઉપર લાકડીનો ફટકો કર્યો; એક જ ફટકા સાથે તીકુની રાડ ફાટી ગઈ–મોતીરામે બીજો ઘા–કરવા લાકડી તોળી પણ કામ પડતું મૂકીને ગાડાવાળાઓ દોડયા ને મોતીરામ ઉપર તૂટી પડયા. તેની લાકડી ઝૂંટવી લીધી અને જેમ આવે તેમ મારવા લાગ્યા. મોતીરામે સામે થવા પ્રયત્નો કર્યા પરન્તુ તે ટકી શકયો નહિ. બેભાન થઇને નીચે પડયો.

તીકુને સખત વાગ્યું હતું. ગાડામાં તે ઢળી પડયો હતો, તેના માથામાંથી લોહી વહેતું હતું. ગાડાવાળાએ તેના કપાળમાંથી લોહી લૂછ્યું.

એક ગાડાવાળો ગામમાંથી વધુ માણસોને બોલાવી લાવવા દોડી ગયો. અલીમિયાં ને બીજા બે ચાર માણસો આવી પહોંચ્યા.

'શું થયું ?' મિયાંએ મોતીરામ અને તીકુને ઢંઢોળી જોયા.

'મોતિયો કયાંકથી આવી ચડયો અને તીકુને ઘા કર્યો' ગાડાવાળાએ માહિતી આપી.

'લઇ લ્યો, ચાલો ગામમાં'–અલીએ તપાસ્યું બન્નેના શ્વાસ ચાલતા હતા. 'જલદી ઉપચાર કરીએ.'

મોતીરામ હલતો જણાયો; બળ કરીને ઊઠવા ગયો ! 'કાકા મોતિયો ઉઠયો ?' અલીનું ધ્યાન કોઇએ ખેંચ્યું.

'પકડી લ્યો. પડી જશે !' અલીએ કહ્યું.

'મને મૂકી દો.' મોતીરામે પકડનારાઓને કહ્યું. 'મારે જવું છે ?' છૂટવા માટે તેણે બળ કર્યું.

'કયાં જવું છે ?' અલીએ પૂછ્યું :

'ગમે ત્યાં જાઉં કોઇને શું પંચાત ?'

'ભલે જજે બેટા પણ તને વાગ્યું છે. સારૂં થાય એટલે તારે જવું હોય ત્યાં ખુશીથી જજે!' અલીએ પછેડીવતી મોતીરામના માથામાંથી વહેતું લોહી લૂછ્યું.

'મને કેદમાં મોકલવો છે?' મોતીરામે શંકા બતાવી.

'કોણ તને કેદમાં લઈ જવાનું છે? હું છું ત્યાં સુધી કોની મગદુર છે કે તને આંગળી અડાડી શકે.'

બન્ને જૂના મિત્રોને ગાડે નાખી અલી ગામમાં લઇ આવ્યો. બન્નેની અલીએ પોતે જ સારવાર શરુ કરી: બન્નેના ઘા પર 'ઘા બાજરિયું' બાંધ્યું. મોતીરામને જલદી મટી ગયું. તીકુને મટતાં જરા વાર લાગી.

અલીએ ધીરેધીરે મોતીરામને જીતી લીધો. તેને મંદિરનો પૂજારી બનાવ્યો. ગામની પ્રવૃત્તિમાં તે સર્વની સાથે મળી ગયો.

'કાકા, મારા હાથમાં ફોડલા પડયા છે.' મોતીરામે બતાવવા હાથ ઊંચો કર્યો.

'હા. કાકા!' કરશને કહ્યું. 'એને બેસવા દો! આખી રાત એણે પાણા ખોદ્યા છે.'

'મનજી તું જરા આરામ કર! નહિતર કયાંક અટકી પડીશ.' અલી એક પછી એક બધાંને ઉત્સાહ આપતો જતો.

'મિયાં-મને કંઇ થવાનું નથી, ભાઇ આવે તે પહેલાં ચણતર પૂરૂં કરી દેવું છે.' મનજીએ જવાબ આપ્યો.

'ઓલ્યો ભરેડી કેમ જણાયો નથી!' અલીએ તીકુનું નામ બદલ્યું હતું.

'દુકાન ગોઠવવાની ખટપટમાં પડયો છે.' અરજણે કહ્યું.

'ગાડીનો વખત થયો. કરશન હું ગાડું તૈયાર કરૂં?' અલીમિયાં હજી રોજનો સ્ટેશનનો સમય જાળવી લેતો હતો.

'તારું ગાડું હવે ક્યારે મૂકીશ ?' પરવતે પૂછ્યું.

'જ્યાં સુધી કાયા ચાલે છે ત્યાં સુધી શું કામ કોઈનાં ઓશિ-યાળાં બનવું ?' અલી હસતાં હસતાં જવાબ આપીને ચાલ્યો ગયો.

ચંદુ રમજાનને લઈને તાલુકે ગયો હતો: દાજીના કેસને અંગે તેને બોલાવવામાં આવ્યો હતો. તીકુને પણ બોલાવવામાં આવ્યો હતો પરંતુ તેનું કામ ખલાસ થઈ ગયું એટલે તે પાછો આવી ગયો હતો. ચંદુ અને રમજાન 'અમજીબા'ને માટે રોકાઈ રહ્યા હતા. 'અમજીબા'ના પિયરમાં ખબર કહેવરાવ્યા હતા : પરન્તુ ત્યાંથી કોઈ આવી શક્યું ન હતું. એટલે ચંદુએ 'અમજીબા'ની જવાબદારી પોતાને માથે લઈ લીધી હતી.

ફીકાશેઠે અનેક રમત અજમાવી જોઈ પરન્તુ તેમને સફળતા પ્રાપ્ત થઈ નહિ. દાજીએ કરેલાં ભયંકર કૃત્ય માટે કોઈની પાસેથી દાજી માટેનો એક પણ સહાનુભૂતિભર્યો શબ્દ તેમને કાને પડયો નહિ. અનુભવી વાણીઆએ બદલાતી બાજીના હિસાબો ગણી જોયા. તેમને લાગ્યું દાજી બચી શકશે નહિ. સાથે આણેલું નોટોનું બંડલ તેમને અકબંધ પાછું ખિસ્સામાં મૂક્યું: મહાપ્રયત્ન કરીને દાજીને જેલમાં મળ્યા: પોક પોક મૂકીને બન્ને મિત્રો જેલમાં રડયા:

દાજીની માયા મમતા–મિત્રતા છેવટની મુલાકાત વખતે દાજીને સોંપતા આવ્યા. ગામમાં આવી પહોંચનારા નવા તરંગોમાં તેણે હવે કોઇ રીતે ભળી જવું જોઇએ. નાદાર થયા પછી વેપારી નવા નામે ધંધો શરૂ કરે તેમ તેણે નવે નામે વેપાર શરૂ કરવા માંડયો.

'હોસ્પીટાલ'માં જઇ તેણે 'અમજીબા'ની ખબર કાઢી, ચંદુને મળીને 'અમજીબા' તરફની પોતાની દિલસોજી વ્યક્ત કરી.

'ભાઈ' તેણે ધ્રુડપણના અવાજથી ચંદુને સંબોધ્યો-'બાઇ' બચશે ?'

'જરૂર, ફીકા કાકા. અનેક વર્ષો જે પાણીના પવાલા અને સુક્કા રોટલા ઉપર જીવી તે હવે પૂરૂં પોષણ મળતાં જરૂર બચશે.'

'ભગવાન તારૂં ભલું કરશે, ભાઈ! આ પુણ્ય કાંઈ ઓછું નથી, હરામ જાદાએ બાઇને માથે કરવામાં બાકી રાખી નથી.' છેલ્લા શબ્દો શેઠે પોતાના જીગરજાન દોસ્તને માટે વાપર્યા હતા.

'કાકા તમને ખબર ન હતી ?' રમજાન કાકાની મીઠાશ ભરી વાણી સાંભળતો ચંદુની પાસે જ ઊભો હતો. કાકાની રમત તે સમજતો હતો.

'મને ?' તેના મુખ ઉપર ભગવવાનને છેતરવા નીકળેલા 'ભક્ત' જેવી ઢોંગાઇ હતી; 'રામ-રામ' ભાઇ! હું તે આવા પાપમાં પડું ? ભગવાન જાણે 'ભાઇ!'

રમજાને કે ચંદુએ ફીકાશેઠની વાત માની હોય તેમ જણાયું નહિ. રમજાન કદાચ વધુ વિવાદમાં ઉતરત, પરન્તુ ચંદુ વિવાદમાં માનતો નહિ; તેણે વાત આગળ વધવા દીધી નહિ.

'ફીકા શેઠે અમજીબા માટે થોડીક વધુ કાળજી બતાવી. થોડી 'નોટો' કાઢી ચંદુ સામે ધરી. 'લે 'ભાઈ' 'બાઇની' સારવાર માટે. પંડથી તો કંઇ બને તેમ નથી, બીજી રીતે થોડાક ભાગીદાર તો બનું !'

'કાકા રહેવા દ્યો, જરૂર નથી. પ્રભુની કૃપાથી બધું થઇ રહેશે.' ચંદુએ નોટો લીધી નહિ.

'મને ખબરજ હતી. તું નહિ લે.' શેઠે નોટો ખિસ્સામાં મૂકતાં કહ્યું: 'દયા' ઉપર ભગવાનની કૃપા ઉતરી છે: નહિતર આવા સાત પેઢી તારે એવા દીકરા કયાંથી હોય ભાઈ!' તેણે આંખ લૂછી રજા લીધી.

તીકુ 'મોતીરામ'ના મારથી થોડા દિવસ ખાટલે પડયો પડયો બબડી રહ્યો. તેની જેવા 'સિંહને' મોતિયા જેવો માણસ મારી જાય ! ગામ આંખ ખોલી જોઈજ રહે ? મોતિયો સારો થઈ ગયો હતો તેમ તેણે સાંભળ્યું. અલીમિયાં પાસે તેણે કંઈક ધમપછાડા કર્યા. અલીએ ધીરે ધીરે તેને સમજાવી દીધો. જરા સારું થયું એટલે તીકુને તે તાલુકે તેડી ગયો અને દાઝના કેસમાં સાક્ષી અપાવી.

ચંદુને તીકુ અને મોતિયાના કજીયાના ખબર મળ્યા ન હતા: તીકુના કપાળ ઉપરનો પાટો જોઈ ચંદુએ પૂછ્યું : 'શું થયું ?' હસતાં હસતાં અલીએ જવાબ આપ્યો, 'બન્ને દોસ્તો રમત રમ્યા.'

'કોણ ?'

'બીજું કોણ હોય ? આ 'ભરેડી' અને પેલો સાત ભરેડી 'મોતિયો'. હવે વાંધો નથી. બન્ને સારા થઈ ગયા છે, અને બન્ને પાછા દોસ્ત બની ગયા છે.'

અલીને લાગતું હતું કે તીકુને ક્યાંક બાંધી દેવો. જ્યાં સુધી તે આમ છૂટો ફર્યા કરશે ત્યાં સુધી તેનું મગજ જૂની ટેવો ભૂલશે નહિ. 'ભાઇ ! તીકુને કયાંક ગોઠવી દઇએ તો સારૂં' અલીએ ચંદુને કહ્યું.

'ક્યાં ગોઠવશું !' ચંદુએ સમંતિ બતાવી. નિશાળ, દવાખાનું એ મુખ્ય પ્રવૃત્તિઓ અત્યારે તેમની પાસે હતી. બીજી પરચુરણ પ્રવૃત્તિઓ હતી પણ તેમાં મહેનત કરનારાની જરૂર હતી. તીકુ મહેનત કરી શકે તેમ ન હતું.

'કાકા તીકુને આપણે એક દુકાન ખોલાવી આપીએ.' ચંદુએ એક યોજના મનમાં ઘડી રાખી હતી તે કહી : 'ગામમાં લોકોને ઘણી ચીજોની મુસ્કેલી પડે છે, અને તાલુકાના ફેરા થાય છે; આપણે ખપની ચીજો દુકાનમાં રાખીએ, લોકોની તકલીફ ટળી જાય; ઘણાં લોકોને ખેતી માટે પૈસા પણ લેવા પડે છે, આવા લોકોને જરૂર

પૂરતા પૈસા પણ આ દુકાનેથી મળે એટલે તેમની તે ઉપાધિ પણ ઓછી થઈ જાય; પાક તૈયાર થાય ત્યારે બધો પાક લોકો આ દુકાનને આપી દે. દુકાન તેમના વેરાના પૈસા ભરી આપે અને તેમની બાર માસની બીજી જવાબદારી ઉપાડી લ્યે. નબળા ખેડૂતોને આથી ખાસ લાભ થશે અને બે પાંચ વરસમાં તેઓ પગભર થઇ જશે. શરૂઆતમાં દુકાનને ખોટ સહન કરવી પડશે, તે હું સહન કરી લઈશ; તીકુ પોતાના ખર્ચ પૂરતું મહેનતાણું લ્યે અને આ બધી વ્યવસ્થા કરે. તેના ઉપર આપણે દેખરેખ રાખશું.'

અલીને ચંદુની યોજના ખૂબ ગમી ગઈ; અને ગામની દુકાન ખોલવાનું નક્કી થયું. તીકુ દુકાનના કામમાં ગૂંથાઈ ગયો.

ગામની બધી ખાડો પૂરાઇ ગઇ હતી, રસ્તાંઓ સુધરી ને સારા થઈ ગયા હતા, સૌ પોતાની ફરજ સમજીને પોતાની ફળીને, પોતાની શેરીને સ્વચ્છ અને સુઘડ બનાવી રહ્યાં હતાં, કોઈને પૂછયા વગર કોઇને બતાવ્યા સિવાય પોતાના લત્તા સુધારીને સર્વોપરી ગણાવવાની સૌને તાલાવેલી ઊપડી હતી.

**મોરલા** પોતાની લાંબી ને મોહક ડોકના બને એટલા કટકા કરી કરી મેઘને નિમંત્રી રહ્યા હતા. ધરતી પ્રિયતમનાં વારણાં લેવાં ઉત્સુક બની બેઠી હતી. લોકો આભમાં બંધાતી વાદળાંની ગટાટોપ જોઇને ગણત્રીઓ કરી રહ્યાં હતાં. ઋતુ બદલાતી જતી હતી, જાણકારો કહેતાં હતાં, વાદળાં ગળી પડશેઃ બધાંય ચિન્હો થઈ ગયાં છે.

આભમાં ગડેડાટી ઊઠી. વિજળી વાદળ ચીરી ચીરીને તેજ પાથરવા માંડી, અને મેઘરાજાએ મહેર કરી. મોરલાએ માન્યું તેનું નિમંત્રણ સ્વીકારાયું ! ધરતીને થયું પ્રેયસીનો પ્રેમ પ્રિતમને ખેંચી લાવ્યો ? બધે જળબંબાકાર બની રહ્યું.

આજ સ્ટેશનને રસ્તે ગાડીને વખતે એકલા અલીનું ગાડું જતું ન હતું, સાથે બીજાં પણ બે ગાડાં હતાં. એકની ઊંધે અરજણ હતો અને બીજાની ઊંધે કરશન બેઠો હતો. મુંબઇથી આજે બધાં આવવાનાં હતાં.

ચંદુ તાલુકેથી એકાદ વખત આવી ગયો હતો. 'અમજીબા'ને હજુ ક્યાંય લઇ જવાય તેવી સ્થિતિ થઈ ન હતી, એટલે પાછો તે તાલુકે ગયો હતો. આજે તેની હાજરીની જરૂર હતી. અલીએ 'અમજીબા' પાસે પોતે જવાનું કહ્યું પરંતુ ચંદુ રોકાયો નહિ.

'કાકા' મારા કરતાં તમે હશો તો ઠીક પડશે' ચંદુને લાગ્યું કે પોતાની હાજરી હશે તો ગોમતી કદાચ નરમ પડી જશે. પોતે નહિ હોય તો જે હિંમત એકઠી કરીને તે વિના આનાકાનીએ આવી રહી છે તે કદાચ ઓસરી જશે. બધાંય ઠરીને ઠામ થશે એટલે 'અમજીબા'ને લઈને તે આવી પહોંચશે.

'હુંયે રહું, અને તું યે રહે. આપણે કોઈ બીજાને મોકલીએ ?' અલીએ બીજો રસ્તો સૂચવ્યો.

'નહિ 'કાકા' મને જ જવા દ્યો. બીજાને નહિ ફાવે.'

'કાકા' બધાં આવે છે તમે જાણો છો ?'

'ફીકર નહિ, તું હલકો જીવ કરીને પહોંચી જા ભાઈ !' અલી સમંત થયો. 'તું જરા ઉપડતી પાનીએ ત્યાંનું બધું આટોપજે ભાઈ અષાઢ સુદ બીજનું મુહૂર્ત છે.'

'હાં 'કાકા' ચાર દિવસમાં જ આવ્યો સમજો.' ચંદુ તાલુકે ચાલ્યો ગયો.

અલીએ પહેલેથી થોડી ગોઠવણ કરી રાખી.

'દયા' તારી માળા હવે કયારે અટકશે ? એકાદ દિવસ તો બિચારીને થાક ખાવા દે.'

'અલી તારું ગાડું કોઇ દિવસ થાક ખાય છે કે મારી માળા થાક ખાય ?'

દયાગોરનો જવાબ સાંભળીને અલીમિયાં હસી પડયો : 'તું તો ભાઇ આટલું યે સત્કર્મ કરી શકે છે ! મારા નસીબમાં તે પણ કયાં છે ?'

'મારી માળાનું બધું પુણ્ય ભેગું કરીએ તો તારા એક દિવસના ાર્યના પુણ્ય જેટલું પણ થાય કે કેમ, એ સવાલ છે !'

'ગિરજા ભાભી કયાં છે? દયા?' અલીએ વાત અટકાવી.

'ભાભી!' અલીએ જ બૂમ મારી.

'કેમ! અલીભાઇ' ગિરજા ગોરાણી બહાર આવ્યાં!

'મનમાં થયું લાવ ભાભીને જરા મળતો જાઉં! કેમ સારૂં છે ને!'

'ઠીક છે ભાઇ!' ગોરાણી ગોરની પાટ સામે બેસી ગયાં.

'કાલે બધાં આવે છે' સહજ વાત કરતા હોય તેમ અલીમિયાં એ કહ્યું.

'હા મને ખબર છે: ભાઇ કહેતો હતો બે ચાર દિવસમાં આવશે!'

'ઘર બધું ભરાઈ જશે! વિભૂતિ–ગોદી–ધમરોળ કરી મૂકશે!' અલીએ એટલુ કહીને ગોરાણી સામે જોયું. ગોરાણીના મુખ ઉપર હતી તેવી જ સલુકાઇ હતી. થોડી ઘણી આડીઅવળી વાતો કરીને અલી ઊઠી ગયો.

કડવી પટલાણી, પરવત, મરિયમ, ફાતમાબીબી અને એવાં ગામનાં ઘણાં પાસે તે સવારથી માંડીને સાંજ સુધી ફર્યા કર્યો. ફીકાશેઠ અને મનજી સોનીને કાને પણ વાત નાખી આવ્યો. તેણે નક્કી કર્યું– ગોમતી અને વિભૂતિ આવીને સમાઈ જશે, ગામમાં કોઇની પાસેથી વિરોધની નજર સુદ્ધાં તેણે નિહાળી ન હતી. અલીમિયાંના ગાડામાં મરિયમ અને કડવી પટલાણી પણ હતાં, અલી બન્નેને સાથે લઇને સ્ટેશને આવ્યો હતો.

ગાડી આવી ને બધાંય ઉતર્યાં. મહેશ સૌથી પહેલાં ઉતર્યો. બધાંયે પ્લેટફોર્મ ઉપર ઊભેલી વ્યક્તિઓને જોઈ.

કડવી પટલાણી આગળ આવ્યાં. 'બધાં ઉતરી જાવ. અરજણ સામન ઉતારી લ્યે.' પટલાણીએ નેતૃત્વ લઇ લીધું—

મુરલીધર 'મામા' અને ગોમતી નીચે ઉતર્યાં–દેવુએ ધનિયાને મદદ કરીને ઉતાર્યો–સૌની પાછળ વિભૂતિ કાકીની આંગળી પકડી ને ઉતર્યો.

'કાં ધનિયા ! તુંયે બની ગયો બડકમદાર ?' અલીએ ધનિયાને પગે ચાલતો જોઇને કહ્યું. ધનિયો હસ્યો.

બધાં બહાર નીકળ્યાં. વિજયા ને વિભૂતિ સૌની પાછળ રહી ગયાં હતાં. 'વિભુતિ, તારા કાકા ?'

'ઘરે હશે' વિભૂતિએ કહ્યું. વિજયાએ ચંદુને સ્ટેશન ઉપર જોવાની કલ્પના કરી હતી, તેની કલ્પના ફળી નહિ. ચંદુ સ્ટેશન ઉપર હતો નહિ.

'અરે ગગા, તું કયાં પાછળ રહી ગયો બેટા.' પટલાણીએ ધીરેધીરે આવતાં કાકી ભત્રીજા તરફ જોયું. 'કાં માડી વિજયા બેટા કેમ છે ?' વિજયાએ જવાબ ન વાળ્યો. બટકબોલી પટલાણીને નમીને તે પગે લાગી. દસે આંગળીઓના ટચૂકા ફોડી પટલાણીએ 'વહુ'નાં વધામણાં કર્યાં 'જીવતી રહે ને મારા દીકરાની ખૂબ સેવા કર્ય માડી !'

વિજયાએ આશીર્વાદ સાંભળ્યો. તેને પૂછવાનું મન થયું કે 'તમારો દીકરો કયાં ? તેને કયાં સેવા લેવાની ફુરસદ છે ?' તેનું મોઢું લાલચોળ થઈ ગયું.

અલીએ વિભૂતિને ઊંચકી લીધો; 'મને ઓળખે છે બેટા !' વાર્ધકયના અમીથી ભરેલો હાથ તેણે વિભૂતિના વાંસામાં ફેરવ્યો.

અલીમિયાંને હતું કે કદાચ ગોમતી તેની શરમ કરશે એટલે તેમણે હજુ તેને બોલાવી ન હતી. પરન્તુ ગોમતીને બોલતી સાંભળી મિયાં ગોમતી પાસે વિભૂતિને ઊંચકી ગયા 'બહુ ડાહ્યો ભાઇ.' તેણે વિભૂતિને હુલાવ્યો. 'નરવી છો ને બેટા' અલીએ ગોમતીના ખબર

પૂછ્યા. જવાબમાં ગોમતીએ કાકાને પ્રણામ કર્યા?

'સુખી થાવ બેટા—' અલીએ પ્રણામ સ્વીકાર્યા.

દેવુ અને ગોદી મરિયમની સાથે વાતે વળગ્યાં હતાં. ધનિયો ગાડા પાસે પહોંચી ગયો હતો.

'ક્યાં ગઈ બટક બોલી બાઇ ?' ગોદી ઓળખાઈ તેવી રહી ન હતી. તેના વાળ ખૂબ વધી ગયા હતા. તેનો પહેરવેશ પણ અનેક રીતે ટાપટીપ વાળો બની ગયો હતો.

' અહીં છું કાકા ? ' ગોદીનો અવાજ આવ્યો.

'તારા ઘરડા કાકાની સામે પણ જોતી નથીને!' અલીએ ઠપકો આપ્યો. ગોદી મરિયમને લઇને અલીમિયાં પાસે આવી પહોંચી. અલીએ ગોદીને એક ધીરી ટપલી મારી ' મારી ગાંડી બા ! '

' આ ભાઈ કોણ ? ' અલીએ મહેશને પૂછ્યું.

' ભાઇના કારખાનાના મેનેજર છે.' મહેશે ઓળખાણ કરાવ્યું.

મુરલીધર 'મામા'એ અલીને જય-જય કર્યા અને મહેશની સામે જોયું.

અમારા ' અલી કાકા ' મહેશે ઓળખાણ કરાવ્યું. અલીએ સામા હાથ જોડ્યા.

બધાંય ગામમાં આવવા નીકળ્યાં :

' ભાઇ ક્યાં છે ? સ્ટેશને કેમ ન આવ્યા ? ' ગોદીએ ગાડું ઊપડ્યા પછી અલીને પૂછ્યું. બધાંયને તેજ સવાલ પૂછવાનો હતો. કેમ આટલો બધો મોડો પૂછ્યો હશે એમ સર્વને થયું.

' ભાઇ ! તાલુકે ગયો છે ! ' અલીએ કહ્યું.

' કેમ ? '

'કામે ગયા છે. બે ત્રણ દિવસમાં આવી જશે !' ગાડું ગામની નજીક ને નજીક આવતું ગયું. આવનારાં બધાંના મનમાં જુદા જુદા ભાવો ઊભરાતા હતા.

ગોદી મરિયમને અનેક વાતો પૂછતી હતી.

મહેશ દાજીની અને પિંજરાની વાત સાંભળતો હતો.

ધનિયો મુંબઇના દાક્તરોની અને દવાઓની વાતો કરતો હતો.

ગોદીની વાતો સાંભળતી દેવુ વચ્ચે વચ્ચે ટહૂકા કરતી હતી.

વિભૂતિ–વિજયાને ઘણા સવાલો પૂછી રહ્યો હતો. વિજયા વિભૂતિના એક પણ સવાલનો જવાબ આપતી નહતી, તેની હોંશ જાણે કે ઊડી ગઈ હતી. મનમાં મનમાં ચંદુને ઠપકો આપવાના અનેક મનસૂબાઓ ઘડી રહી હતી.

સૌથી જુદી વાત ગોમતીની હતી. મુંબઈથી નીકળ્યાં પછી રસ્તે તેના મનમાં અનેક ખ્યાલો ઊભરાઇ રહ્યા હતા; કોઇક અપમાન કરશે તો ? કોઇક વિભૂતિની સામે તિરસ્કારથી જોશે તો ? ભાઈ છે ! પછી શું વાંધો ? તેની મૂંઝવણનો તોડ કાઢી આપશે ! કદાચ કોઈ કહે તો પણ શું ? દુનિયા કયારે નથી કહેતી ! સારું કરો તો પણ કહેવાય ! ખરાબ કરો તો પણ કહેવાય. દુનિયાદારી છે જ એવી ! અનેક તર્કવિર્તક કરતી તે રંગપુરના સ્ટેશન ઉપર ઊતરી. જેટલું હૃદય બળ હતું તેટલું ભેગું કરીને તેણે હસતે મોઢે સામે લેવા આવનાર સર્વને સ્વીકાર્યાં. સૌ હોંશથી તેને મળ્યાં એટલે તેણે એકઠી કરી રાખેલી હિંમતમાં વધારો થયો.

પરન્તુ તેને એક આશ્ચર્ય થયું ? ભાઈ કેમ ન આવ્યા ? ગામમાંથી કેમ ચાલ્યા ગયા ? એટલું મોટું શું કામ હશે ! ખબર હતી છતાં બે દિવસ પહેલાં જ આવીને ચાલ્યા ગયા !

'કાકા' ભાઈનું કામ કોઈથી થાય તેમ ન હતું ?' ગોમતીએ અલીમિયાં પાસેથી 'ભાઇ'ની વધુ વાત જાણવા પ્રયત્ન કર્યો.

'થઇ શકત' અલીમિયાંએ જવાબ આપ્યો. મેં કહ્યું 'હું જાઉં ! બીજાં પણ ઘણાં હતાં. પરન્તુ 'ભાઇ'એ કોઈને જવા ન દીધા, પોતે જ ગયા.'

વાત સાંભળતી વિજયા દાંત કચકચાવતી હતી.

ગોમતીને લાગ્યું ! ભાઈ જરૂર કાંઈક મુદ્દાપર ગયા છે, શું હશે? તેણે વિચાર કર્યો–પોતાની પરીક્ષા કરવા ગયા હશે ! ગોમતીએ બરોબર પરીક્ષા આપવા નિશ્ચય કર્યો.

'વિભૂતિ–તારાં કાકી–કેમ શરમાઈ ગયાં છે ! '

'આ કાકી બોલતાં નથી તેમને કહેને વાત કરે ! '

ગોમતીએ વિજયાના મુખ ઉપરની વેદના જોઇ, તે મનમાં બબડી. 'કેવા હૃદય વગરના છે ! બિચારી વિજયાનો પણ ખ્યાલ કર્યો નહિ; આવે ત્યારે વાત છે.'

'ગોદી બ્હેન, ભાભીને શું થયું છે ! ' ગોમતીએ વિજયાને બોલતી કરવા નિશ્ચય કર્યો હતો.

' શેનાં બોલે હવે ! ' ગોદીએ લહેકો કરીને કહ્યું 'ભાઇનાં સ્વપ્નાં સેવતાં હશે.' 'ગોદી' ને છૂટ મળી એટલે બોલીને ભાભીને ચૂંટી ખણી; બધાં ય હસી પડયાં.

ગાડું ગામમાં આવ્યું ગામનાં ઘણાં માણસો દયાગોરને ઘેર એકઠાં થયાં હતાં. બધાંને ખબર હતી બધાં આજે આવવાનાં છે.

બધાંય આવીને હોંશથી મળી ગયાં ! અલીમિયાંએ વિભૂતિને ઊંચકીને 'દયાગોર'ને ખોળે બેસારી દીધો. ' દયા લે આ તારો વિભૂતિ આવ્યો ! '

' આવ્યો બેટા ? ' થથુંબતા હાથે દયાએ વિભૂતિને છાતી સાથે દબાવી દીધો ! ' શ્રી હરી શ્રી હરી ' તેના મુખમાંથી અનંતકાળથી પૂજ્ય એવા ભગવાનના નામનો ઉચ્ચાર ભેગાં થયેલાં બધાય કાન સુધી પહોંચી ગયો. અને ઘરડી આંખોમાંથી જીવતરની કમાણીશાં બે રતન વિભૂતિના માથા ઉપર ટપકયાં.

## ૩૬

બે દિવસ સુધી પાણી સીંચી સીંચીને મેઘ આજે વિરમ્યો હતો, ધરતી તૃપ્તિના આનંદથી નાચી ઊઠી હતી, ચારે તરફ લીલી હરીયાળી વિકસી ઊઠી હતી. વૃક્ષોની ઘટામાંથી પક્ષીઓ પાંખો ફફડાવીને આળસ ઉડાડી રહ્યાં હતાં, ખેડુતોનાં મોઢાં ઉજળાં બન્યાં હતાં.

ગામને ગોંદરે સોએક જેટલા 'વાવણિયા' સજ્જ થઇને ઊભા હતા, ઉઘાડ થયો એટલે ખેડૂતો આજે વાવણી શરૂ કરવાના હતા. ખેડૂતો વાવણીને મંગળ પ્રસંગ માને છે. 'વાવણિયા'ની વાવણિયા ખેંચનાર બળધની પહેલાં બધાં પૂજા કરે છે, પછી શુભ શુકન જોઇને વાવણીની શરૂઆત કરે છે.

રંગપુરના ખેડુતો ઘણા વર્ષથી આ ઉત્સવને વિસરી ગયા હતા, જાણુકારો કોઇ ઘરમેળે કરી લઈને ચલાવી લેતા હતા : આજે તેમનો યે મંગળમય ઉત્સવ સમૂહમાં ઊજવાતો હતો.

સૌયે બળદને શણુગાર્યા હતા. બળદની શીંગડીઓ ઉપર ચોપ-ડાયેલા ઘીથી સૂર્યના તેજમાં ચળકાટ કરી રહી હતી : 'વાવ-ણિયા'ની ઉપર ફૂલના હાર વિંટયા હતા, ઉપર કંકુના ચાંદલા હતા. વાવણિયા હાંકનારા 'સર્વે'ના કપાળમાં કંકુના ચાંદલા હતા, માથે કોઇએ કડકડતી જગન્નાથીનાં નવઘર વિટયાં હતાં. કોઇએ જામનગરની બાંધણી બાંધી હતી :

અલીમિયાંના હાથમાં થાળી હતી તેમાં ગોળ ધાણા હતા : દરેક વાવણિયા હાંકનારને મિયાં ગોળ ધાણા આપી રહ્યા હતા :

'કાકા, માલિયો કોળી દેખાતો નથી !' કોઈ ખેડૂતે અલીનું ધ્યાન ખેંચ્યું :

'કાં ! કેમ નથી આવ્યો !' અલીનો 'ગોળધાણા' આપવા ઊપડેલો હાથ ઊંચો જ રહી ગયો.

'એના બળદ મરી ગયા છે !' કાનજીએ ખુલાસો કર્યો.

'ક્યાં છે ! માળો અજ્જડ ! કહેતો કાં નથી ?' અલીમિયાંના શબ્દોમાં લાગણી હતી.

'ઘેરેજ હશે. 'કાકા,' બોલાવી લાવું ? ખેતર વાવ્યા વગર રહી જશે ! જમીન ખોઇ બેસશે :' કાનજીને મિત્રને માટે લાગી આવ્યું.

'રહેવા દે. આળસુને પડયો રહેવા દે ! ખેડ કરવા નીકળ્યો છે ! ખેતર વાવતો નથી ! અને કોઇને કહેતો પણ નથી.' અલીના શબ્દોમાં ઠપકો હતો.

'પરવત ! આપણે બધાના વાવણિયા પહેલાં માલિયાના ખેતરમાં લ્યો ! એનું ખેતર વાવીને પછી સર્વ પોતપોતાના ખેતરમાં જાય !' અલીએ વડીલની અદાથી કહ્યું : 'એનું ખેતર વાવ્યા વગર રહેશે તો માંડીવાળેલ ખાશે શું ?' અલીમિયાંએ બધાં સાંભળે તેમ મોટેથી કહ્યું :

પરવતની દીકરી કુંવરે આગળ ઊભેલા એક વાવણિયા ને અક્ષતથી વધાવ્યો, અને પરવતનો વાવણિયો વહેતો થયો, તેની પાછળ એક પછી એક બધાય વાવણિયા ઊપડયા.

'લ્યો મુરલીધર મામા, ગળ્યું મોઢું કરો.' અલીએ મામાની સામે ગોળ–ધાણાની થાળી ધરી. વાવણી ઉત્સવમાં સામેલ થવા માટે અલી 'મામા'ને લઈ આવ્યો હતો.

'આ અમારા ગામડાના ઉત્સવ !' ગળ્યું મોઢું કરી રહેલા 'મામા' ને અલીએ વાતમાં ઉતારવા પ્રયત્ન કર્યો.

'મને હવે થાય છે કે ભાઇ કેમ મુંબઇ આવવાની ના કહે છે. ગામડામાં જો બધુંય આવું જ હોય તો કોણ મુંબઇ જાય ? અલીમિયાં તમારૂં ગામડું ખરેખર અદ્‌ભુત છે. પાંચ દિવસમાં મેં જે અહીં જોયું છે તેવું મારા જીવનમાં મેં કયાંય જોયું નથી ! ઘણાં વર્ષથી ભાઇની સાથે જ ધંધો કરૂં છું, લાગે છે કે ભાઇ ભલે મને છોડી દેવા માંગતા હોય, પરન્તુ તેમને નહિ છોડી શકું. અલીને મુરલીધર મામાની વાત બરાબર સમજાઈ નહિ. તેને થયું કે 'મામા' મશ્કરી કરતા નથી ને ?

'ભાઇ મને પણ કામ બતાવજો. હું પણ બનશે તે કરીશ.' અલીને થયું 'મુરલીધર મામા' હૈયાની વાત કરતા હતા.

'તમારૂં ગામડું બીજાથી ન્યારૂં છે ! આવું ગામડું હોઇ શકે તેની મને કલ્પના પણ ન હતી' વાતો કરતા કરતા બન્ને ગામમાં આવી રહ્યા હતા.

'એ બધો પ્રતાપ 'ભાઇ'નો છે' અલીમિયાંએ કહ્યું. વરસ પહેલાં તમે અહીં આવી ચડયા હોત તો એક રાત પણ રહેવાત નહિ. આત્મા વગરના દેહ જેવું તે પડયું હતું. 'ભાઇ' આવ્યા અને તેને આત્મા મળી ગયો.

'વરસમાં જ આ બધો ફેરફાર થઇ ગયો છે !' મુરલીધર મામાથી આશ્ચર્ય બતાવાઇ ગયું.

'સૌ કોઇ એમ જ કહે ! વરસ પહેલાં અહીં અગ્નિ ધીખતો હતો, આજે શાંતિ છે, પરન્તુ તેમાં આશ્ચર્ય પામવા જેવું પણ કાંઇ નથી. ગામડાનાં માણસોમાંથી બધું ય પરવારી ગયું છે પરન્તુ એક વાત નથી ગઈ; 'પોતાનાં માણસ માટેનો પ્રેમ.' કોઈ તેને અજ્ઞાનતા કહે,

કોઇ ગાડરીઓ પ્રવાહ કહે પરન્તુ તે છે ત્યાંસુધી ગામડું કદી ઉજ્જડ થશે નહિ; જરૂર માત્ર સારા નાયકની, જેવી દોરવણી મળે તે પંથે ગામડું વળે. ગામડાનાં જે માણસો કાંઈ પણ હેતુ વગર 'માલિયા' જેવા લબાડનું ખેતર વાવી દેતાં જોયાં; તેજ માણસોને દોરવણી આપવાથી ભયંકરમાં ભયંકર ગુન્હાઓ પણ કરાવી શકાય અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સત્કાર્ય પણ કરાવી શકાય. ગામડે–ગામડે જો એક એક ચંદુ હોય તો બધાંય ગામડાં રંગપુર બની જાય.

'મને ખબર છે મિયાં.' મામાએ કહ્યું: 'ભાઇ' માં કાંઇક એવું ભર્યું છે; બધા ખેંચાઇને તેને વળગતા જાય.' 'મામા'એ સૂર પૂરાવ્યોઃ

'કયું ! નિજમ કહાં ચલે !' નિજમ વિભૂતિને લઇને આવતો હતો !

'છોટે સરકારકો ખેત દીખાનેકો લે જાતા હું ?'

'કાકા આવી ગયા.' વિભૂતિએ ખબર આપ્યા.

'જી હાં સરકાર, આપકો બુલવા ભેજા હૈ !' નિજમે મિયાંને સંબોધીને કહ્યું.

અલીમિયાં ને મામા વાત કરતા કરતા ચંદુના ઘર તરફ વળ્યા :

'મામા, તમે તો ગામડીઆ જેવા બની ગયા લાગો છો :' બધાંયની માફક મામાએ માત્ર પહેરણ જ પહેર્યું હતું અને માથે એક ફાળીયું વીંટાળ્યું હતું : મામાનો દેખાવ જોઈ ચંદુએ કહ્યું :

'આવી ગયા ભાઈ ?' મામા ચંદુની ઉપમાથી આનંદ પામ્યા હોય તેમ હસીને બોલ્યા :

અલીએ હાથમાં ગોળધાણાની થાળી હતી તેમાંથી બધાને ગળ્યાં મોઢાં કરાવ્યાં : બધાં ચંદુને વીંટળાઈ વળ્યાં હતાં :

'ક્યારે આવ્યો ભાઈ ?' અલીમિયાં દયાગોરની પાટ ઉપર બેઠા ;

'થોડીવાર થઈ! દાજીને દસ વર્ષની સજા થઈ' ચંદુએ કહ્યું.

'અમજીબાનું શું થયું!'

'રમજાન રોકાયો છે: રસ્તો સારો નથી એટલે ગાડું આવે તેમ ન હતું. બેએક દિવસમાં લઇને આવશે. તેને હવે સારું છે.'

'કાકા, મહેશ તમારી સાથે હતો?'

'હા ભાઇ, વાવણિયાની સાથે ગયો છે. હમણાં આવતો હશે.'

'ચાલો, તું જરા આરામ કર! પછી તારાં ઘણાં કામ છે! હું ચોરે આંટો મારીને તને મળું છું.'

'કાકા રમજાન સાથે એક દાક્તર પણ આવવાના છે. દવાખાનું પણ શરૂ કરી નાખીએ.'

'ભલે!' કહીને મિયાં ઊઠ્યા.

'કાકા' જશો નહિ! ગોમતી ભાભીને તમને કાંઇ પૂછવું છે.' જતાં અલીમિયાંને ગોદીએ રોક્યા.

'ભાઇ–અંદર આવો, ભાભી તમને અને કાકાને બોલાવે છે.'

અલી ને ચંદુ ગોમતી પાસે ગયા. અંદર શું મંત્રણાઓ થઇ તે કોઇને સંભળાઇ નહિ.

ગોદી અને વિજયા–ચોરી છૂપીથી અંદર થતી વાતો ઉપર બારણાની તરડમાંથી વખતે વખતે નજર કરી લેતી હતી: નજર કરવામાં બન્નેના હેતુ જુદા હતા; વાતો કરનારમાંથી કોઇને ખ્યાલ ન હતો. બે તરુણીઓ તેમની વાતો ઉપર ચોકી માંડી બેઠી છે:

કલાક પછી વાતો પૂરી થઈ. અલી બહાર નીકળ્યો: અને ગિરજા ગોરાણી અને દયાગોરને લઇને બીજા ઓરડામાં ગયો.

ચંદુ મહેશની તલાશમાં ખેતરો તરફ ગયો.

## ૩૭

અણિયાળી આંખડી વાળો ભોરીંગડો
સાંકડી શેરીમાં સામો મળીયો :
ગુલાબી પાઘડીવાળો ભોરીંગડો
સાંકડી શેરીમાં સામો મળીયો.

દેવુ ગાતી હતી અને ગોદીને ચીડવતી હતી, 'હાય બા ! તું તો માથું ખાઇ ગઇ; તને ગાવાનો ઉધામો ક્યાંથી ઉપડી આવ્યો છે ?' રીસ કરીને ગોદી આડી અવળી થઈ જતી, પરન્તુ તેને દેવું વગર ચાલતું નહિ તે પાછી આવતી અને દેવુ ફરીથી ગાવાનું શરૂ કરતી.

અંતરની શીશીયું વાળો ભોરીંગડો
સાંકડી શેરીમાં સામો મળીયો.

આખરે ગોદી કંટાળી–તેણે હાર કબુલ કરી. 'હા, બ્હેન, હા, ભોરીંગડો મળ્યો હવે તું બંધ થઇશ ?' બન્ને ખડખડાટ હસી પડયાં.

નવા ઘરને બીજે માળે ચંદુ વિભૂતિના અનેક પ્રશ્નોના જવાબો આપી રહ્યો હતો.

'કાકા, રમજાન ભાઇ ગાડામાં લઇ આવ્યા તે બાઈને શું થયું છે ?'

'એના વરે એમને માર્યાં છે:' ચંદુએ વિભૂતિ જલ્દી સમજી શકે તેવી રીતે વાત કરી.

'કેવા ખરાબ!' વિભૂતિએ બાઇના વરને માટે અણગમો બતાવ્યો.

વિજ્યા ગૂપચૂપ પાછળ આવીને ઊભી હતી. કાકો ભત્રીજો વાતમાં મશગુલ હતાઃ તેમનું ધ્યાન ન હતું.

'બહુ ખરાબ!' ચંદુએ વિભૂતિને પ્રોત્સાહન આપ્યું.

'બધાય વર આવા જ ખરાબ હશે?'

ચંદુ અને વિભૂતિ બન્ને યે પાછળ જોયું. વિજ્યા ન સમજાય તેવા મુખભાવ સાથે ઊભી હતી.

'કાકી.' વિભૂતિ વિજ્યા ને ભેટી પડયો.

'ભઇલા, મારૂં એક કામ કરીશ?' વિજયાએ વિભુતિના માથા ઉપર હાથ ફેરવ્યો.

'હા કાકી' વિભુતિએ ઉત્સાહ બતાવ્યો.

'ગોદી ફઇબાના માથામાં આ ફૂલ ભરાવી આવ. ફઇબા નીચે છે, જોજે હો. ખૂબ સાચવીને ભરાવજે. ફઇબાને ખબર ન પડે તેમ સમજ્યો!'

'લાવો, કાકી. ગુપચુપ ભરાવી દઇશ.' ફૂલ લઇને વિભૂતિ દોડયો.

ચંદુ વિજયાની યુક્તિ સમજી ગયો. પળે પળે તે વિજ્યાની વાટ જોતો હતો, તેને ખ્યાલ ન હતો કે વિજ્યા તેના ઉપર રીસાણી છે; તે સમજતો કે કામમાં પડી ગઇ હશે.

તેના મોઢા ઉપર ઝંખના હતી! તે ઊઠયો. વિજ્યા પાસે ગયો. વિજ્યા ઘણું કહેવાનું સંગ્રહીને આવી હતી. પરન્તુ તેની જીભ ઉપડી નહિ!

બન્નેના હૃદયમાં મંથનો થઇ રહ્યાં હતાં. બન્નેની વાચા બંધ થઈ ગઈ હતી. બન્ને પાસે ઊભાં હતાં. કોણ શરૂઆત કરશે?

'વિજ્યા! બોલવાની બાધા લીધી છે?' ચંદુએ મુશ્કેલીથી પહેલ કરી.

'વિજ્યા—ઊભરાઈ પડી : તેણે ચંદુના ખભા ઉપર માથું મૂકી દીધું, તેનાં વર્ષોનાં રૂંધેલાં આંસુએ માઝા મૂકી ને આજે વહેણુ ઉભરાયાં ? વિજ્યાના મનનો ભાર હલકો કરવા ચંદુએ તેનાં આંસુને વહેવા દીધાં.

મનનો ઊભરો સમી જતાં વિજ્યા શાન્ત થઈ:

'વિજ્યા, મેં તને બહુ દુઃખ દીધું !' ચંદુની આંખને ખૂણે વ્હાલ હતું કે અશ્રુબિન્દુ તેની વિજયાને સમજ પડી નહિ.

'એ વાત સંભારશો નહિ !' વિજયાએ પાલવના છેડાથી પતિના મુખ ઉપર ટપકી રહેલું અશ્રુબિન્દુ લૂછયું !

'કેવા થઈ ગયા છો !' ઘણા વરસે પત્નીનો હાથ પતિના મુખ ઉપર ફરી રહ્યો હતો !

'ઘેલી ? મને શું થયું છે ?' ચંદુને કયાંથી સમજાય આ કરચલીઓ ? આ કાળા ધાબાઓ.

પત્ની સિવાય આ બધી જીણવટની કોને માહિતી હોય ! વિજ્યાને વિવાદ કરવો ન હતો તેના હાથ ઉપર તેને શ્રદ્ધા હતી; તેણે અભિપ્રાય બદલવાની વૃત્તિ બતાવી નહિ; પતિના મુખ પાસે તેણે પોતાનું મુખ આણ્યું.

'કોઇ આવશે હો !' પતિ પત્નીની ઇચ્છા સમજી ગયો.

'ભલે !' વિજ્યા આજે કોઇથી પણ ડરતી ન હતી.

દાદર ખખડવાનો અવાજ આવ્યો. વિભૂતિ 'ફઈ'ની નિષ્ફળ શોધ કરીને પાછો આવ્યો હતો.

'કાકી ! ફઇબા કયાં છે ? જડતાં નથી; બધી જગ્યાએ શોધી જોયાં !'

વિજ્યા અને ચંદુ એકબીજાના મુખ સામું જોઈને હસી પડયાં. વિભૂતિ કાકા અને કાકીનાં હાસ્યનું કારણુ સમજી શકયો નહિ.

'લાવ ફૂલ કયાં છે ? મારી પાસે લાવ !' ગોમતી અંદર દાખલ

ગઇ. વિભૂતિ ગોદીની શોધમાં નીકળ્યો ત્યારે ગોમતીને પણ 'ફઇબા' માટે પૂછી ગયો હતો.

'બા, ફઇબાને જોયાં !' વિભૂતિ આખા ઘરમાં નિષ્ફળ ફેરો ખાઈ ને પાછો આવ્યો ત્યારે ગોમતીને પૂછ્યું.

'ફઇબા બહાર ગયાં છે ! કેમ શું કામ છે ?'

'નહિ, કહેવાનું નથી !' વિભૂતિ મોંઘો થયો. 'કાકીએ ના કહી છે !'

'મને ન કહેવાય ? કહે જોઇએ !' વિભૂતિએ 'ફૂલ'ની વાત 'ગોમતી'ને કહી દીધી.

'કાકી, કયાં છે ! વિભૂતિ.'

'ઉપર કાકા પાસે છે !' કહીને વિભુતિ ઉપર ચાલ્યો ગયો.

ગોમતીને થયું 'ગોદી નહિ મળી એટલે વિજયાનું ફૂલ શું વેણીમાં ગૂંથાયા વગર રહી જશે !' તે વિભૂતિની પાછળ ઉપર ગઇ.

વિભૂતિએ ફૂલ બાના હાથમાં મૂકયું. ગોમતીએ ફૂલ વિજયાની વેણીમાં ભરાવી દીધું.

ચંદુ અને વિજયા બન્ને શરમાઈ ગયાં !

'ભાભી ! તમે ?'

'હા ! નાનાભાઇ ! મારી દેરાણીનું ફૂલ કેમ એળે જાય ! બન્ને સુખી થાવ અને પરમાત્મા તમારા મનોરથો પુર્ણ કરે,' આશીર્વાદ ઉચ્ચારીને ગોમતી આવી હતી તેવી વિભૂતિને આંગળીએ વળગાડીને ચાલી ગઇ.

૩૮

આજે અષાઢી બીજ હતી. રંગપુર આજે ત્રણ પ્રસંગો ઊજવતું હતું. મહેશ અને ગોદી પરણતાં હતાં, ઠાકોર મંદિરમાં રાધા કૃષ્ણની મૂર્તિની પ્રતિષ્ઠા થતી હતી, અને ચંદુના નવાં મકાનનું વાસ્તુ ઊજવવાનું હતું.

એક પ્રસંગ જાહેરનો હતો, બીજા બે પ્રસંગો વ્યકિતના હતા: છતાં ત્રણે પ્રસંગો માટે રંગપુરનો ઉત્સાહ એક સરખો જ હતો.

ગોમતીએ રંગપુરમાં પગ મૂકતાંની સાથે જ ગોદી અને મહેશનાં લગ્નની વાત ઊપાડી હતી. તેને જરા ભીતિ હતી. કદાચ ક્યાંકથી વિરોધ થશે!–રૂઢીનાં બન્ધનો વિધવાને પરણતી કયાંક અટકાવશે! તેણે બધાંની સામે થવાની હિંમત કેળવી હતી: પરન્તુ તેની ભીતિ સાચી પડી નહિ. તેણે ધાર્યું હતું એટલું કઠણ કામ તેને જણાયું નહિ.

મહેશ કે ચંદુ તેના વિચારમાં સંમત હોય જ પરંતુ અલીમિયાં અને દયાગોરે પણ પોતાની સંમતિ બતાવી. ગામમાં કોઇને વાત ન પણ ગમે! તેની સાથે ગોમતીને બહુ નિસ્બત ન હતી; ગામમાંથી પણ કોઇએ ગોદીનાં લગ્નની સામે કોઇ વિરોધ દર્શાવ્યો નહિ!

અલીમિયાં જેવા ફિરસ્તા જેને આશીર્વાદ આપવાના હોય તેની સામે કોણ હોય! ઘણા તો ગોદીને વિધવા ગણવાજ તૈયાર ન હતા; ગોદીને વિધવા કેમ કહી શકાય! શું તેનું પરણેતર? શું તેનો પતિ!

ગોમતીને બહુ ઉપાધિ કરવી પડી નહિ તેની વાત બધાંયે હર્ષથી સ્વીકારી લીધી.

બપોરે નવા બંધાયેલા ચોરામાં આખું ગામ ભેગું થયું; અને કેટલીક નવી વાતો રંગપુરને કાને પડી.

ગામનાં દરેક કાર્યોમાં ગામને દોરવા માટે ગામનાં પાંચ ગ્રહસ્થોની એક કમિટી નીમવામાં આવી. અલીમિયાં, ચંદુ, પરવત, ફીકાશેઠ અને તખુભા દાજીનો ભાયાત મૂળુભા કમિટીના સભ્યો નિમાયા:

ચંદુએ ગામ સમક્ષ જાહેરાતો કરી. પોતાની જાતને અને પોતાની મિલ્કતને ગામને ચરણે સમર્પણ કરી.

બીજા પણ પ્રસંગો બની ગયા. અલીમિયાંએ ગાડું છોડયું અને તેનો વારસદાર 'ધનિયો' થયો.

તીકુની દુકાનની ઉદ્‌ઘાટન ક્રિયાનું માન મુરલીધર મામાને આપવામાં આવ્યું.

મુરલીધર મામા ચંદુને ખેંચી જવા આવ્યા હતા, પરન્તુ અહીં આવ્યા પછી તેમને ચંદુને લઈ જવાનું કહેવાનું મન થયું નહિ: તે પોતે રંગપુર, અલીમિયાં ને દયાગોર જેવા મહાનુભાવો ને અનેક નિર્દોષ એવાં ગ્રામજનોના પ્રેમમાં ઢીલા થઈ ગયા હતા. મુંબઇ જઈ ચંદુની ઇચ્છા મુજબની વ્યવસ્થા કરી . કારખાનામાં પોતાની જગ્યાએ પોતાના પુત્રને ગોઠવી જીવનનાં શેષ વર્ષો અહીં ગાળવાની ગાંઠને મજબૂત કરતા જતા હતા.

સાંજે મંદિરના ચોકમાં ગોદી મહેશનાં લગ્ન ઊજવાયાં, શરણાઈ-સૂર અને લગ્નનાં ગીત સાંભળી સારૂંયે રંગપુર ડોલી ઊઠયું.

તીકુ–રમજાન–કરશન ત્રણે જણા ખડે પગે ઘૂમી રહ્યા હતા.

'ચંદુ ! એક લગન થયાં ! હજુ બીજાં ત્રણ બાકી છે.' અલીમિયાંએ ત્રણે તરફ આંગળી બતાવી ચંદુનું ધ્યાન ખેંચ્યું.

'કાકા' ફરીથી બીજો ઉત્સવ ઊજવશું.' ચંદુના જવાબમાં કબુલાત હતી :

સન્ધ્યા સમયે નવા મંદિરમાં ચંદુ અને વિજયાએ રાધા અને કૃષ્ણની મૂર્તિની સવારે સ્થાપના કરી હતી. ત્યાં દંપતી દર્શને આવ્યાં. લોકો હર્ષઘેલાં થઇ ગયાં. મોતીરામ બાવાએ પિત્તળની મોટી આરતીમાં ચોસઠ વાટો પ્રગટાવી. મંદિરનું નગારૂં આજુબાજુની બે ગાઉની સીમ સુધી સંભળાઇ રહ્યું. જાલરો રણકી અને બજવૈયા-ઓએ મીઠા સૂરે શરણાઇમાંથી વાગેશ્વરીના સૂર વહેતા મૂકયા.

વિભૂતિએ ઝાલર ઉપર બેસૂરા સૂર કાઢયા.

ગોમતીએ સ્ત્રીઓ પાસે મીઠા રાગે આરતી ગવરાવી.

દયાગોરે માળાના પારાને વહેતા મૂકયા.

અલીમિયાંએ મંદિરનાં પગથિયાં પાસે ઊભા રહી હાથમાં પાઘડી રાખી ઊંચે આસ્માનમાં આંગળી ઊંચી કરી; મસ્તક નમાવ્યું. એ કોની બંદગી હતી–ઇશ્વિરની કે અલ્લાની! પરન્તુ એવા ભેદ શું ?'

મોતીરામે આરતી પૂરી કરી નીચે મૂકી અને આરતો ફરતી જળની પ્રદક્ષિણા કરી. હાથમાંના શંખમાં રહેલા પાણીને એકઠી થયેલી મેદની ઉપર છાંટયું.

સાષ્ટાંગ દંડવત કરી તેણે–પ્રભુને ચરણે મસ્તક મૂકયું.–અને સર્વ કોઇને મોટેથી 'સન્ધ્યા આરતીના જે સીતારામ' સંભળાવ્યા. લોકોએ એ ઝીલી લીધો, અને તેના પડઘા વાતાવરણમાં ચારે તરફ ગૂંજી ઊઠયા.

---

